# મષનવીની હિકાયતો

મૂળ ફારસીમાં કર્તા

હઝરત મૌલાના
જલાલુદ્દીન રૂમી (રહ.)

ઉર્દૂમાં આલેખનકર્તા

હઝરત શયખ મૌલાના શાહ
હકીમ મુહમ્મદ અખ્તર સાહબ (દા.બ.)

ગુજરાતી ભાવાનુવાદકર્તા

અબ્દુલકાદિર ફાતીવાલા

પ્રકાશન વિભાગ
દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર
મુ.પો. કંથારીઆ - ૩૯૨ ૧૬૨
તા. જિ. ભરૂચ (ગુજરાત)

પ્રકાશન નંબર ૧૮૨

# મષનવીની હિકાયતો

મૂળ ફારસીમાં કર્તા

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.)

ઉર્દૂમાં આલેખનકર્તા

હઝરત શયખ મૌલાના શાહ
હકીમ મુહમ્મદ અખ્તર સાહબ (દા.બ.)

ખલીફએ
હઝરત અકદસ મૌલાના શાહ
અબરારુલ હક સાહબ (દા.બ.)

ખાદિમે ખાસ
હઝરત અકદસ મૌલાના શાહ
અબ્દુલગની સાહબ ફૂલપૂરી (રહ.)

ગુજરાતી ભાવાનુવાદકર્તા

અબ્દુલકાદિર ફાતીવાલા

## પ્રકાશક

પ્રકાશન વિભાગ

દારુલ ઉલૂમ ભરૂચ, મહમૂદનગર

મુ.પો. કંથારીઆ - ૩૯૨ ૧૬૨

તા. જિ. ભરૂચ (ગુજરાત)

☎ : (02642) 36786 / 41480

## પ્રકાશન વર્ષ

પ્રથમ આવૃત્તિ

હિજરીસન ૧૪૨૦

ઈસ્વીસન ૨૦૦૦

# અનુક્રમણિકા

# અભિપ્રાયો

### શયખુલ હદીસ હઝરત મૌલાના મુહમ્મદ ઝકરિય્યહ સાહબ (રહ.)

'મઝામીન માશાઅલ્લાહ ઘણાં જ સરસ છે. દિલ પર અસર કરનારા છે. અલ્લાહ તઆલા આપની મહેનતને કબૂલ ફરમાવે અને સદકએ જારિય્યહ બનાવે.'

### હઝરત અકદસ મૌલાના શાહ અબરારુલ હક સાહબ (દા.બ.)

'કિતાબ ઘણી જ પસંદ આવી. માશાઅલ્લાહ ! મષનવી શરીફની સુંદર તશરીહ (સ્પષ્ટતા) કરી છે. અવારનવાર એને અમારે ત્યાં અસર બાદ સંભળાવું પણ છું.'

### હઝરત મૌલાના મુફ્તી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.)પાકિસ્તાન

'માશાઅલ્લાહ ! મષનવીએ મૌલાના રૂમી (રહ.)ની આ મહાન અને ઉપયોગી ખિદમત થઈ ગઈ. લોકોને એનાથી લાભ લેવામાં આસાની થઈ જશે. અલ્લાહ તઆલા પોતાના ફઝલથી કબૂલ ફરમાવે.'

### હઝરત મૌલાના મુહમ્મદ યૂસુફ સાહબ બિન્નોરી (રહ.)

'બિરાદરે મુહતરમ જનાબ મૌલાના હકીમ મુહમ્મદ અખ્તર સાહબની સુંદર કૃતિ 'મઆરિફે મષનવી' વાંચીને એમનાથી એટલી અકીદત થઈ ગઈ કે જેની મને કલ્પના પણ ન હતી. દર્દે દિલના માટે (આ કિતાબ) બેહતરીન રસાયણ છે.'

**હઝરત મૌલાના મુહમ્મદ આશિક ઈલાહી બુલંદ શહરી (દા.બ.)**

'હઝરત મૌલાના શાહ મુહમ્મદ અખ્તર સાહબ મદઝિલ્લહુમને મષનવીથી લગાવ છે. મતલબો અને મઆરિફનો એક સાગર એમના સીનામાં ઉછાળા મારે છે. લાંબા સમય સુધી સખત મહેનત અને પરિશ્રમ કરીને એમણે આ કિતાબમાં જાણે દરિયાને કૂજામાં સમાવી લીધો છે.'

**હઝરત મૌલાના મુહમ્મદ મંઝૂર નુઅમાની સાહબ (રહ.)**

'મઆરિફે મષનવી કિતાબ ઘણી જ અજીબ, ઉપયોગી, કાબિલે કદર અને લઝીઝ છે.'

**આરિફ બિલ્લાહ હઝરત ડો. મુહમ્મદ અબ્દુલ હય સાહબ 'આરિફી' (રહ.)**

'આ કિતાબથી મૌલાના રૂમી (રહ.)ની મષનવીમાં વાંચકો અને અહલે દિલના માટે અજીબ વજદ આફરીની તથા ઉપયોગીતા પેદા થઈ ગઈ છે.'

**હઝરત મૌલાના મુફતી રશીદ અહમદ સાહબ લુધિયાનવી (દા.બ.)**

'દરહકીકત આ હઝરત ફૂલપૂરી (રહ.)નો ફૈઝ છે. હઝરત ફૂલપૂરી (રહ.) મષનવીએ રૂમીની મુજસ્સમ (સાક્ષાત) તસવીર અને ચાલતી-ફરતી તફસીર હતા. હઝરતે પોતાની તર્જુમાનીના માટે અખ્તરની ઝબાનને પસંદ ફરમાવી છે, તો જાહેર છે કે એની હુસ્ને તા'બીર ના માટે કેટલી દુઆઓ કરી હશે !'

**હઝરત મૌલાના ઝફરઅહમદ સાહબ ઉસ્માની થાનવી (દા.બ.)**

'કિતાબ માશાઅલ્લાહ સુંદર છે ! અલ્લાહ તઆલા મૌલાનાની મહેનતોને કબૂલ ફરમાવે અને મુસલમાનોને એનાથી ફાયદો પહોંચાડે.'

**હઝરત મૌલાના મુહમ્મદુલ્લાહ સાહબ ઉર્ફે હાફિઝજી હુઝૂર ઢાકહ દામતબરકાતુહુમ**

'મને ઉમ્મીદ છે. કે તાલિબાને ખુદા આ કિતાબથી ઘણો ફાયદો હાસિલ કરશે.'

**હઝરત મૌલાના શાહ મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી (રહ.)**

'ઘરે હોય કે સફરમાં હોય, 'મઆરિફે મષનવી' કિતાબ સાથે રાખવાને લાયક છે. એનાથી ફાયદો ઉઠાવવો જોઈએ.'

**હઝરત અલ્લામા મુહ્યુદ્દીન ઝાહિદી (દા.બ.) નીશાપૂર, ખુરાસાન**

'મૌલાના શાહ હકીમ મુહમ્મદ અખ્તર સાહબ વર્તમાન કાળના રૂમી છે, બલ્કે એમ કહું કે બીજા રૂમી છે તો એમ કહેવું યોગ્ય બલ્કે વધારે મુનાસિબ છે.'

**હઝરત મૌલાના સૈયદ અબૂલ હસન અલી મિયાં નદવી સાહબ રહમતુલ્લાહિ અલયહ**

'મૌલાના હકીમ મુહમ્મદ અખ્તર સાહબે મૌલાના રૂમી (રહ.)ના બયાન કરેલા મઆરિફ અને હકાઈકને ઉર્દૂભાષીઓ માટે આસાન અને ઉપયોગી બનાવી દીધાં છે. મૌલાના રૂમી (રહ.)ના નેઅમત અને હિકમતના થાળને લોકો સમક્ષ પીરસી દીધો છે. જે મોતીઓ મષનવીના ગ્રંથમાં સુરક્ષિત હતા તેને લોકોની પાસે પહોંચાડી દીધાં છે.

અલ્લાહ તઆલા કિતાબને મકબૂલે ખાસ અને આમ બનાવે તથા હકીમ સાહબને એની જઝાએ ખૈર અતા ફરમાવે.'



# અનુવાદ વિશે કંઈક

અબ્દુલકાદિર ફાતીવાલા

✻

બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.

નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.

✻

હઝરત મૌલાના શાહ હકીમ મુહમ્મદ અખ્તર સાહબ (દા.બ.)ની કિતાબ 'મઆરિફે મષનવી'માં નીચે પ્રમાણે ચાર વિભાગો છે :–

[૧] હિકાયાતે મષનવી
[૨] મન્ઝૂમાતે મષનવી
[૩] મુનાજાતે મષનવી
[૪] મષનવીએ અખ્તર

એ ચાર વિભાગો પૈકી પ્રથમ વિભાગની હિકાયતોનો ભાવાનુવાદ 'દારુલ ઉલૂમ', માસિક (કંથારીઆ)માં જૂન ૧૯૯૦ થી ઓક્ટોબર ૧૯૯૬ સુધી ક્રમશઃ નિયમિત સાડા છ વરસ સુધી પ્રગટ થયો હતો.

વાચકોના સતત આગ્રહના કારણે એ હિકાયતોનો સંગ્રહ હવે દારુલ ઉલૂમના પ્રકાશન વિભાગ તરફથી ગ્રંથાકારે પ્રગટ થઈ રહ્યો છે એ આનંદજનક છે. ગુજરાતી ભાષામાં મષનવી શરીફનો કદાચ આ સૌથી પ્રથમ જ ગ્રંથ પ્રગટ થયો છે. બીજો કોઈ ગ્રંથ પ્રગટ થયેલો હોય તો મારી જાણમાં નથી.

✻

હઝરત મૌલાના અબુલ હસન અલી સાહબ નદવી (રહ.)લખે છે કે, 'હરેક દૌરના રસ, રુચિ, સૂઝ–બુઝ, ગ્રહણશક્તિ અને બૌદ્ધિક સ્તર અલગ અલગ હોય છે. એટલા માટે મષનવી મઅનવી

હોય કે બોસ્તાને સા'દી, રૂબાય્યાતે ખૈયામ હોય કે દીવાને હકીમ સનાઈ, એનું સરળીકરણ અને વિવરણ કરીને, એના મઝામીનોને નવા અંદાઝમાં પેશ કરવાની જરૂરત છે.'

આધુનિક વાચકોના રસ, રુચિ અને સમય મર્યાદાને ધ્યાનમાં રાખીને મૂળ લખાણમાં મેં પણ નીચે પ્રમાણે ફેરફારો કરેલા છે જેનો અત્રે ખુલાસો કરી દેવો જરૂરી જણાય છે. અને એટલે જ એને અનુવાદ કહેવાના બદલે ભાવાનુવાદ કહેવું વધારે ઉચિત લાગે છે. ફેરફારો આ પ્રમાણે છે :–

[૧] હાલના યંત્રવત જીવનના કારણે લોકો પાસે વાંચન માટે સમય ખુબ જ મર્યાદિત હોય છે એટલે લાંબી હિકાયતો વાંચતા કંટાળે છે. જેથી મોટા ભાગની હિકાયતોને મેં ટૂંકાવી નાંખી છે. દાખલા તરીકે સુલતાન ઈબ્રાહીમ અદહમ (રહ.)ની હિકાયત ઉર્દૂમાં વીસ પાના જેટલી લાંબી છે જેને મેં માત્ર પાંચ પાનામાં સમાવી લીધી છે.

[૨] ઉર્દૂમાં હિકાયતના અંતર્ગત, ચાલુ હિકાયત રોકીને, પ્રસંગાનુસાર નસીહતો, બોધવચનો, સલાહો, સૂચનો, અમલો લખવાની શૈલી અપનાવેલી છે. વાચકોનો રસભંગ ન થાય તે માટે, હિકાયત પુરી થયા પછી, ''નસીહતો'' શીર્ષક હેઠળ, એ બાબતોને અલગ તારવીને લખી છે. ઉપરાત એને સળંગ ન લખતાં અલગ ક્રમાંકો આપીને, ધ્યાનાકર્ષક બનાવવા પ્રયત્ન કર્યો છે.

[૩] તસવ્વુફ અને તરીકતની ઊંડી તાત્વીક ચર્ચા સામાન્ય વાચકો માટે કક્ષા બહારની હોવાથી લીધી નથી.

[૪] ઉર્દૂમાં ફારસી કાવ્ય પંક્તિઓનું પ્રમાણ ઘણું વધારે છે. ગુજરાતીમાં જરૂરત પ્રમાણે જૂઝ પંક્તિઓ જ લીધી છે.

[૫] હઝરત મૌલાના શાહ હકીમ મુહમ્મદ અખ્તર સાહબ સિધ્ધહસ્ત કવિ પણ હોવાથી, આખી હિકાયતોના ઉર્દૂ કાવ્ય રૂપાંતરો પણ ઘણાં આપેલાં છે પરંતુ સંક્ષેપ જાળવવા માટે ગદ્યમાં આવી ગયેલી બાબતોનું ફરી પદ્યમાં પુનરાવર્તન કર્યું નથી.

વાચકો અને વિદ્વાનોને આ ફેરફારો ગમશે એવી આશા છે. એમના તરફથી કોઈ વિશેષ સુચનો મળશે તો સ્વીકારતા આનંદ થશે.



**'રબ્બના તકબ્બલમિન્ના ઈન્નક અન્તસ સમીઉલ અલીમ'**

હે અમારા પરવરદિગાર !
અમારા અમલોને કબૂલ ફરમાવ !
બેશક તું સાંભળનાર અને જાણનાર છે !

મોટા ઘાંચીવાડ, અલ્લાહવાળાઓના આસ્તાનાનો શ્વાન,
વલસાડ ૩૯૬૦૦૧ **અબ્દુલકાદિર ફાતીવાલા**

૧૭, જમાદીલ આખર, ૧૪૧૯ હિજરીસન
૯, ઓકટોબર, (જુમ્આ) ૧૯૯૮ ઈસ્વીસન



# પ્રસ્તાવના

**હઝરત મૌલાના શાહ હકીમ મુહમ્મદ અખ્તર સાહબ (દા.બ.)**

*

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ.**

**નહમદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ કરીમ.**

*

હઝરત જલાલુદ્દીન રૂમી (રહ.) અને એમની મષનવી શરીફથી અહકરને, પોતે બાલિગ–પુખ્ત વયનો પણ ન હતો ત્યારથી સંબંધ અને લગાવ છે. તે પછી હક તઆલાએ એવા શયખ અતા ફરમાવ્યા કે જેઓ મષનવી શરીફના આશિક હતા અને ફરમાવ્યા કરતા હતા કે,

'મષનવી શરીફમાં ઈશ્કે હકની આગ ભરેલી છે અને પોતાના વાચકોના સીનાઓમાં પણ આગ લગાવી દે છે !'

મારા હઝરત ફૂલપૂરી (રહ.) અકસર અસરની નમાઝ બાદ મષનવી શરીફનો દર્સ એવા અંદાઝથી આપતા હતા કે રૂહમાં ઉથલપાથલ થઈ જતી. અહકરને મષનવી શરીફથી ઘણો ફયઝ થયો અને અહકરની બીજી કૃતિઓમાં પણ એનો ફયઝ પ્રભાવી રહયો છે.

પ્રસંગોપાત અહકરે પસંદ કરેલા મષનવી શરીફના કેટલાક શેરો જયારે હઝરત ફૂલપૂરી (રહ.)ને સંભળાવ્યા કરતો, અને તેની તે શર્હ–વિવરણ અરજ કરતો જે હક તઆલા ખાસતૌર પર અહકરને અતા ફરમાવતા, ત્યારે હઝરતવાલા ઘણાં જ આનંદિત થતા અને અહકરની દર્દનાક શર્હ સાંભળીને તેમની આંખો ભીની થઈ જતી.

એક દિવસે તો એવું બન્યું કે અહકર પર એક ખાસ કયફિયત તારી થઈ હતી. અહકર હઝરતવાલાની પાસે ફજરની નમાઝ બાદ બેઠેલો હતો અને ઈજાઝત લઈને મષનવી શરીફની શર્હ અરજ કરી રહ્યો હતો. હઝરતવાલાને એટલો લુત્ફ આવ્યો કે સાંભળતાં સાંભળતાં

અગિયાર વાગી ગયા ! અર્થાત પાંચ કલાક સુધી હઝરત અકદસ અહકરની ઝબાનથી મષનવી શરીફની દર્દનાક શર્હ સાંભળતા રહ્યાં ! અહકર પર અને હઝરત અકદસ પર અજીબ કયફ તારી રહયો. અહકર પણ રડતો રહયો અને હઝરતવાલા પણ આંસુઓ વહાવતા રહ્યા.

ત્યારની પરિસ્થિતિને અનુરૂપ બે શેર રજૂ કરું છું.

**વોહ ચશ્મે નાઝભી નઝર આતી હય આજ નમ,**
**અબ તેરા ક્યા ખ્યાલ હય અય તન્હાઈએ ગમ ?**
**આવો ! દયારે યારસે હોકર ગુઝર ચલે,**
**સુનતે હય કિસ તરફસે મસાફત રહેગી કમ !**



એજ પ્રમાણે કા'બા શરીફમાં એક વખતે હઝરત મૌલાના મુહમ્મદ અહમદ સાહબ પ્રતાપગઢી (દા.બ.)ની તબીયત નાદુરૂસ્ત અને ઘણી જ ચિંતાજનક હતી. અહકરે મષનવી શરીફના કેટલાક શેરની દર્દનાક શર્હ અને હક તઆલા શાનુહૂની મુહબ્બતના દર્દની કેટલીક વાતો કરી. મગરિબ બાદથી લઈને ઈશા સુધી સાંભળ્યા પછી ઈર્શાદ ફરમાવ્યો કે,

' તમારી આ વાતો સાંભળીને હું તો બિલકુલ સારો થઈ ગયો ! અને બધી ચિંતાઓ દૂર થઈ ગઈ ! '

તે પછી ઈર્શાદ ફરમાવ્યો કે,

' મને તમારાથી ઘણી મુનાસિબત છે.'



મષનવી શરીફની સાથે આ કલ્બી અને રૂહાની સંબંધ તથા લગાવના કારણે અહકરની હંમેશાં એ તમન્ના રહી છે કે હક તઆલા મષનવી શરીફના ઉલૂમ અને મઆરિફ, અહકરની કલમથી એવા ઈશ્કનાક અને દર્દનાક અંદાઝમાં લખાવી દે કે જે વાચકોના સીનાઓમાં હક તઆલા શાનુહૂની મુહબ્બતની આગ અને તડપ પયદા કરવાનો ઝરિયો બની જાય.

**મન હર જમ્ઈયતે નાલાં શુદમ,**
**જુફ્તે ખૂશહાલાં વ બદહાલાં શુદમ.**

**ભાવાર્થ :**

અમારું કામ દરેક મુલાકાતીને હક તઆલા શાનુહૂની મુહબ્બતનો ગમ બયાન કરવાનું છે. જેના મુકદરમાં હશે અને જેના દિલની ભૂમિ ઈશ્કે ઈલાહીના આ બીજને ગ્રહણ કરવાને લાયક અને પાત્ર હશે, તેમાં મારા સદકએ જારિય્યહનો ઈન્તેજામ થઈ જશે તથા ખેતીને અપાત્ર જમીનના માટે પણ આ પયગામ હુજ્જત થઈ જશે.

**બનકે દીવાના કરેંગે ખલ્કકો દીવાના હમ,**
**બર સરેમિમ્બર સુનાયેંગે તેરા અફસાના હમ.**

✻

હક તઆલાનો મહાન એહસાન અને ફઝલ છે કે હઝરત શાહ ફૂલપૂરી (રહ.) અને હઝરત મૌલાના અબરારુલ હક સાહબ (દા.બ.)ની દુઆઓની બરકતથી અહકરની કલમથી મઆરિફે મષનવીનું લેખન પરિપૂર્ણ થઈને આશિકાને ઈલાહીના માટે ઈશ્કે ઈલાહીનો પયગામ બનીને મુદ્રણની કક્ષાએ આવી ગયું.

**ફલ્હમ્દુ લ-ક વશ્શુકરુ લ-ક યા રબ્બના.**

✻

હક તઆલા પોતાની રહમતથી અને પોતાના હબીબ રહમતુલ્લીલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકામાં કબૂલ ફરમાવીને ઉમ્મતે મુહમ્મદિય્યહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના માટે આ કિતાબને ઉપયોગી હદિયો અને અહકરના માટે સદકએ જારિય્યહ બનાવે.

કિતાબની છપાઈનું કામ ચાલુ હતું ત્યારે એના પ્રકાશનના માટે બે શેર, દુઆના સ્વરૂપમાં, મુનાજાતના સમયે પઢયા કરતો હતો :–

**ગયબસે ઈમ્દાદ ફરમા દીજિયે,**
**મષનવીકો મેરી છપવા દીજિયે,**
**પેહલે ખુદ મકબૂલ ફરમા લીજિયે,**
**ખલ્કમેં મકબૂલ કરવા દીજિયે.**

૪–જી ૧/૧૨ બંદએ ઝઈફ,
નાઝિમાબાદ, **મુહમ્મદ અખ્તર (પ્રતાપગઢી)**
કરાંચી (પાકિસ્તાન) અફલ્લાહુ અન્હુ

## હઝરત મૌલાના રૂમી (રહ.)ની

# જીવન ઝરમર

### જન્મ, નામ અને નસબ

- આપનું નામ મુહમ્મદ હતું.
- આપનો લકબ જલાલુદ્દીન હતો.
- સામાન્ય જનતામાં 'મૌલાનાએ રૂમી (રહ.)'નામથી મશહૂર હતા.
- આઠસો વર્ષ પહેલાં હિજરીસન ૬૦૪ (ઈસ્વીસન ૧૨૦૭–૧૨૦૮)માં બલ્ખમાં પેદા થયા.
- હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની ઔલાદમાંથી હતા.
- આપના વાલિદનું નામ બહાઉદ્દીન ઈબ્ને હુસૈન બલ્ખી હતું.
- બાદશાહ મુહમ્મદ ખ્વાર્ઝુમ શાહ (વફાત હિજરીસન ૬૧૭, ઈસ્વીસન ૧૨૨૦)હઝરત મૌલાના રૂમી (રહ.)ના હકીકી નાના હતા.

### 'આ અમૂલ્ય હીરાથી ગાફિલ ન રહેશો !'

હિજરીસન ૬૧૦માં હઝરત મૌલાના રૂમી (રહ.)ના વાલિદ શૈખ બહાઉદ્દીન, બલ્ખને છોડીને નીશાપૂર ચાલ્યા ગયા. 'તઝકિરતુલ ઔલિયા'નામની મશહૂર કિતાબના લેખક અને પોતાના સમયના મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા ફરીદુદ્દીન અત્તાર (રહ.) શૈખ બહાઉદ્દીનને મળવા માટે આવ્યા. તે વખતે હઝરત મૌલાનાની ઉંમર માત્ર છ વરસની હતી, અને પોતાના વાલિદની સંગાથે હતા.

હઝરત ખ્વાજા ફરીદુદ્દીન અત્તાર (રહ.)એ પોતાની મસનવી 'અસરાર નામા'શૈખ બહાઉદ્દીનને તબર્રુકન ભેટ આપી અને ફરમાવ્યું કે,

'(આપના પુત્રરૂપી) આ અમૂલ્ય હીરાથી ગાફિલ ન રહેશો ! એ એક દિવસે દુનિયા ગજાવશે !'

## શિક્ષણ અને કેળવણી

હઝરત મૌલાના રૂમી (રહ.)એ પ્રાથમિક શિક્ષણ અને કેળવણી પોતાના વાલિદ પાસેથી મેળવી. મૌલાનાના વાલિદે પોતાના ખાસ ચુનંદા શાગિર્દ અને મુરીદ મૌલાના બુર્હાનુદ્દીનને મૌલાનાના શિક્ષક નક્કી કર્યા. મૌલાનાએ તેમની જ છત્રછાયામાં કેળવણી મેળવી અને અકસર ઉલૂમ તેમનાથી જ હાસિલ કર્યા.

## વિદ્યા પ્રાપ્ત કરવા માટે પ્રવાસો

૧૮ (અઢાર) વરસની ઉંમરે હઝરત મૌલાનાની શાદી થઈ. અને તે જ વરસે પોતાના વાલિદની સાથે કૂનિયહ આવ્યા. અને અહીં જ રહેવા લાગ્યા.

પોતાના વાલિદના ઈન્તેકાલ બાદ, ૨૫ વરસની ઉંમરે હઝરત મૌલાનાએ વિદ્યાની પરિપૂર્ણતા માટે શામનો પ્રવાસ કર્યો. કેટલાક દિવસો હલબ શહેરના મદ્રસા હલ્લાદિય્યહના છાત્રાલય (હોસ્ટેલ)માં રહીને કમાલુદ્દીન બિન અદીમથી ફૈઝ હાસિલ કર્યો.

તે પછી સાત વરસ સુધી દમિશ્કમાં વિદ્યા અને કળાનું શિક્ષણ મેળવતા રહ્યા.

તમામ મઝહબોથી વાકિફ હતા. ઈલ્મે કલામ, ઈલ્મે ફિકહ અને ઈખ્તિલાફિય્યાતમાં વિશેષ નિપુણ હતા. ફિલસુફી, હિકમત અને તસવ્વુફમાં અજોડ હતા.

આપના વાલિદ શૈખ બહાઉદ્દીનના ઈન્તેકાલ બાદ આપના ઉસ્તાદ સૈયદ બુર્હાનુદ્દીને નવ વરસ સુધી ઈલ્મે બાતિન અને સુલૂકની તા'લીમ પણ આપી.

તે પછી હઝરત મૌલાનાની ઉંમર અધ્યયન અને અધ્યાપનમાં, શીખવા–શીખવવામાં વીતવા લાગી.

## મૌલાનાની જિંદગીનો નવો દૌર

મૌલાનાની જિંદગીમાં ખાસ ઇન્કિલાબ, મહત્વની ક્રાંતિ હઝરત




શમ્સ તબરેઝ (રહ.)ની મુલાકાતથી શરૂ થાય છે.

હઝરત શમ્સ તબરેઝ (રહ.) સોદાગરના વેશમાં દેશ–પરદેશ પ્રવાસો અને મુસાફરીઓ કરતા રહેતા હતા.

એક વખતે આપે દુઆ માંગી કે,

'ઈલાહી ! કોઈ એવો ખાસ બંદો મેળવી આપ જે મારી સુહબતને સુયોગ્ય હોય !'

ગૈબથી બશારત થઈ કે,

'રૂમ જાઓ !'

તે જ વખતે ચાલી નીકળ્યા. કૂનિયહ પહોંચીને ચોખાના વેપારીઓના મુસાફરખાનામાં ઉતારો કર્યો. મુસાફરખાનાના દરવાજાની સામે એક ચબૂતરો હતો. અકસર અગ્રગણ્ય લોકો ત્યાં આવીને બેસતા હતા. ત્યાં જ મૌલાનાની અને શમ્સ તબરેઝ (રહ.)ની મુલાકાત થઈ. તે પછી તો મુલાકાતોની સતત પરંપરા ચાલુ થઈ ગઈ.

મૌલાનાની હાલતમાં સ્પષ્ટ ફેરફાર થયો. આપના સીનામાં ઈશ્કે હકની આગ દાખલ થઈ ગઈ. સિમાઅથી દૂર રહેવા લાગ્યા. શીખવા–શીખવવાની અને વાઅઝ નસીહતની પ્રવૃત્તિ છોડી દીધી. હઝરત શમ્સ તબરેઝ (રહ.)ની સુહબતથી એક પળ પણ જુદા થતા ન હતા.

હઝરત મૌલાના રૂમી (રહ.) બાદશાહના નવાસા હતા અને પોતાના સમયના જબરદસ્ત મુહદ્દિસ અને મુફસ્સિર હતા. જયારે પાલકીમાં બેસીને નીકળતા હતા ત્યારે મૌલાનાની મુહબ્બતમાં સેંકડો શાગિર્દો પગપાળા પાછળ પાછળ ચાલતા હતા !

હવે એજ મૌલાના રૂમી (રહ.) છે કે, અલ્લાહની મુહબ્બતમાં પોતાના પીરનો બધો સામાન અને બિસ્તરો માથા ઉપર મૂકીને ગલી ગલીમાં ફરતાં ફરે છે ! પીરે કામિલની સુહબતે મૌલાનાને શું બનાવી દીધાં ! ખુદ ફરમાવે છે કે,

**મૌલવી હરગિઝ ન શુદ મૌલાએ રૂમ,**
**તા ગુલામે શમ્સ તબરેઝી ન શુદ.**

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે મને રૂમની સરદારી મળી છે તે મારા પીર હઝરત શમ્સ તબરેઝ (રહ.)ની સેવા–ચાકરીના કારણે મળી છે.

ઈશ્કે તબરેઝી (રહ.)એ મૌલાના રૂમી (રહ.)ને એવી રીતે




દીવાના બનાવી દીધા કે :

ન પાલકી રહી,
ન ઝબ્ભો કે પાઘડી રહી,
ન શાગિર્દોનું વૃંદ રહયું !
શાને ઈલ્મ પર શાને ફકીરી ગાલિબ થઈ ગઈ !

**જો આગકી ખાસિયત વોહ ઈશ્કકી ખાસિયત,**
**એક સીના બ સીના હૈ, એક ખાના બ ખાના હૈ.**

મૌલાના રૂમી (રહ.) પર હઝરત શમ્સ તબરેઝ (રહ.)ની નઝરે કીમિયાનું કામ કર્યું, અને એવો ફૈઝ બખ્શી દીધો કે જે આખી જિંદગી મોટા મોટા મુજાહિદાઓ કરવાથી પણ હાસિલ થઈ શકતો નથી. એ જ કારણે તેમને પોતાના પીરની એક–એક બાબતથી મુહબ્બત થઈ ગઈ. અરે! પીરના શહેર તબરેઝથી પણ તેમને એવી મુહબ્બત થઈ ગઈ કે મષનવી શરીફમાં જયાં તબરેઝ નામ આવ્યું છે ત્યાં કંઈ કેટલાયે શેર તબરેઝ શહેરની તારીફમાં ફરમાવ્યા છે !



જયારે મૌલાના રૂમી (રહ.) પર ઈશ્કે ઈલાહીનો આ પ્રભાવ જાહેર થયો ત્યારે સમગ્ર શહેરમાં હો–હા થઈ ગઈ ! લોકો કહેવા લાગ્યા કે શમ્સ તબરેઝી (રહ.)એ તેમના પર જાદૂ કરી દીધો છે !

ફિત્નો થવાના ખૌફથી, હઝરત શમ્સ તબરેઝ (રહ.) ચુપચાપ દમિશ્ક ચાલી ગયા. એના કારણે મૌલાના રૂમી (રહ.)ને બેહદ સદમો થયો.

કેટલોક સમય વીત્યા બાદ, મૌલાનાની બેચેની અને વ્યાકુળ તાને જોઈને, લોકો દમિશ્ક ગયા અને હઝરત શમ્સ તબરેઝ (રહ.)ને વિનંતી કરીને પાછા કૂનિયહ શહેરમાં લઈ આવ્યા.

પરંતુ થોડાંક દિવસો રહીને, હઝરત શમ્સ તબરેઝ (રહ.) વળી પાછાં કયાંક ચાલ્યા ગયા. ઘણી શોધખોળ કરવા છતાં કયાંય પત્તો ન મળ્યો. કેટલાંક ચરિત્ર લેખકોએ લખ્યું છે કે, હઝરત શમ્સ તબરેઝ (રહ.)ને કોઈ કે શહીદ કરી દીધા !

## ઈશ્કની આગ

હઝરત શમ્સ તબરેઝ (રહ.)ની જુદાઈના કારણે મૌલાના રૂમી (રહ.)ને સખત બેચેની અને વ્યાકુળતા થઈ. એજ વ્યાકુળતાની હાલતમાં હઝરત મૌલાના રૂમી (રહ.) એક દિવસે બજારમાં થઈને નીકળ્યા. બજારમાં હઝરત સલાહુદ્દીન ઝરકોબી (રહ.)ની દુકાન પાસેથી પસાર થયા. હઝરત સલાહુદ્દીન (રહ.) સોનાના વરક કૂટી રહયા હતા.

અલ્લાહના આશિકોને દરેક ચીઝમાંથી માશૂકે હકીકીનો અવાજ સંભળાય છે. હથોડાનો અવાજ સાંભળવાથી હઝરત મૌલાનાને સવારથી લઈ અસર સુધી હાલ તારી રહયો અને ઈસ્તિગરાકની હાલતમાં આ શેર પઢતા રહયા :

**યકે ગંજે પદીદ આમદ અઝી દુકાને ઝરકોબી,**
**ઝહે સૂરત ઝહે મઅની ઝહે ખૂબી ઝહે ખૂબી.**

**ભાવાર્થ :**

ઝરકોબીની આ દુકાનમાંથી એક સુસ્પષ્ટ ખઝાનો જાહેર થઈ રહયો છે. આફરીન એની સૂરત પર ! આફરીન એના ભાવાર્થ પર ! આફરીન એની ખૂબી પર ![1]



સલાહુદ્દીન ઝરકોબીના દિલમાં પણ હઝરત મૌલાના રૂમી (રહ.)ના ફૈઝે બાતિનથી તે જ વખતે ઈશ્કે ઈલાહીની આગ લાગી ગઈ અને ઈશ્કના આવેશમાં દુકાન લુંટાવીને હઝરત મૌલાના રૂમી (રહ.)ની સંગાથે ચાલી નીકળ્યા !

**અય સોખ્તએજાં ફૂંક દિયા કયા મેરે દિલમેં,**
**હય શોઅલાઝન એક આગકા દરિયા મેરે દિલમેં.**



નવ વરસ સુધી સલાહુદ્દીન (રહ.)હઝરત મૌલાના રૂમી (રહ.)ની

[1] 'મેઅયારુસ્સુલૂક' પાનું ૨૧૫




ખિદમતમાં રહ્યા. એમની સુહબતથી હઝરત મૌલાના રૂમી (રહ.)ને ઘણાં સુકૂન અને શાંતિ મળ્યા. આખરે હિજરીસન ૬૬૪ (ઈસ્વીસન ૧૨૬૫)માં હઝરત સલાહુદ્દીન ઝરકોબી (રહ.)એ ઈન્તેકાલ ફરમાવ્યો.

તેમની વફાત પછી હઝરત મૌલાના રૂમી (રહ.)એ પોતાના મુરીદોમાંથી મૌલાના હિસામુદ્દીન ચલ્પી (રહ.)ને પોતાના હમરાઝ બનાવી લીધાં અને જીવીત રહ્યા ત્યાં સુધી તેમની સુહબતથી મેહબૂબે હકીકીના ફિરાકનો ગમ હળવો કરતા રહયા.

એજ મૌલાના હિસામુદ્દીન (રહ.)ની તરગીબ, પ્રેરણા અને પ્રોત્સાહનના કારણે હઝરત મૌલાના રૂમી (રહ.)એ પોતાની મશહૂર કૃતિ મષનવી શરીફ લખી છે. હઝરત મૌલાના રૂમી (રહ.) મૌલાના હિસામુદ્દીન (રહ.)નો એટલો અદબ કરતા હતા કે લોકો મૌલાના હિસામુદ્દીન (રહ.)ને હઝરત મૌલાના રૂમી (રહ.)ના પીર સમજતા હતા !

## બીમારી અને વફાત

હિજરીસન ૬૭૨ (ઈસ્વીસન ૧૨૭૩)માં કૂનિયહમાં ભારે ધરતીકંપ થયો. ચાલીસ દિવસ સુધી એના આંચકા લાગતા રહયા.

મૌલાના રૂમી (રહ.)એ ફરમાવ્યું કે,

'ધરતી ભૂખી છે, એને તર કોળિયો જોઈએ છે !'

થોડાં જ દિવસો પછી મૌલાના બીમાર પડયાં. અકમલુદ્દીન અને ગઝનફર જેવા નિષ્ણાત તબીબોએ ઈલાજો કર્યા પરંતુ કંઈ ફાયદો ન થયો.

૫, જમાદલ આખર, હિજરીસન ૬૭૨ (ડિસેમ્બર, ૧૨૭૩, ઈસ્વીસન)માં રવિવારના દિવસે, સૂર્યાસ્ત વેળાએ મૌલાનાએ વફાત ફરમાવી, અને ઈલ્મો ફઝલનો આ સૂર્ય પણ અસ્ત થઈ ગયો.

સવારે જનાઝો ઉઠાવવામાં આવ્યો. બાદશાહથી લઈને ફકીર અને ગરીબ સુધ્ધાં જનાઝામાં સામેલ થયા. લોકોએ તાબૂત (શબપેટી)પણ તોડી-ફોડીને તેના ટુકડાઓ તબર્રુક તરીકે વહેંચી લીધાં ! સવારથી નીકળેલો જનાઝો ઠેઠ સાંજે કબ્રસ્તાન પહોંચ્યો !

મશહૂર બુઝુર્ગ હઝરત શયખે અકબર મુહ્યુદ્દીન ઈબ્ને અરબી




(રહ.)ના શાગિર્દ શયખ સદરુદ્દીન પણ પોતાના મુરીદો સહિત જનાઝાની સાથે હતા. તેઓ જનાઝાની નમાઝ પઢાવવા માટે ઊભા થયા પરંતુ ચીસ પાડીને બેહોશ થઈ જમીન પર ઢળી પડયા. એટલે કાઝી સિરાજુદ્દીન (રહ.)એ જનાઝાની નમાઝ પઢાવી.

## ખિલાફત

હઝરત મૌલાના રૂમી (રહ.)ની વસિય્યત પ્રમાણે હઝરત હિસામુદ્દીન ચલપી (રહ.)ને મૌલાનાના ખલીફા બનાવવામાં આવ્યા.

મૌલાના રૂમી (રહ.)ના બે પુત્રો હતા.

અલાઉદ્દીન મુહમ્મદ અને સુલતાન વલહ.

હઝરત હિસામુદ્દીન ચલપી (રહ.)નો હિજરીસન ૬૮૪ (ઈસ્વીસન ૧૨૮૫)માં ઈન્તેકાલ થયો. તેમના પછી હઝરત મૌલાના રૂમી (રહ.)ના પુત્ર સુલતાન વલહ ખિલાફતની ગાદી પર બેઠા.

## મષનવી શરીફ

ગઝનવી સલ્તનતના અંતમાં હકીમ સનાઈએ 'હદીકહ' લખી. તસવ્વુફ પર નઝમ (પદ્ય)માં લખાયેલી એ પ્રથમ કિતાબ છે. તે પછી ખ્વાજા ફરીદુદ્દીન અત્તાર (રહ.)એ વિવિધ મષનવીઓ લખી જેમાંથી 'મન્તિકુત તયર'ને વધારે વિખ્યાતી મળી.

એક દિવસે, એક ખાસ કેફિયતના પ્રભાવ હેઠળ, હઝરત મૌલાના રૂમી (રહ.)ની જબાનથી પણ અનાયાસે મષનવી શરીફના શરૂઆતના શેરો સરી પડયા. તે સાંભળીને હઝરત હિસામુદ્દીન ચલપી (રહ.)એ ખૂબ આગ્રહ કર્યો કે મષનવીને પરિપૂર્ણ કરવામાં આવે. એમના આગ્રહને વશ થઈ હઝરત મૌલાના રૂમી (રહ.)એ ૬(છ) દફતર (કાવ્ય ગ્રંથો) લખી નાંખ્યા ! જેમાં ૨૮૫૦૦ (અઠઠાવીસ હજાર પાંચસો) શેર છે !

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.)પર એમના પીર હઝરત શમ્સ તબરેઝ (રહ.)ની સુહબતનો ફૈઝાન કેવો પ્રભાવી હતો તેનો ખ્યાલ મષનવી શરીફના શેરો વાંચવાથી આવે છે. એમના શેરોમાં ઈશ્કે ઈલાહીની જે જવાળા છે તે ખરેખર હઝરત શમ્સ તબરેઝ (રહ.)ના

દિલની જવાળા હતી. પરંતુ ઝબાનની મોહતાજ હતી. અને મૌલાના રૂમી (રહ.)ને હક તઆલાએ શમ્સુદ્દીન તબરેઝી (રહ.)ની ઝબાન બનાવી દીધા !

**અય સોખ્તએજાં ફૂંક દિયા કયા મેરે દિલમેં,**
**હય શોઅલાઝન એક આગકા દરિયા મેરે દિલમેં.**

## મષનવીની લેખન શૈલી

હઝરત મૌલાના રૂમી (રહ.)એ મષનવી શરીફમાં 'કથા દ્વારા કથન' શૈલી અપનાવી છે. કોઈ હિકાયત બયાન કરતાં જઈને, વચમાં વચમાં, જયાં અનુકૂળતા અને મોકો મળે ત્યાં ઈલ્મી સમસ્યાઓ, તસવ્વુફ અને તરીકતની તાત્વીક બાબતો, નસીહતો વગેરેનું રસપ્રદ આલેખન કરતા જાય છે. એનો ફાયદો એ છે કે દરેક બાબત વાચકની સમજમાં બરાબર ઊતરી જાય છે અને કંટાળો આવતો નથી.

**'અઝ દિલ ખેઝદ, બર દિલ રેઝદ'**
[દિલમાંથી જે વાત નીકળે, સીધી એ તો દિલમાં ઊતરે.]
**દિલસે જો બાત નીકલતી હે અસર રખતી હે,**
**પર નહીં તાકતે પરવાઝ મગર રખતી હે.**

'મષનવી'ના આલેખનમાં જે રવાની, પ્રવાહીતા, મધુરતા અને સુંદરતા છે તે અવર્ણનીય છે. વળી એ સર્વ કરતાં પણ એમાં જે રૂહાની બરકત, અલૌકિક અસર અને લિઝઝત છે તે સર્વોચ્ચ, સર્વોત્તમ છે.

## આપ (રહ.)ની કૃતિઓ

હઝરત મૌલાના રૂમી (રહ.)ની બીજી બે કૃતિઓ નીચે પ્રમાણે છે :–

[૧] હઝરત મૌલાના રૂમી (રહ.)ના મલફૂઝાત (સોનેરી વચનો)નો એક સંગ્રહ છે તેનું નામ : ''ફીહી મા ફીહી'' છે.

[૨] હઝરત મૌલાના રૂમી (રહ.)ના ૫૦૦૦૦ (પચાસ હઝાર) શેરોનો એક દીવાન (કાવ્ય સંગ્રહ) છે જેને લોકો ભૂલથી હઝરત શમ્સ તબરેઝ (રહ.)નો દીવાન સમજે છે. એ ભૂલનું કારણ એ છે કે, બહુધા અંતિમ કડીમાં શમ્સ તબરેઝ(રહ.)નું નામ છે.

# ૧ હઝરત જા'ફર તય્યાર (રદિ.)ની બહાદુરીની હિકાયત

**રૂબહે કે હસ્ત ઊરા શેર પુશ્ત,**
**બશિકંદ કિલ્લએ પુલંગાંરા ચમુશ્ત.**

હઝરત મૌલાના રૂમી (રહ.) ઈર્શાદ ફરમાવે છે કે,

શિયાળની કાયરતા, ભીરુતા અને ડરપોકતા કહેવત સમાન છે પરંતુ જે શિયાળની પીઠ પર સિંહનો હાથ હોય કે,
'ગભરાઈશ નહી, હું તારી સાથે છું'

તો નાહિંમત હોવા છતાં આ પીઠબળના કારણે તે એટલું હિંમતવાન થઈ જશે કે તે ચિત્તા ઉપર પ્રહાર કરતાં પણ ગભરાશે નહી કારણ કે તેની નજર સિંહ પર છે.

એ જ હાલત હક તઆલાના ખાસ બંદાઓની હોય છે.કંગાળ દશા, નિર્બળકાયા, ભૂખથી પીળાં પડી ગયેલાં ચહેરાઓ છતાં બાતિલની બહુમતીથી તેઓ ડરતાં નથી.

એક સાહબે હાલ બુઝુર્ગ એજ કુવ્વત અને શકિત વિશે ફરમાવે છે :

**રુખે ઝર્દીને મન મનિગર કે પાએ આહની દારમ,**
**ચે મી દાની કે દર બાતિન ચે શાહે હમનશીં દારમ.**

**ભાવાર્થ :**

હે લોકો ! મારા પીળાં ચહેરાને ન જુઓ. હું લોખંડી પગ ધરાવું છું. તમને શી ખબર કે હું મારા અંતરમાં શહેનશાહે હકીકી જોડે સંબંધ ધરાવું છું !

એજ વિષયમાં હઝરત મૌલાના રૂમી (રહ.)એ હઝરત જા'ફર રદિયલ્લાહુ તઆલા અન્હુનો એક બનાવ કાવ્યમાં ગૂંથી લીધો છે.

એક કિલ્લાને જીતવા માટે હઝરત જા'ફર રદિયલ્લાહુ અન્હુ ભારે બળપૂર્વક એકલા આક્રમણ કરતા હતા. એમ લાગતું હતું જાણે એ કિલ્લો એમના ઘોડાના તાળવા સમક્ષ એક ઘૂંટ પાણી સમાન છે !' કિલ્લાવાળાઓએ ભયભીત થઈને કિલ્લાના દરવાજા બંધ કરી લીધાં. કોઈની હિંમત ન થઈ કે મુકાબલો કરવા માટે એમની સામે આવે.

બાદશાહે વઝીર સાથે મંત્રણા કરી કે શું પગલાં લેવા જોઈએ ? વઝીરે સલાહ આપી કે,

'એનો ઉપાય માત્ર એક જ છે કે આપ લડવાનો ઈરાદો માંડીવાળો અને આ શૂરવીર શખ્સની સામે શમશેર તેમજ કફન લઈને હાજર થાઓ અને હથિયાર હેઠા મૂકી દો.'

બાદશાહે કહ્યું,

'છેવટે તો તે એક વ્યક્તિ માત્ર છે તો પછી મને આવી સલાહ શીદને આપો છો ? !'

વઝીરે ઉત્તર આપ્યો,

'આપ એ શખ્સની એકલતાને તુચ્છ દૃષ્ટિથી જોશો નહીં. જરા આંખો ખોલો અને કિલ્લાને જુઓ કે પારાની જેમ કેવો થરથર કાંપે છે ! અને કિલ્લાવાસીઓને પણ જુઓ કે ઘેટાં-બકરાંની જેમ કેવા ગરદન ઝૂકાવીને ધ્રૂજે છે ! આ શખ્સ જો કે એકલો છે પરંતુ એના સીનામાં જે દિલ છે તે સામાન્યજનો જેવું નથી. એની શૂરવીરતા તો જુઓ કે આવી શસ્ત્રસજજ બહુમતીની સામે એકલો ઉઘાડી તલવારે કેવી મક્કમતા અને વિજેતા સમાન અદાથી જંગનું એલાન કરે છે !'

'એવું માલૂમ પડે છે કે પૂર્વ અને પશ્ચિમના તમામ લશ્કરી દળો એની સાથે છે ! તે એકલો લાખો ઈન્સાનો સમાન છે. શું આપ જોતાં નથી કે તેના મુકાબલા માટે કિલ્લામાંથી જે કોઈ સૈનિકને મોકલવામાં આવે છે તે તેના ઘોડાના ચરણોમાં પડેલો દેખાય છે!

'મેં જયારે આવી અઝીમુશ્શાન ઈન્ફિરાદિયત–મહાન અને ભવ્ય એકલવીરતા જોઈ લીધી તો પછી હે બાદશાહ !

આપની આ બહુમતીથી કંઈ વળશે નહીં. આપ પોતાની બહુમતી પર ભરોશો કરશો નહીં. અસલ ચીઝ મનની મકકમતા, દિલની દઢતા, મનોબળ અને આત્મશકિત છે. એ શકિત આ શખ્સના દિલમાં બેપનાહ છે.'

'ઘણાં મુજાહિદાઓના અંતે, અલ્લાહ તઆલા સાથે દિલના તારનું સંધાન થવા પછી, એ તા'લ્લુક મઅલ્લાહ-ઈશ સંબંધની બરકતથી એવી શકિત સાંપડે છે. અલ્લાહ તઆલાની એ દેન છે. કુફ્રની હાલતમાં તમે એને હરગિઝ મેળવી શકતા નથી.'

'એટલે અત્યારે, આપના માટે એ સિવાય બીજો કોઈ ઉપાય નથી કે એ જાંબાઝ મર્દે મોમિનની સામે હથિયાર હેઠાં મૂકી દો અને કિલ્લાના દરવાજા ખોલી દો. બહુમતી બિલકુલ બેકાર છે.'

આગળ મૌલાના રૂમ (રહ.) કેટલીક લઘુમતીની સામે બહુમતીની નિરર્થકતા અને નિર્બળતાને કેટલાક ઉદાહરણો આપીને સમજાવે છે :

### ઉદાહરણ : ૧

હઝારો તારાઓ પ્રકાશિત હોય છે પરંતુ એક સૂરજ ઉદય થઈને તમામ તારાઓને ઝાંખા અને નિસ્તેજ કરી દે છે.

### ઉદાહરણ : ૨

જો હઝારો ઉંદરો પોત પોતાના દરમાંથી બહાર નીકળીને બધાં એક સાથે કોઈ અશકત અને અત્યંત બીમાર બિલાડી પર એકાએક હુમલો કરે તો સામાન્ય બુધ્ધિ પ્રમાણે તેઓની જીત થવી જોઈએ.

એક–બે ઉંદર તેની ગર્દન પકડી લે,
કેટલાક તેની આંખો ખેંચી કાઢે,
કેટલાક પોતાના દાંતો વડે તેના કાનોને ચીરી નાખે,
કેટલાક તેનું પેટ ચીરીને આંતરડાં અને અન્ય અવયવો ખેંચી કાઢે,
એ શકય હોવાનું સામાન્ય બુધ્ધિ કહે છે. પરંતુ અનુભવ એનાથી વિરુધ્ધ છે.

એ અશકત અને બીમાર બિલાડીના એક વખત 'મ્યાઉં!' કહેતાંની સાથે જ એ હઝારો ઊંદરોની બહુમતી ભય અને ડરના પ્રભાવના પ્રતાપે એકા એક નષ્ટ પામે છે. એ 'મ્યાઉં!'ને સાંભળતાં જ ઊંદરો જાન બચાવવા ભાગંભાગ શરૂ કરી દે છે. એનું કારણ એ છે કે, ઊંદરોના સીનામાં જે દિલ છે અને બિલાડીના સીનામાં જે દિલ છે તેમાં તફાવત છે. બિલાડીના દિલમાં જે મકકમતા, દઢતા અને હિમ્મત છે તે ઊંદરોના દિલમાં નથી.

આટલી મોટી સંખ્યામાં ઉંદરોનું એક બિલાડીની સામે હોસ-હવાસ, સાન-ભાન ભૂલી જવું એ વાતની દલીલ છે કે બિલાડીના પ્રાણમાં પ્રબળ શકિત છે. નહિતર બાહ્યશકિતના આધારે બિલાડીનું બચવું અશકય છે.

એનો સારાંશ એ છે કે સંખ્યાની (બહુમતીની) કોઈ વિસાત નથી. મકકમતા, દ્રઢતા, મનોબળ અને હિમ્મત અસલ છે.

## ઉદાહરણ : ૩

કસાઈના એક છુરાની સામે લાખો ઘેંટાં-બકરાંની કોઈ વિસાત નથી.

## ઉદાહરણ : ૪

અનેક વિચારો અને ચિંતાઓ પર એક ઊંઘ છવાઈ જઈને સર્વને નષ્ટ કરી દે છે.

## ઉદાહરણ : ૫

જંગલમાં મોટા મોટા શિંગડાવાળા લાખો જાનવરો પર એક સિંહ કેટલી દિલેરીથી હુમલો કરે છે અને બધાં પર છવાઈ જાય છે અને ચાહે તે જાનવરને પોતાનો ખોરાક બનાવી લે છે.



❑ અલ્લાહ તઆલા માલિકુલ મુલ્ક છે અને એવી મકકમતા, દઢતા,

મનોબળ, હિમ્મત અને આત્મશકિત તે જ અર્પણ કરે છે.

- દિલની એ શકિતના બે પ્રકારો છે :

  (૧) ફિતરી, કુદરતી અને પ્રાકૃતિક શકિત છે. એમાં જાનવરો, કાફિરો મુશ્રિકો બધાં સમાન છે.

  (૨) બીજા પ્રકારની શકિત અલ્લાહ તઆલા તરફથી બક્ષિશ અને ભેટ રૂપે આપવામાં આવે છે. ઈમાન અને તકવા–પરહેઝગારીની બરકતથી અલ્લાહ તઆલા સાથે દિલના તારનું સંધાન થયા પછી એ શકિત પ્રાપ્ત થાય છે. એને સૂફીઓ 'નિસ્બત' કહે છે.

**નોંધ :**

આ હિકાયત 'મષનવી'માં જેટલી આપી છે એટલી અહીં લખી છે. એમાં બોધ અને શિખામણ છે કે હક તઆલા સાથે દિલનો સંબંધ હાસિલ થવું મોટી દોલત છે, અને શરીઅતના પાલનથી, અલ્લાહના ઝિક્રથી તથા તકવા અને પરહેઝગારીથી તેમજ અલ્લાહવાળાઓની સુહબતથી એ દોલત પ્રાપ્ત થાય છે.





# ૨ સુલતાન મહમૂદ ગઝનવીની હિકાયત

એક રાતે હઝરત સુલતાન મહમૂદ (રહ.)શાહી લિબાસ ઉતારીને સામાન્ય જનો જેવો લિબાસ ધારણ કરી પ્રજાની નિગરાની માટે એકલા ફરતા હતા. અચાનક ચોરોની એક ટોળીને જોઈ. તેઓ આપસમાં કંઈક મંત્રણા કરતા હતા. ચોરોએ સુલતાન મહમૂદને જોઈને પૂછયું કે,

'તું કોણ છે ?'

બાદશાહે કહયું કે,

'હું પણ તમારામાંનો જ એક છું.'

તેઓ સમજયા કે આ પણ કોઈ ચોર છે એટલે તેમને પોતાની સાથે લઈ લીધા. પછી આપસમાં વાતચીત કરીને નકકી કર્યું કે દરેક પોતપોતાનો હુન્નર અને કસબ (કૌશલ્ય) બયાન કરે, જેથી તેની યોગ્યતા પ્રમાણે કામ સોંપી શકાય.

એકે કહ્યું,

'સાહેબો ! મારા કાનોમાં એવી વિશિષ્ટતા છે કે કૂતરું પોતાની ભાષામાં જે કંઈ કહે છે તે હું સમજી જાઉં છું કે તે શું કહે છે.'

બીજાએ કહ્યું,

'મારી આંખોમાં એવી વિશિષ્ટતા છે કે અંધારી રાતમાં પણ હું જેને જોઈ લઉં છું તેને દિવસના અજવાળામાં શક કે શંકા વગર ઓળખી લઉં છું.'

ત્રીજાએ કહ્યું,

'મારા હાથોમાં એવી વિશિષ્ટતા છે કે, 'ગમે એવી મજબૂત દીવાલમાં પણ હું આસાનીથી બાકોરું પાડીને ઘરમાં દાખલ થઈ શકું છું.'

ચોથાએ કહયું,

'મારા નાકમાં એવી વિશિષ્ટતા છે કે માટી સૂંઘીને હું જાણી લઉં છું કે અહીં ખઝાનો દાટેલો છે કે નથી.'

હમચૂ મજનૂં બૂ કુનમ હર ખાક રા,
ખાકે લયલારા બયાબમ બે ખતા.

'મજનૂંએ, કોઈના પણ બતાવ્યા વગર જ, માટી સૂંઘીને જાણી લીધું હતું કે આ લયલાની કબર છે ! તે રીતે હું પણ માટી સૂંઘીને તેની નીચે ખઝાનો દાટેલો છે કે નથી તે જાણી લઉં છું !'

પાંચમાં શખ્સે કહયું,

'મારા પંજામાં એવી કુવ્વત છે કે મહેલ ગમે એટલો ઊંચો હોય તો પણ હું મારા પંજાના પ્રચંડ જોરથી કમંડને (દોરડાંના ગાળીયાને) કાંગરા ઉપર મજબૂત લગાવી દઉં છું અને તેના પર આસાનીથી ચઢી જાઉં છું.'

તે પછી બધાંએ બાદશાહને પૂછયું કે,

'હે શખ્સ ! તારામાં શી વિશિષ્ટતા છે જેનાથી ચોરી કરવામાં મદદ મળી શકે ?'

બાદશાહે જવાબ આપ્યો,

મુજરિમાંરા ચૂં બ જલ્લાદાં દહન્દ,
ચૂં બ જુંબદ રીશેમન ઈશાં રહન્દ.

'મારી દાઢીમાં એવી વિશિષ્ટતા છે કે ફાંસી આપવા માટે જયારે ગુનેહગારોને જલ્લાદોના હવાલે કરવામાં આવે છે ત્યારે જો મારી દાઢી હાલે છે તો તે જ વખતે બધાંને મુક્તિ મળી જાય છે. અર્થાત જયારે હું રહેમ અને દયાથી દાઢી હલાવી દઉં છું ત્યારે ગુનેહગારોને ફાંસીની સજાથી પણ તત્કાળ મુક્તિ મળી જાય છે !'

આ સાંભળીને ચોરોએ કહયું,

ક્વમ ગુફ્તંદશ કે કુત્બેમા તૂઈ,
રોઝે મહનતહા ખલાસેમા તૂઈ.

'હે અમારા સરદાર ! મુશ્કેલીમાં મુક્તિનો ઝરીયો આપ જ છો અર્થાત જો અમે પકડાઈ જઈએ તો આપની બરકતથી અમે છૂટી જઈશું એટલે હવે અમે બધાં નચિંત થઈ ગયા કારણ કે બીજાઓ પાસે તો માત્ર એવા હુન્નર અને કસબ (કૌશલ્ય) છે જેનાથી ચોરી સારી રીતે થઈ શકે પરંતુ સઝાના ભયથી બચાવવાનો હુન્નર કોઈની પાસે નથી. એ જ કસર બાકી હતી જે આપના કારણે પૂરી થઈ ગઈ. બસ હવે આપણે કામમાં લાગી જવું જોઈએ.'

આ મશ્વરો કર્યા પછી સૌએ મહમૂદના શાહી મહેલ તરફ પ્રયાણ કર્યું. બાદશાહ પોતે પણ તેઓની સાથે ગયા. રસ્તામાં કૂતરું ભસ્યું.

કૂતરાનો અવાજ સમજનારે કહ્યું,

'કૂતરું કહે છે કે તમારી સાથે બાદશાહ પણ છે !'

પરંતુ ચોરોએ એ વાત તરફ ધ્યાન ન આપ્યું કારણકે લાલચ હુન્નરને ઢાંકી દે છે. ગરજવાનને અકકલ નહિ.

એકે માટી સૂંઘીને બતાવ્યું કે શાહી ખઝાનો અહીં છે.

બીજાએ કમંડ ફેંકી અને શાહી મહેલમાં દાખલ થઈ ગયો.

ત્રીજાએ તિજોરી તોડી ખઝાનો બહાર કાઢયો. અને તે પછી બધાંએ માલ વહેંચી લીધો અને પોતપોતાના ગુપ્ત સ્થાનોએ છૂપાવી દીધો.

બાદશાહે દરેકના ચહેરા ઓળખી લીધાં, દરેકના રહેઠાણ અને રસ્તા જાણી લીધાં અને તેઓને જાણ ન થાય એ રીતે શાહી મહેલમાં પાછાં આવી ગયાં.

બાદશાહે સવારે દરબારમાં રાતનો બનાવ બયાન કર્યો અને સૈનિકોને હુકમ આપ્યો કે બધાંને ગિરફતાર કરીને કતલની સજા સંભળાવી દો.

બધાંને પકડીને, હાથ–કાંડા બાંધીને દરબારમાં હાજર કરવામાં આવ્યા. તખ્તે શાહીની સામે ઊભા રહી ભયના કારણે તેઓ કાંપતા હતા. પરંતુ જેનામાં એ વિશિષ્ટતા હતી કે રાતે અંધારામાં જેને જોયો હોય તેને સવારે અજવાળામાં પણ શક અને શંકા વગર ઓળખી કાઢે તે નિરાંતે ઊભો હતો. તેના ચહેરા પર ભયની સાથે આશા અને ઉમ્મીદની નિશાનીઓ પણ દેખાતી હતી. અર્થાત સુલતાનની હેબત અને કોપના કારણે ભયભીત જરૂર હતો પરંતુ સુલતાનના લુત્ફ અને રહેમ તેમજ




દયાનો ઉમ્મીદવાર પણ હતો. તેને ખાતરી હતી કે વચન પ્રમાણે કૃપા અને દયાથી જયારે બાદશાહની દાઢી હાલશે ત્યારે તત્કાળ છૂટકારો થઈ જશે અને વચન પ્રમાણે હું મારા તમામ સાથીઓને પણ છોડાવી લઈશ કારણકે અસીમ કૃપાના કારણે બાદશાહ પોતાના ઓળખીતાની વિનંતીને જરૂર કબૂલ કરશે અને સૌને છોડી મૂકશે.

તે શખ્સનો ચહેરો ભય અને આશાના કારણે કયારેક પીળો પડી જતો હતો અને કયારેક ગુલાબી થઈ જતો હતો.

બાદશાહ મહમૂદે ગુસ્સે થઈને હુકમ આપ્યો કે,

'ચોરોને ફાંસી પર લટકાવી દો !'

આ સાંભળીને પેલા શખ્સે નમ્રતાપૂર્વક અદબથી અરજ કરી,

'જો પરવાનગી આપો તો એક વાત કહેવા માંગું છું.'

બાદશાહની પરવાનગી મળતાં તેણે કહ્યું,

'હુઝૂર ! આપણાંમાંથી દરેકે પોતાના હુન્નર, કસબ અને વિશિષ્ટતા સાબિત કરી બતાવ્યા. હવે આપ પોતાની શાહી વિશિષ્ટતા પોતાના વચન પ્રમાણે સાબિત કરી આપો. મેં આપને ઓળખી લીધા છે. આપે વાયદો અને વચન આપ્યું હતું કે મારી દાઢીમાં એવી વિશિષ્ટતા છે કે કૃપાથી હાલી જાય તો ગુનેહગાર છૂટી જાય.

માટે હે બાદશાહ ! હવે પોતાની દાઢી હલાવી દો કે જેથી આપના લુત્ફ અને કરમ-કૃપાના સદકામાં અમે બધાં પોતાની સજામાંથી મુક્તિ મેળવીએ.

અમારા હુન્નર, કસબ અને વિશિષ્ટતાએ તો અમને ફાંસીના માંચડા સુધી પહોંચાડી દીધાં હવે માત્ર આપનો જ હુન્નર અને વિશિષ્ટતા અમને આ સજામાંથી છોડાવી શકે છે. આપની વિશિષ્ટતા જાહેર કરવાનો આ જ સમય છે. કૃપા કરી જલ્દી દાઢી હલાવી દો, ભયના કારણે અમારા કાળજાં કંપે છે. આપની દાઢીની વિશિષ્ટતાથી અમને સૌને જલ્દી આનંદિત કરી દો !'

સુલતાન મહમૂદ આ સાંભળીને મુસ્કુરાયા. તેમની દયાનો સાગર જોશમાં આવ્યો. તેમણે ફરમાવ્યું,

'તમારામાંથી દરેકે પોત પોતાની ખાસિયત અને વિશિષ્ટતા બતાવી દીધી. તમારા કસબ અને હુન્નરે તમને કોપને લાયક




બનાવી દીધાં. પરંતુ એક શખ્સ છે કે મને ઓળખનારો (આરિફ) છે. એની નજરે રાતના અંધારામાં મને જોઈ લીધો હતો અને ઓળખી લીધો હતો. સુલતાનને ઓળખવાની એની એ નિગાહના સદકામાં તમને બધાંને છોડી મૂકું છું. મને એ ઓળખનારી આંખની શરમ આવે છે કે હું મારી દાઢીની વિશિષ્ટતા જાહેર ન કરું !'

## નસીહતો

### ૧

આ હિકાયતમાં ઈબ્રત અને નસીહત છે કે જયારે તમે ગુનાહ અને અપરાધ કરો છો ત્યારે શહેનશાહે હકીકી (અલ્લાહ તઆલા) તમારી સાથે હોય છે, અને તમારા કરતૂતોને જુએ છે.

**'વહુ-વ મઅકુમ અય-ન માકુન્તુમ.'**

[તે અર્થાત અલ્લાહ તમારી સાથે છે, જયાં પણ તમે હો.]

બંદો જયારે કોઈ નાફરમાની કરે છે ત્યારે જાણે અલ્લાહે નકકી કરેલી હદ અને સીમાનો ભંગ કરીને એના ખજાનામાં ખયાનત કરે છે. અલ્લાહના હકોની ખયાનત હોય કે બંદાઓના હકોની, એ સર્વ અલ્લાહના ખજાનામાંથી કરેલી ચોરી છે. એટલા માટે સતત એ ખ્યાલ રહેવો જોઈએ કે શહેનશાહે હકીકી આપણી સાથે છે અને આપણને જુએ છે. એની હાજરીમાં ખજાનો લૂંટવામાં આવે છે. જરા વિચારો તો ખરા કે તમે કોની ચોરી કરો છો !

તે બાદશાહે હકીકી કહે છે કે,

હું તમને જોઉં છું. મારા કાનૂન તો નાઝિલ થઈ ગયા છે. આજે તમે કાનૂનભંગ કરી લો. આજે દુનિયામાં તો હું એને છૂપાઉં છું કે કદાચ તમે સીધા રસ્તા પર આવી જાઓ પરંતુ જો આજે હોશમાં ન આવ્યા તો કાલે કયામતમાં જયારે હાથો બાંધીને તમને મારી સમક્ષ હાજર કરવામાં આવશે ત્યારે મારા કોપ અને ગઝબથી તમને કોણ બચાવી શકશે ?!

### ૨

આ હિકાયતમાંથી એ નસીહત પણ મળે છે કે અલ્લાહ તઆલા ગુનાહોની સજા આખિરતમાં આપશે ભલે અત્યારે આંખ આડા કાન

કરે. જેવી રીતે શાહી ખજાનાની ચોરી વખતે સુલતાન જોકે ચોરોને જોતો હતો અને તેઓની પાસે જ હતો પરંતુ એ હાલતમાં તેઓને સજા ન કરી બલ્કે કાર્યના અંતે તેઓને ગિરફતાર કરાવી દીધાં.

જો દરરોજ એ મુરાકિબહ (કલ્પના) કરી લેવામાં આવે કે અલ્લાહ તઆલા આપણાં તમામ કાર્યોને જુએ છે તો ગુનાહ કરતી વેળા ખોફ અને ભય લાગશે.

૩

ત્રીજી નસીહત એ છે કે કયામતના દિવસે કોઈ હુન્નર કે કસબ કામ ન આવશે. બલ્કે તે તમામ આ'માલ અને કાર્યો જે અલ્લાહ તઆલાની મરજી વિરુધ્ધ ઈન્સાન કરે છે, તે કયામતના દિવસે તેની ગરદન બાંધી દેશે ભલે ઈન્સાન દુનિયામાં તેને હુન્નર અને કસબ સમજતો હોય.

જે હુન્નર અને કસબ જીવનને એના સર્જનહાર સાથે, આત્માને પરમાત્મા સાથે ઓળખ ન કરાવે અને દિલનો સંબંધ હક તઆલાની સાથે જોડી ન આપે અને અલ્લાહની યાદનો ઝરિયો ન બને તે હુન્નર નથી, બલ્કે વબાલ અને આફત છે. ઈન્સાનની જે શકિતઓ અલ્લાહની બગાવત, સરકશી અને ગફલતમાં વપરાય છે તે એક દિવસે તેને ગુનેહગાર અને અપરાધી તરીકે અલ્લાહની હુઝૂરમાં પેશ કરશે.

આજે દુનિયાની જે કુવ્વતો વિજ્ઞાનના વિકાસના કારણે ચંદ્ર ઉપર જવાને પોતાની સિધ્ધી સમજી રહી છે અને અલ્લાહથી મુખ ફેરવીને પોતાની જિંદગીના દિવસો વિતાવી રહી છે તેઓને કાલે કયામતના દિવસે ખબર પડશે કે તેઓની આ સિધ્ધી ઈનામને પાત્ર છે કે કોપને લાયક !

**તસ્ખીરે મહરોમાહ મુબારક તુઝે મગર**
**દિલમેં અગર નહીં તો કહીં રોશની નહીં.**
(અકબર)

૪

એ જાણ થઈ ગઈ કે કોઈ હુન્નર કે કસબ આખિરતમાં કામ આવનારો નથી, માત્ર એક હુન્નર સિવાય કે આ દુનિયાના અંધારામાં અલ્લાહને ઓળખનારી નજર પેદા કરવામાં આવે. જેવી રીતે પેલો

ચોર જેની નિગાહ સુલતાનને ઓળખતી હતી, કે તેના એજ હુન્નર અને કસબના કારણે શહેનશાહના કોપ અને સજાથી પોતે પણ બચી ગયો અને બીજાઓ માટે પણ સિફારિશ કરી.

એટલે એમાં નસીહત એ છે કે આ દુનિયા પણ અંધકારમય સ્થાન છે. અહીંના અંધારામાં જે બંદો શરીઅતે ઈલાહીની પાબંદીની બરકતથી પોતાના અલ્લાહને ઓળખી લેશે તે કયામતના દિવસે પોતે પણ જહન્નમની આગની સજાથી બચશે અને બીજા ગુનેહગારો (જેઓ ઈમાનવાળા છે) તેઓના માટે પણ સિફારિશ કરશે. પરંતુ પોતાની આ ઓળખશકિત અને અલ્લાહની કૃપા પર મગરૂર ન થશે બલ્કે ખોફ અને ઉમ્મીદની વચ્ચે સેંકડો વિનમ્રતાપૂર્વક શફાઅત કરશે.

ખૂબજ ખૂશનસીબ છે તે બંદો જેણે દુનિયામાં રહીને નિગાહે મા'રિફત (ઓળખનારી નજર)પેદા કરી લીધી અને પોતાના અલ્લાહને ઓળખી લીધો. આરિફીન (અલ્લાહને ઓળખનારા ઔલિયાએ કિરામ) જેમની રૂહો પોતાના મુજાહદાઓ અને રિયાઝતોના ઝરીયાથી આજે અલ્લાહને ઓળખે છે, કાલે હશ્રના દિવસે એ જ આરિફીન અલ્લાહ તઆલાના દીદાર (દર્શન) કરશે અને નજાત પામશે તેમજ તેમની સિફારિશ ગુનેહગારોના હકમાં કબૂલ કરવામાં આવશે.

જયારે કાફિરો, મુજરિમો, ગુનેહગારોને તેમના હુન્નર અને કસબના કારણે અનંત કાળની આગમાં ફેંકવામાં આવતા હશે ત્યારે આ ભૂખથી ચીમળાયેલા ચહેરાઓવાળા, થીંગડા મારેલા પોશાકવાળા, ચટાઈ અને કંતાનના આસન પર બેસનારા, જેમનો આજે મઝાક ઉડાવવામાં આવે છે, તેઓ પોતાના અલ્લાહના દીદાર (દર્શન)માં ડૂબેલાં હશે. ત્યારે ગુનેહગારો તેમની ઈર્ષ્યા કરશે કે, કાશ ! દુનિયામાં અમે પણ તેમની જ જેમ રહેતા હોત અને તેમનો હુન્નર અને કસબ શીખ્યા હોત ! અર્થાત નિગાહે મા'રિફત (ખુદાને ઓળખનારી નજર) પેદા કરી લીધી હોત !

૫

આ હિકાયતથી એ પણ જાણવા મળ્યું કે અલ્લાહ તઆલાના મકબૂલ અને નેક બંદાઓ મેઅયારે ઈન્સાનિયત–માનવતાના માપદંડના આધારે કેટલો બુલંદ મકામ, કેટલું ઉચ્ચ સ્થાન ધરાવે છે !

અફસોસ ! આજે કેટલીક કોમો :

✧ પેલા ચોરોની જેમ પોતાની દુન્યવી જિંદગીના થોડા દિવસના વૈભવ–વિલાસ માટે જે સાધનો અને માધ્યમો અપનાવે છે તેને હુન્નર તેમજ કસબ સમજે છે !

✧ ભૌતિક વિકાસને, દુન્યવી તરક્કીને એ કોમો અસલી તરક્કી સમજે છે !

✧ ઈન્સાનિયતથી, માનવતાથી નિમ્ન કક્ષાના સંસ્કારો, જેવાં કે :

- ઊભા ઊભા પેશાબ કરવાને,
- કાગળથી પાખાનાની જગાને સાફ કરવાને,
- તબમાં બેસીને ગુસલ કરવાને,
- ઈન્સાનિયતની મે'રાજ, માનવતાની પરમ ઉચ્ચતા, ઠેરવે છે !
- શું એવી કોમને સંસ્કારી અને વિકસિત કહી શકાય છે ? !

અફસોસ ! સેંકડો અફસોસ ! મુસલમાન અલ્લાહની પસંદ કરેલી તેહઝીબ અને મઆશિરતને, સંસ્કાર અને સંસ્કૃતિને છોડીને, અલ્લાહ તઆલાના ગઝબ, ગુસ્સા, કોપ અને કહેરને લાયક કોમની નકલ કરે છે !

## દુઆ

હે અલ્લાહ ! અમારા પર કોઈ એવા હાકિમની નિમણૂંક કર,
જે :–
તારા પાકીઝા કાનૂનો લાગૂ કરે,
બેપર્દા ફરનારી ઔરતોને શિક્ષા કરે,
બેનમાઝીઓને શિક્ષા કરે,
શરાબ પીનારાઓને શિક્ષા કરે,
એવી સખ્તાઈથી અને કડક હાથે કાયદા કાનૂનોનું પાલન કરાવે કે,
વેશ્યા ગૃહો,
શરાબ ગૃહો અને
સીનેમા ગૃહો
સર્વ બંધ થઈ જાય.
આમીન ! સુમ્મ આમીન !

# 3 એક આશિક બુરખાધારી બુઝુર્ગની હિકાયત

એક બુઝુર્ગ જાહિલિયતના ઝમાનામાં અરબના કોઈક પ્રદેશના બાદશાહ હતા. તેઓ શરૂઆતમાં ઈશ્કે મજાઝ (પાર્થિવ પ્રેમ)માં પડેલા હતા. ઘણા સારા શાયર હતા. સ્વભાવે નાજુક અને દેખાવે અત્યંત રૂપાળા–સૌંદર્યવાન હતા.

જયારે ઈશ્કે હકીકી (દિવ્ય પ્રેમ–ઈશ પ્રેમ)ની અસર તેમના દિલ પર થઈ ત્યારે હુકૂમત અને સલ્તનત બોજારૂપ જણાવા લાગી. વાત એ છે કે મુહબ્બત તમામ લિજ્જતોને રંજ અને ગમમાં બદલી નાખે છે. છેવટે બાદશાહ અરધી રાતે ઊઠયા, મામૂલી પોશાક પહેર્યો અને પોતાની સલ્તનતથી બહાર નીકળી ગયા ! દિલમાં ઈશ્કે ઈલાહીની આગ પેદા થઈ ચૂકી હતી. સલ્તનતનો ઘોંઘાટ, શોરબકોર મહબૂબ (અલ્લાહ)ની યાદમાં રૂકાવટ બનતો હતો. છેવટે સબ્રનો જામ છલકાઈ ગયો. એક ચીખ મારી અને પાગલની જેમ જંગલની તરફ ચાલી નીકળ્યા.

આ માર્ગનું કામ શરૂઆતમાં 'જઝબ'(ઈશ આકર્ષણ)થી જ થાય છે. હઝરત આરિફ રૂમી (રહ.) ફરમાવે છે :

**દસ્ત દર દીવાનગી બાયદ ઝદન,**
**ઝી ખિરદ જાહિલ હમી બાયદ શુદન.**

**ભાવાર્થ :**

દીવાનગીની નેઅમત અર્થાત અલ્લાહનો ઈશ્ક દિલમાં પેદા કરો. માત્ર બુધ્ધિ અને અકકલથી હક સુધી પહોંચી શકાતું નથી. બલ્કે જે અકકલ 'વહી'ના નૂરથી મુનવ્વર ન હોય તેનાથી તો જાહિલ રહેવું જ બેહતર છે.



ઈશ્કની ખાસિયત છે કે આશિકને એકાંતમાં બેઠાં બેઠાં મહબૂબને યાદ કરવામાં મઝા આવે છે. જંગલના એકાંત અને શાંતિ સાચા પ્રેમીઓને ગમે છે.

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફરમાવે છે કે,

'નુબુવ્વત અર્પણ થવા પહેલાં મને ખિલ્વત (એકાંતવાસ) મહબૂબ (પ્રિય) કરી દેવામાં આવી.'

જેથી આપ તમામ લોકોથી દૂર 'હીરા' નામની ગુફામાં દિવસોના દિવસો સુધી યાદે ઈલાહીમાં મશગૂલ રહેતા હતા. જાહેર જીવનને પસંદ કરનારાઓ એકાંતની એ લિજ્જતને શું જાણે ! એમને શી ખબર કે એકલતા, એકાંત અને જંગલના સન્નાટામાં શું લુત્ફ અને શી મઝા છે !



પહાડો અને નદીઓ, જંગલો અને રણપ્રદેશોને દીવાનાવાર વટાવતો તે બાદશાહ પોતાની સલ્તનતની સરહદથી નીકળીને મુલ્કે તબૂક❶ની સરહદમાં દાખલ થઈ ગયો. ચહેરા ઉપર બુરખો નાંખી લીધો. જેથી ચહેરા પરની બાદશાહી જલાલત જોઈને લોકો સમજી ન જાય કે આ સામાન્ય પોશાકધારી માણસ કોઈ મુલ્કનો રઈસ કે બાદશાહ છે !



મુલ્કે તબૂકમાં ઘણાં દિવસો ભૂખ્યા પેટે વીતી ગયા. અશક્તિ અને કમજોરીથી મજબૂર થઈને આજીવિકા માટે મજૂરો સાથે ઈંટો બનાવવા લાગ્યા. જોકે ચહેરા પર બુરખારૂપે કપડું ઢાંકી મૂકતા હતા પરંતુ જયારે હવાની ઝાપટોથી કપડું ચહેરા પરથી હટી જતું ત્યારે એમના ચહેરા પરનો શાહી જલાલ મજૂરોને દેખાતો. એટલે મજૂરોમાં ચર્ચા થવા માંડી કે આ બુરખાધારી માણસ કોઈક મુલ્કનો એલચી યા કોઈક સલ્તનતનો બાદશાહ હોય એવું લાગે છે ! ધીમે ધીમે આ વાત તબૂકના બાદશાહના કાને પહોંચી.

તબૂકના બાદશાહને ચિંતા થઈ કે મજૂરના વેશમાં કોઈ બીજા દેશનો બાદશાહ યા એલચી કયાંક જાસૂસી તો કરતો ન હોય ! અને મારી સલ્તનતના રહસ્યો જાણી લઈને આક્રમણ અને ચઢાઈ કરવાની યોજના તો બનાવતો ન હોય ! તપાસ કરવી જોઈએ કે હકીકત શી છે.

તબૂકનો બાદશાહ જાતે તપાસ કરવા માટે ગયો. બુરખાધારી

❶ તબૂક : મદીના મુનવ્વરાથી આશરે આઠસો કિલોમીટર દૂર આવેલું સ્થળ છે.

બુઝુર્ગ બીજા મજૂરો સાથે ઈંટો બનાવતા હતા. તબૂકના બાદશાહે તમામ મજૂરોને દૂર મોકલી આપ્યા અને પછી પેલા બુઝુર્ગના ચહેરા પરનો બુરખો ઊંચકી લીધો. ચહેરો જોતાં જ બાદશાહને ખાતરી થઈ ગઈ કે આ પણ ચોકકસ કોઈક મુલકનો બાદશાહ છે.

તબૂકના બાદશાહે અનેક પ્રશ્નો પૂછયા અને મોડે સુધી તેની જોડે વાતચીત કરતો રહયો. બુરખાધારી બાદશાહે, તબૂકના બાદશાહના કાનમાં દર્દ અને ઈશ્કની ન જાણે શી વાત કહી કે તે જ વખતે તબૂકનો બાદશાહ પણ ઈશ્કે ઈલાહીથી દીવાનો થઈ ગયો ! તે પણ પોતાની સલ્તનત છોડીને એ બુરખાધારી બાદશાહની સાથે રહેવા તૈયાર થઈ ગયો !

અરધી રાતે એ બંને બાદશાહો મુલ્કે તબૂકથી નીકળીને કોઈક બીજી સલ્તનત તરફ ચાલી નીકળ્યા જેથી લોકો પરેશાન ન કરે અને નિરાંતે મહબૂબે હકીકીની યાદમાં મશગૂલી પ્રાપ્ત થાય. એ બંને ઘણે દૂર સુધી ચાલતાં રહ્યા અને કોઈ ત્રીજી સલ્તનતમાં દાખલ થઈ ગયા.



જેવી રીતે એક ઘરમાંથી બીજા ઘરમાં આગ લાગે છે તેવી જ રીતે ઈશ્કની આગ પણ એક દિલમાંથી બીજા દિલમાં પ્રસરે છે. જે આગની ખાસિયત છે તે જ ઈશ્કની ખાસિયત છે. એક ઘરથી ઘરમાં લાગે છે, બીજી સીનાથી સીનામાં પ્રસરે છે.

હઝરત આરિફ રૂમી(રહ.) ફરમાવે છે કે એક દિલથી બીજા દિલ સુધી છુપા રસ્તા—ગુપ્ત માર્ગો હોય છે. તેઓ પોતાની આ વાતને સમજાવવા માટે એક અજીબ મિષાલ (ઉદાહરણ) પેશ કરે છે.

**કે ઝ દિલ તા દિલ યકીં રૂઝન બુવદ.**
**ને જુદા વ દૂર ચૂં દો તન બુવદ.**
**મુત્તસિલ નેહ બૂદ સિફાલે દો ચિરાગ,**
**નૂરેશાં મમ્ઝૂજ બાશદ દર મિસાગ.**

**ભાવાર્થ :**

એક દિલથી બીજા દિલ સુધી છુપા રસ્તાને સમજવા માટે એક મિસાલ સમજો. માટીના બે ચિરાગ (દીવા) સળગાવવામાં આવે તો એ




બંને ચિરાગના જિસ્મ (દેહ) તો અલગ અલગ છે પરંતુ તેમની રોશની વાતાવરણમાં એકાકાર થયેલી હશે. એ ચિરાગોની રોશનીમાં કોઈ હદરેખા જણાશે નહીં કે બંને દીવાની રોશની કઈ કઈ છે !

એજ રીતે મોમિનોના જિસ્મ પણ અલગ અલગ હોય છે પરંતુ જયારે એક બીજાને મળે છે ત્યારે એક બીજાના દિલોના અનવાર તે મજલિસ (સભા)ના વાતાવરણમાં એકાકાર થઈ જાય છે અર્થાત જિસ્મોની જેમ અનવારમાં તફાવત હોતો નથી.



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પરસ્પર સલાહ–મશ્વરો કરવાનો જે હુકમ આપેલો છે તેમાં બીજી હિકમતોની સાથે આ હિકમત પણ છે કે એક મોમિનના બદલે જયારે દસ મોમિન ભેગાં થઈ જાય છે ત્યારે દસ ચિરાગોની રોશની એક ચિરાગની રોશની કરતા કેટલીયે વધારે થઈ જશે અને ઈમાન તથા યકીનની એ તેજ રોશનીમાં સહીહ હકીકત પ્રગટ થઈ જશે.

એ જ વાત હઝરત આરિફ રૂમી(રહ.) ફરમાવે છે :

**મશ્વરહ કુન બા ગિરોહે સાલિહાં,**
**બર પયમ્બર અમ્ર હમ શૂરા બદાં,**
**ઈં ખિરદહા ચૂં મસાબીહ અનવરસ્ત,**
**સ્ત મિસ્બાહ અઝ યકે રોશનતરસ્ત.**

**ભાવાર્થ :**

નેક લોકો સાથે સલાહ–મશ્વરો કરતા રહો. આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર પણ મશ્વરાનો હુકમ નાઝિલ થયેલો છે. ઈન્સાનની અકકલ રોશન ચિરાગ જેવી છે. વીસ ચિરાગોની રોશની એકના કરતા અવશ્ય વધારે રોશન હશે.



મૌલાના રૂમી(રહ.) ઈર્શાદ ફરમાવે છે કે આં હુઝૂર સલ્લલ્લાહુ




અલયહિ વ સલ્લમે એ જ કારણે રહબાનિયત (સન્યાસ)થી મનાઈ કરેલી છે કારણકે દુનિયાનો ત્યાગ કરીને પહાડની ધાટીમાં બેસી રહેવાથી પરસ્પર સલાહ અને મશ્વરો થઈ શકતો નથી. કેટલાકોની નઝરમાં અલ્લાહ તઆલાએ માટીમાંથી સોનું બનાવી દેવાની ખાસિયત મૂકેલી છે. એ નઝરની બરકતથી ફાસિક અને ફાજિર, સાલિહ બની જાય છે. દુર્જન સજજન થઈ જાય છે.

અકબર ઈલાહાબાદી કહે છે :

**ન કિતાબોંસે ન વઅઝોંસે ન ઝરસે પયદા,**
**દીન હોતા હે બુઝુર્ગો કી નઝરસે પયદા.**



અહીં એ પ્રશ્ન થઈ શકે છે કે જે બુઝુર્ગનો કિસ્સો અહીં બયાન કરવામાં આવ્યો છે તેમણે પણ દુનિયા ત્યાગી દીધી છે ! એનો જવાબ એ છે કે કોઈ બાદશાહ સલ્તનત છોડીને ફકીરી ગ્રહણ કરે અને ફકીરો સાથે રહે એનું નામ રહબાનિયત (સન્યાસ) નથી. રહબાનિયત (સન્યાસ) નામ છે મખ્લૂકથી બિલકુલ અલગ થઈ જવાનું.



મૌલાના રૂમી(રહ.) ફરમાવે છે કે આ બે જ બાદશાહોને નહીં પરંતુ બીજા પણ અસંખ્ય બાદશાહોને ઈશ્કે ઈલાહીએ તેઓના મુલ્ક અને ખાનદાનથી જુદા કરી દીધાં. હક તઆલાની મુહબ્બતમાં એક વખત કતલ થવું હઝારો ઝિન્દગીઓના કરતા બેહતર છે અને અલ્લાહના ઈશ્કથી હાસિલ થતી ગુલામી પર હઝારો સલ્તનતોં કુરબાન છે !

શરૂઆતમાં ઈશ્કમાં જો કે મુજાહદાઓથી જિસ્મ વેરાન થાય છે પરંતુ એ વેરાનીમાં જયારે નિસ્બતનો ખઝાનો (તઅલ્લુક મઅલ્લાહ) પ્રગટ થાય છે ત્યારે આશિક ઝબાને હાલથી કહી ઊઠે છે કે :

**નીમજાં ઈશ્કને કિયા લેકિન,**
**હાથમેં કુબેં લાઝવાલ હે આજ.**



# ૪ હઝરત સુલતાન ઈબ્રાહીમ ઈબ્ને અદહમ (રહ.)ની હિકાયત

હક તઆલા સુધી પહોંચવાના બે રસ્તા છે. કુર્આનથી એની સાબિતી રજૂ કરું છું.

(૧) **'અલ્લાહો યજતબી ઈલયહિ મંયયશાઓ'**❶
[અલ્લાહ ચાહે છે ત્યારે બંદાને પોતાની તરફ ખેંચી લે છે.]
આ તરીકાનું નામ 'જઝબ' (અલ્લાહનું આકર્ષણ) છે.

(૨) **'વ યહદી ઈલયહિ મંયુનીબ'**❷
[અને હિદાયત આપે છે તે બંદાને જે અલ્લાહ તઆલાની તરફ ધ્યાનિત અને અભિમુખ થાય છે.]
આ તરીકા નું નામ 'સુલૂક' છે.

❋

'સુલૂક' ઈખ્તિયારી–ઈચ્છા મુજબ કરી શકાતું–ઐચ્છિક કાર્ય છે. 'જઝબ' ગયર ઈખ્તિયારી છે. પોતાની ઈચ્છાથી કરી શકાતું નથી. એટલે બંદો સુલૂકનો મુકલ્લફ છે (એ કરવાની એની જવાબદારી છે). પરંતુ આદત અનુસાર હરેક સાલિકને એના મુજાહદાઓના ઈનામ રૂપે અલ્લાહ તઆલા તરફથી જઝબ પણ આપવામાં આવે છે કારણકે હક તઆલાની ઈનાયત અને મદદ વગર કોઈનું કામ બનતું નથી.

❋

ઈબ્રાહીમ ઈબ્ને અદહમ બલ્ખના બાદશાહ હતા. જયારે હક તઆલાની રહમત અને ઈનાયત એમના પર ઉતરી ત્યારે રિયાઝત અને મુજાહદા વગર એમનું કામ થઈ ગયું. શાહને પોતાને પણ ખબર ન હતી કે સલ્તનતનો આ લીલો છમ બગીચો ઈશ્કે હકીકીની આગમાં રાખ થનાર છે. કોડીઓ છીનવી લઈને ઝવેરાત અર્પણ થનાર છે. જયારે કોઈના ભલા દિવસો આવે છે ત્યારે એવું જ થાય છે.

❶❷ સૂરએ 'શૂરા' આયત : ૧૩

સુનલે અય દોસ્ત જબ અય્યામ ભલે આતે હૈં,
ઘાટ મિલનેકી વહ ખૂદ આપ હી બતલાતે હૈં.



હઝરત ઈબ્રાહીમ ઈબ્ને અદહમ (રહ.) એક રાતે મહેલના ગગનચૂંબી માળ ઉપર સૂતા હતા. અચાનક કેટલાક લોકોના ચાલવાનો પગરવ સંભળાયો. વિચાર આવ્યો કે શાહી મહેલના માળ ઉપર આવી હિંમત કરનારા કોણ હશે ? !

આપે આગંતુકોને પૂછ્યું, ' આપ કોણ લોકો છો ? '

એ ફરિશ્તાઓ હતા. હક તઆલાના તરફથી ગફલતમાં પડેલાંને આઘાત આપવા આવ્યા હતા.

ફરિશ્તાઓએ જવાબ આપ્યો,

' અમે અહીં અમારું ઊંટ શોધીએ છીએ.'

બાદશાહે કહ્યું,

' નવાઈની વાત છે કે શાહી મહેલના માળ ઉપર ઊંટને શોધો છો ? !'

જવાબ મળ્યો,

' અમને એના કરતાં પણ વધારે નવાઈ અને આશ્ચર્ય થાય છે કે આપ આ નાઝપરવરી અને વૈભવ વિલાસમાં અલ્લાહને શોધો છો !'

આટલું કહીને તે ગેબીજનો ગાયબ થઈ ગયા પરંતુ બાદશાહના દિલ પર એવો આઘાત લાગ્યો કે મુલ્ક અને સલ્તનતથી દિલ ઊઠી ગયું. ઈશ્કે હકીકીએ તેમને સલ્તનતનો ત્યાગ કરવા માટે મજબૂર કર્યા. અરધી રાતે બાદશાહ ઊઠયા. ફકીરોનો લિબાશ ધારણ કર્યો અને પોતાની સલ્તનતમાંથી નીકળી ગયા. બલ્ખની સલ્તનત છોડીને નીશાપૂરના જંગલમાં ઝિક્રે હક અને ના'રએ આશિકાનહ બુલંદ કરવામાં મશગૂલ થઈ ગયા.

ઝિક્રે હક આમદ ગિઝા ઈં રૂહ રા,
મરહમ આમદ ઈં દિલે મજરૂહ રા.

**ભાવાર્થ :**

હક તઆલાનો ઝિક્ર જ આ રૂહનો ખોરાક છે અને અલ્લાહની મુહબ્બતથી જખ્મી અને ઘાયલ થયેલાંઓ માટે ઝિક્રે હક મલમ સમાન છે.



હઝરત ઈબ્રાહીમ ઈબ્ને અદહમ (રહ.) દસ વરસ સુધી નીશાપૂરના જંગલમાં દીવાનાવાર ઈબાદતમાં મશગૂલ રહયા.

ખાલી જિસ્મ (શરીર)ની અલ્લાહના નજીક કોઈ કિંમત નથી. શરીર શું છે ? એક શીશી છે. એ જો ખાલી છે તો એની કિંમત માત્ર બે આના (બાર પૈસા) છે. પરંતુ એજ શીશી લાખ રૂપિયાની છે જો એમાં એટલી કિંમતનું અત્તર ભરવામાં આવે. અંદર જે કિંમતનું અત્તર હશે તે જ કિંમતે શીશી વેચાશે.

એજ પ્રમાણે આ શરીરની કિંમત પણ એટલી જ વધી જાય છે જયારે એમાં 'તઅલ્લુક મઅલ્લાહ' (અલ્લાહ સાથેના સંબંધ)નું અત્તર હોય. જેટલું કિંમતી અત્તર હશે તેટલી જ શીશીની કિંમત વધી જશે.

એ જ કારણ છે કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મુબારક શરીર જયાં દફન થયેલું છે, જમીનનો તે ટુકડો અર્શ અને કુર્સીથી પણ અફઝલ છે.

કાફિરનું શરીર પણ માટી છે અને મોમિનનું શરીર પણ માટી છે. બંનેના શરીરમાં ચાર મૂળ તત્વો (માટી, આગ,હવા અને પાણી)એક જ છે પરંતુ એક (કાફિર) ખાલી માટી છે અને બીજા (મોમિન)માં તા'લ્લુક મઅલ્લાહનો ખઝાનો દફન થયેલો છે. એક ખાલી શીશી છે અને બીજામાં મુહબ્બતે ઈલાહીનું અત્તર ભરેલું છે.

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે જે દિલમાં હક તઆલાનું નૂર નથી તેને દિલ કહેશો નહીં. મુર્દાર દુનિયાની મુહબ્બત અને હક તઆલાથી ગફલતના કારણે, એ દિલ તો પેશાબ ભરવાની બાટલી સમાન છે.

અહીં દુનિયાનો ભાવાર્થ પણ સમજી લેવો જોઈએ.

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે :

ચીસ્ત દુન્યા ? અઝ ખુદા ગાફિલ બુદન,
ને કુમાશો નુકરઓ ફરઝંદો ઝન.

**ભાવાર્થ :**

દુનિયા ખરેખર ખુદાથી ગાફિલ થવાનું નામ છે. પત્ની, બાળકો, માલ અને દવલતનું નામ દુનિયા નથી.

*

દિલને અલ્લાહ તઆલાએ ખાસ પોતાના માટે પૈદા ફરમાવ્યું છે. હદીસે કુદસી છે :

'હું આસમાનો અને જમીનોમાં સમાતો નથી પરંતુ મોમિનોના કલ્બ(દિલ)માં મહેમાનની જેમ આવી જાઉં છું.'

આમ કલ્બ(દિલ) એક શાહી મહેલ છે જેમાં માત્ર શહેનશાહે હકીકી (અલ્લાહ)ના સિવાય બીજા કોઈનો નિવાસ યોગ્ય નથી. જો શાહી મહેલમાં કોઈ ભંગી અને ચમારને ઉતારો આપવામાં આવે તો સખત ઝાલિમ, મુજરિમ, અપરાધિ અને સઝાને લાયક થશે.

*

હઝરત સુલતાન ઈબ્રાહીમ ઈબ્ને અદહમ(રહ.)એ જયારે પોતાના અંતરમાં નિસ્બત અને તા'લ્લુક મઅલ્લાહ રૂપી પૂનમના ચાંદના દર્શન કર્યા ત્યારે પરિણામ શું આવ્યું !

જબ મહર નુમાયા હુવા સબ છુપ ગયે તારે,
વહ હમકો ભરી બઝમમેં તન્હા નઝર આયા.

[જયારે સૂરજ ઊગ્યો ત્યારે બધાં તારાઓ છુપાઈ ગયા.
ભર સભામાં અમને તે એકલો હોય તેવો દેખાયો !❶]

તમામ મનેચ્છાઓ અને જાહેરી શોભા–શૃંગારથી અલિપ્ત અને

❶ એને તસવ્વુફની પરિભાષામાં 'ખિલ્વત દર અંજુમન' કહે છે.




નિર્લેપ થઈ ગયા. કયાં શાહી સિંહાસન અને હવે કયાં નદી કિનારે બેસીને ફાટેલાં વસ્ત્રો સાંધવામાં મઝા ! એક દિવસે બલ્ખની સલ્તનતનો વઝીર એ તરફ આવી પહોંચ્યો. બાદશાહને આ હાલતમાં જોઈને તેના મનમાં વિચાર આવ્યો કે આ કેવો મૂર્ખ માણસ છે કે સલ્તનતનો ત્યાગ કરીને ફકીરની જેમ વસ્ત્રો સાંધે છે !

હઝરત ઈબ્રાહીમ ઈબ્ને અદહમ(રહ.)ને કશ્ફ (દિવ્ય દ્રષ્ટિ)થી જાણ થઈ ગઈ કે આ માણસ મારી આ ફકીરી પર હસે છે ! તરત જ આપે પોતાની કરામત અને બાતિની સલ્તનત ની શાન જાહેર કરી કે જેથી એ વઝીરને પોતાના ખોટા ખ્યાલ પર પસ્તાવો થાય. અને તેને જાણ થઈ જાય કે હક તઆલા સાથે તા'લ્લુક થયા પછી શી નેઅમતો પ્રાપ્ત થાય છે!

આપે તરત જ પોતાના હાથમાંની સોય નદીમાં ફેંકી દીધી. પછી મોટા અવાજે દુઆ કરી :

'હે અલ્લાહ ! મારી સોય મને પાછી આપ !'

તત્કાળ નદીની સપાટી પર એક લાખ માછલીઓ જોવામાં આવી! દરેકના મુખમાં એક એક સોનાની સોય હતી ! તેઓ જાણે કહેતી હતી કે,

'હે શયખ ! અલ્લાહના તરફથી આપ આ સોય સ્વીકારો !'

જયારે વઝીરે આ કરામત જોઈ તો તેને પોતાના ગંદા વિચારો પર અને પોતાની બેખબરી પર ભારે પસ્તાવો થયો અને એક આહ ભરીને કહેવા લાગ્યો કે :

'અફસોસ ! માછલીઓ પણ આ કામિલ શયખના મકામથી બાખબર છે જયારે હું ઈન્સાન હોવા છતાં નાવાકિફ—બેખબર છું ! હું બદબખ્ત, કમભાગી આ દૌલતથી વંચિત છું જયારે માછલીઓ આ મા'રિફતથી સઈદ અને નેક બખ્ત-ભાગ્યશાળી છે.'

આ વિચારો આવતાં જ વઝીર પર રુદનની કેફિયત તારી થઈ ગઈ. મોડે સુધી તે રડતો રહયો. પસ્તાવારૂપી આ રુદન અને કામિલ શયખની થોડા સમયની સુહબતની બરકતથી તે વઝીરની કાયાપલટ થઈ ગઈ ! અલ્લાહ તઆલાની મુહબ્બત તેના દિલમાં પૈદા થઈ ગઈ. પોતાના ખાસ બંદાઓની સુહબતમાં અલ્લાહ તઆલાએ એ જ બરકત મૂકેલી છે કે દુર્ભાગ્ય સૌભાગ્યમાં ફેરવાઈ જાય છે.




હદીસે પાકમાં છે કે :

**'લા યશ્કા જલીસુહુમ'**

[ખાસાને ખુદા(અલ્લાહના ખાસ બંદાઓ)ની પાસે બેસનારો મેહરૂમ અને દુર્ભાગી રહી શકતો નથી.]



પસ્તાવા અને રુદનના પ્રતાપે વઝીર એક પળમાં ક્યાંથી ક્યાં પહોંચી ગયો ! જ્યારે દિલ રડે છે ત્યારે દિલમાં મુહબ્બતનું ખમીર તૈયાર થાય છે. દિલની આ મુબારક બીમારી સમાન બીજી કોઈ બીમારી નથી.

હઝરત સુલતાન ઈબ્રાહીમ અદહમ (રહ.)એ પોતાની કરામત બતાવ્યા પછી તે વઝીરને પૂછ્યું :

'હે અમીર ! દિલની આ સલ્તનત બેહતર છે કે બલ્ખની પેલી નાશવંત તુચ્છ સલ્તનત ?'

વઝીરે તે જ પળે પોતાનું પ્રધાનપદ છોડી દીધું અને હઝરત ઈબ્રાહીમ અદહમ (રહ.) જોડે જંગલ નિવાસી થઈ ગયો.

આખી જિંદગી અકકલની ગુલામી કરી હતી પરંતુ પોતાનું કામ તો દીવાનગીથી જ બન્યું !

**રસ્તેમેં ઉનકે હોશકી પૂંજી ગંવાઈએ,**
**ખો જાઈએ દીવાનોંકી સૂરત બનાઈએ.**





# ૫ એક ગાયક અને સંગીતકારની હિકાયત

હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતના જમાનામાં એક શખ્સનો કંઠ ખૂબજ સૂરીલો હતો. તે ચંગ નામનું તંબૂરા જેવું એક વાજિંત્ર વગાડતો હતો. તેના મીઠા મધૂરા અવાજ પર સ્ત્રીઓ, પુરુષો અને બાળકો બધાં કુરબાન હતા. તે કયારેક મસ્ત થઈને ગાતો ગાતો જંગલમાંથી પસાર થતો ત્યારે જંગલના પશુ–પક્ષીઓ તેનું ગીત સાંભળવા માટે ભેગાં થઈ જતાં.

ધીરે ધીરે જયારે તે વૃધ્ધ થયો અને ઘડપણના કારણે તેનો અવાજ કર્કશ થઈ ગયો ત્યારે એના અવાજના આશિકો પણ ઓછાં થઈ ગયાં. હવે તે રસ્તેથી પસાર થતો ત્યારે કોઈ તેને પૂછતું પણ ન હતું ! તેની કીર્તિ અને ખ્યાતિ રુખ્સત થઈ ગઈ. હવે તે ગુમનામીના વેરાન પ્રદેશમાં ઘુવડની જેમ આમ તેમ અથડાતો ફરતો અને ભૂખ્યા પેટે દિવસો વિતાવતો.

લોકોની આવી સ્વાર્થી વૃત્તિ જોઈને એક દિવસે તે ખૂબ જ દુઃખી થયો અને દિલમાં કહેવા લાગ્યો કે,

> 'હે અલ્લાહ ! જયારે મારો અવાજ મીઠો-મધૂરો હતો ત્યારે લોકો મારા પર પરવાનાની જેમ કુરબાન થતા હતા અને બધે મારી આગતા–સ્વાગતા થતી હતી. હવે બુઢાપાના કારણે અવાજ કર્કશ થઈ ગયો ત્યારે આ મનેચ્છાઓના પૂજારી અને સ્વાર્થી લોકો મારા પડછાયાથી પણ દૂર ભાગે છે. અરે રે ! આવા બેવફા લોકો સાથે મેં દિલ લગાવ્યું ! આ સંબંધ કેવો ફરેબી–છેતરામણો હતો ! કાશ, મેં આપની તરફ ધ્યાન પરોવ્યું હોત અને રાત-દિવસ આપની યાદમાં જ વીતાવ્યા હોત તેમજ આપથી જ ઉમ્મીદો રાખી હોત તો આજે આ દિવસો ન જોતે !'

પીર ચંગી (ચંગ વગાડનાર વૃધ્ધ) દિલમાંને દિલમાં પસ્તાવો કરતો હતો અને આંખોમાંથી આંસુઓની ધારા વહેતી હતી. અચાનક




જઝબએ ગૈબીએ (ગૈબી આકર્ષણે) તેના દિલને પોતાના તરફ ખેંચી લીધું!

**જો ગિરે ઈધર ઝમીં પર મેરે અશ્ક[1]કે સિતારે,**

**તો ચમક ઉઠા ફલક પર મેરી બંદગીકા તારા.**

પીર ચંગીએ એક આહ ભરી અને લોકોથી મુખ ફેરવીને દીવાનાવાર મદીના મુનવ્વરાના કબ્રસ્તાનની તરફ રવાના થઈ ગયો. ત્યાં એક જૂની જર્જરીત કબરના ખાડામાં બેસી ગયો.

રડતાં રડતાં તેણે હક તઆલાથી અરજ કરી કે,

'હે અલ્લાહ ! આજે હું તારો મહેમાન છું. જયારે બધાં લોકોએ મને તરછોડી દીધો છે ત્યારે હવે તારી બારગાહ સિવાય મારો કોઈ આશરો નથી. તારા સિવાય મારા આ અવાજનો કોઈ ગ્રાહક નથી.

હે અલ્લાહ ! જાણ્યા અજાણ્યા થઈ ગયા છે, પોતાના પારકા થઈ ગયા છે, હવે આપના સિવાય મારો કોઈ આશરો નથી !

હે અલ્લાહ ! હું ઘણી ઉમ્મીદો લઈને આપની બારગાહમાં હાજર થયો છું. પોતાની રહમતથી મને ઠુકરાવશો નહિ !'



જૂની-પુરાણી કબરના ખાડામાં પીર ચંગી આ રીતે રુદન અને વિલાપમાં મશગૂલ હતો અને આંખોમાંથી ખૂને દિલ વહાવી રહ્યો હતો. અચાનક હક તઆલાની રહમતનો દરિયો જોશમાં આવ્યો અને હઝરત ઉમર (રદિ.)ને ઈલ્હામ થયો કે,

'હે ઉમર ! મારો ફલાણો બંદો પોતાના મીઠા-મધુરા કંઠના કારણે જિંદગીભર લોકોમાં મકબૂલ અને મહબૂબ રહ્યો. હવે ઘડપણના કારણે અવાજ કર્કશ થઈ જવાથી લોકોએ તેને તરછોડી દીધો છે. આજીવિકાનો અસબાબ છૂટી જવો, નિષ્ફળતાની ચિંતા તેમજ દુઃખ, તેની હિદાયતનો અને મારા તરફ ધ્યાનિત થવાનો સબબ બની ગયો છે એટલે મારી વિશાળ અને વ્યાપક રહમતનો અધિકારી બન્યો છે.'

[1] અશ્ક : આંસુ




કબૂલ અસ્ત ગરચે હુનર નેસ્ત અસ્ત,
કે જુઝ મા પનાહે દિગર નેસ્ત અસ્ત.

**ભાવાર્થ :**

જો કે જિંદગીભર તે નાફરમાન અને ગાફિલ રહ્યો છે પરંતુ હું એના રૂદન અને વિલાપને કબૂલ કરું છું કારણકે મારી બારગાહ સિવાય મારા બંદાઓ માટે બીજું કોઈ આશ્રય સ્થાન નથી.

❋

'એટલે હે ઉમર (રઝિ.) ! તમે બૈતુલમાલમાંથી કંઈક જરૂરી રકમ લઈને તે કબ્રસ્તાનમાં જાઓ અને મારા લાચાર, દુ:ખી બંદાને મારા સલામ પેશ કરો, તે પછી આ રકમ પેશ કરીને કહી દો કે આજથી હક તઆલાએ તને પોતાનો મુકર્રબ બનાવી લીધો છે અને પોતાના ફઝલને તારા માટે ખાસ કરી દીધો છે. હવે તારે દુ:ખી થવાની જરૂર નથી. હવે તારે લોકોની સામે હાથ લાંબો કરવાની પણ જરૂર નથી.'

'હે ઉમર (રઝિ.) ! મારા આ બંદાને કહી દો કે હક તઆલાએ હંમેશા માટે ગૈબથી તારી રોઝીનો ઈન્તેઝામ કરી દીધો છે.'

❋

હઝરત ઉમર (રઝિ.)એ જ્યારે ગૈબથી આ અવાજ સાંભળ્યો તો બેચેન થઈ ગયા. તત્કાળ ઊઠયા અને બૈતુલ માલમાંથી કંઈક રકમ લઈને કબ્રસ્તાનની તરફ ચાલી નીકળ્યા. ત્યાં જુએ છે કે એક જૂની–પુરાણી જર્જરીત કબરના ખાડામાં એક વૃધ્ધ ચંગ (વાજિંત્ર) લઈને ઊંઘી ગયો છે. તેનો ચહેરો અને દાઢી આંસુઓથી તર છે. પસ્તાવાના એ આંસુઓનાં કારણે જ તેને આ મકામ મળ્યો છે.

મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે,

પીરે ચંગી કે બુવદ ખાસે ખુદા,
હબ્બઝા અય આશકારે પિન્હા હબ્બઝા.

ભાવાર્થ

ચંગ વગાડનાર વૃધ્ધ કયારે અલ્લાહનો ખાસ અને મકબૂલ થઈ શકતો હતો ! મુબારક થાય, હે છૂપા રહસ્ય, મુબારક થાય !



ખલીફએ વકત હઝરત ઉમર (રદિ.) તે જૂની-પુરાણી જર્જરીત કબરની સામે અદબપૂર્વક ઊભા રહીને ઈન્તેઝાર કરતા હતા કે પીર ચંગી જાગે તો તેને હક તઆલાના સલામ અને સંદેશો કહે. અચાનક હઝરત ઉમર (રદિ.)ને છીંક આવી જેના કારણે પીર ચંગીની આંખો ખૂલી ગઈ.

ખલીફતુલમુસ્લિમીનને જોઈને હેબતના કારણે તે કાંપવા લાગ્યો. તેને મનમાં વિચાર આવ્યો કે આ ચંગ (વાજિંત્ર)ના કારણે ન જાણે મને કેટલા કોરડા મારવામાં આવશે કારણકે હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતના જમાનામાં ફારૂકી કોરડો પ્રખ્યાત હતો.

હઝરત ઉમર (રદિ.)એ જયારે જોયું કે પીર ચંગીનું શરીર ધ્રૂજે છે તો ઈર્શાદ ફરમાવ્યો કે,

'ખૌફ ન કરો ! હું તમારા પરવરદિગારના તરફથી તમારા માટે ઘણી મોટી ખૂશખબરી લાવ્યો છું.'

પીરચંગીએ જયારે હઝરત ઉમર (રદિ.)ની મુબારક ઝબાનથી હકતઆલાના સલામ અને સંદેશો સાંભળ્યો તથા હક તઆલાની દયા, કૃપા, કરુણા તેમજ ભેટો અને ઈન્આમોની તેને જાણ થઈ ત્યારે હેરત, શુક્ર અને નદામત (લજ્જા)ના ગલ્બાના કારણે તે કાંપવા લાગ્યો.

નદામતના કારણે તે પોતાના હાથમાં બચકાં ભરવા લાગ્યો અને પોતાની ઝાત પર ગુસ્સે થવા લાગ્યો. પોતાની ગફલત અને હક તઆલાની રહમતનો ખ્યાલ કરીને તેણે એક ચીખ મારી અને કહેવા લાગ્યો કે,

'હે મારા બેનમૂન આકા ! મારી નાલાયકી અને ગફલત છતાં આપની બેમિસાલ રહમતને જોઈને હું શરમથી પાણી પાણી થઈ રહ્યો છું.'

જયારે પીરચંગી ખૂબ રડયો અને તેનું દુઃખ અને દર્દ હદ વટાવી




ગયું ત્યારે ગુસ્સામાં પોતાના ચંગ (વાજિંત્ર)ને જમીન પર પટકીને ચૂરે ચૂરા કરી નાંખ્યું.

તે પછી ચંગ (વાજિંત્ર)ને સંબોધીને કહયું,

'તેં જ મને હક તઆલાની મુહબ્બત અને રહમતથી પરદામાં રાખ્યો હતો.

તેં જ હક તઆલાને મળવાના રાજમાર્ગથી મને ભટકાવી દીધો હતો.

તેં જ સીત્તેર વરસ સુધી મારું લોહી પીધું અર્થાત તારા જ કારણે ખેલ–તમાશા અને નાફરમાની કરતાં કરતાં હું ઘરડો થઈ ગયો અને તારા જ કારણે હક તઆલાના સામે મારો ચહેરો કાળો હતો.'

પીરચંગીના રુદન, વિલાપ અને આક્રંદથી હઝરત ઉમર (રદિ.) નું અંતર પણ દ્રવી ઊઠયું અને આપ (રદિ.)ની આંખોમાંથી પણ આંસુઓ વહેવા લાગ્યા !

આપ (રદિ.) એ ફરમાવ્યું કે,

'હે શખ્સ ! તારું આ રુદન અને આક્રંદ તારા અંતરની સભાનતાની દલીલ છે. તારી રૂહ હક તઆલાના કુર્બ (સામીપ્ય)થી ઝિંદા અને રોશન છે. હક તઆલાની બારગાહમાં ગુનેહગારના આંસુઓની ઘણી મોટી કિંમત છે.'

મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે,

**કે બરાબર મી કુનદ શાહે મજીદ,**
**અશ્કરા દર વઝન બા ખૂને શહીદ.**

**ભાવાર્થ**

ગુનેહગાર બંદાના પસ્તાવાના કારણે નીકળેલા એક આંસૂને હક તઆલા શહીદના લોહીના ટીપાંના વજન બરાબર ગણે છે.



હઝરત ઉમર (રદિ.)ની મુબારક સુહબતના ફૈઝથી પીરે ચંગી, પીરેતરીકત થઈ ગયા અને મહાન ઔલિયા અલ્લાહની સફમાં દાખલ થઈ ગયા.




## નસીહતો

**૧**

આ બનાવથી જાણવા મળ્યું કે ઈન્સાને પોતાની કોઈ બદહાલી (દુર્દશા)ના કારણે નાઉમ્મીદ-નિરાશ થવું ન જોઈએ. હંમેશા હક તઆલાની રહમતથી ઉમ્મીદવાર-આશાવાદી રહેવું જોઈએ.

**૨**

હક તઆલા સિવાય જેટલા સંબંધો છે તે બધાં નાશવંત છે અને તેમાં વફાદારીની ભાવના નથી. માત્ર હક તઆલાની જ પાક ઝાત એવી કરીમ તેમજ હય્ય અને કય્યૂમ છે કે જે હરેક હાલતમાં પોતાના બંદાઓની ખરીદાર છે. અલબત્ત તે મુહબ્બત અને સંબંધ જે એક-બીજાથી માત્ર અલ્લાહ માટે હોય તે હક તઆલાની જ મુહબ્બત છે.





# ભરવાડ અને હઝરત મૂસા (અલૈ.)ની હિકાયત

હઝરત મૂસા (અલૈ.)ના જમાનામાં એક મજઝૂબ—મસ્ત માનવ ખુદા તઆલાનો આશિક હતો. તે બકરીઓ ચરાવતો ફરતો રહેતો અને પહાડોની ગુફાઓમાં મખ્લૂકથી દૂર અલ્લાહના ઈશ્કમાં ચકચૂર થઈને, ફાટેલ કપડે, રડતો અને વિલાપ કરતો ભટકતો રહેતો.

તે અલ્લાહ તઆલાને વિનંતી કરતો હતો કે :

'હે ખુદા ! હે મારા અલ્લાહ !
આપ મને ક્યાં મળશો ?
જો આપ મને મળી જાઓ તો હું આપનો ચાકર બની જાઉં,
હું આપની ગોદડી સીવી આપું,
આપના માથાના વાળ ઓળી આપું,
બીમારીમાં આપની સેવા સુશ્રુસા કરું,
હે અલ્લાહ ! જો હું આપનું ઘર જોઈ લઉં તો સવાર—સાંજ આપના માટે દૂધ લાવતો રહું,
અને આપના હાથને ચુંબન કરતો રહું,
અને આપના પગને માલિશ કરી આપું,
અને આપની સૂવાની જગાને ઝાડૂ વડે સારી રીતે સાફ કરી આપું,
હે અલ્લાહ ! આપના ઉપર મારી તમામ બકરીઓ કુરબાન છે.
હે અલ્લાહ ! બકરીઓના બહાને હું જે 'હાય', 'હાય' શબ્દો બોલું છું તે ખરેખર આપની મુહબ્બતની તડપમાં બોલું છું. બકરીઓ તો માત્ર બહાનું છે.'

તે ભરવાડ આ પ્રમાણે પોતાના પરવરદિગારની સાથે મુહબ્બતની વાતો કરતો હતો કે અચાનક હઝરત મૂસા (અલૈ.) એ તરફથી પસાર થયા. હઝરત મૂસા (અલૈ.)એ જયારે આ વાતો સાંભળી ત્યારે આપે તેને ફરમાવ્યું કે,

'હે ભરવાડ !
શું હક તઆલાને નોકરની જરૂરત છે ?
શું તેને માથું છે કે તું બાલ ઓળશે ?
શું તેને ભૂખ લાગે છે કે તું બકરીઓનું દૂધ પીવાડે ?
શું તે બીમાર છે કે તું સેવા-ચાકરી કરે ?
હે જાહિલ ! હક તઆલાની ઝાત નુકસાન અને જરૂરતની તમામ વાતોથી પાક અને પર છે.
તું જલ્દી તૌબા કર ! તારી આ વાતોથી કુફ્ર લાઝિમ થાય છે.
બે અકકલની દોસ્તી ખરેખર દુશ્મની હોય છે.
હક તઆલા તારી આ ખિદમતોથી બેનિયાઝ છે.'



હઝરત મૂસા (અલૈ.)ની આ વાતો સાંભળીને ભરવાડ ખૂબ જ શરમાઈ ગયો અને ખૌફ, પસ્તાવો, દુ:ખ અને આઘાતના કારણે પોતાનું વસ્ત્ર ફાડી નાંખ્યું અને રડતો-કકળતો જંગલ તરફ ભાગી ગયો.

મૂસા (અલૈ.) પર વહી નાઝિલ થઈ :

તું બરાયે વસ્લ કરદન આમદી,
ને બરાયે ફ્સ્લ કરદન આમદી.

**ભાવાર્થ**

હે મૂસા ! તમે મારા બંદાને મારાથી જુદો કેમ કરી દીધો ? તમને મેં એટલા માટે મોકલ્યા હતા કે તમે મારા બંદાઓને મારી સાથે મેળવો, ન કે જુદા કરો. તમારું કામ મેળાપ કરાવવાનું હતું, ન કે જુદાઈ કરાવવાનું !



**નસીહતો**

આ હિકાયતથી એ જાણવા મળ્યું કે કેટલાક બંદા મુખ્લિસ-શુધ્ધભાવનાવાળા અને આશિક હોય છે. નાફરમાનીઓથી

તેઓ બિલકુલ અલિપ્ત હોય છે. પરંતુ જાહેરી રીતે તેઓના શબ્દો આદાબે ઈલાહીથી વિરુધ્ધ હોય છે. એ તેમનો જોશે ઈશ્ક હોય છે.

એટલે કોઈને નસીહત કરતી વેળા સમતોલન જાળવવું જોઈએ. એટલી સખ્તાઈ અને દબાણ ન કરે કે નિરાશા પેદા થઈ જાય.



હઝરત મૂસા (અલૈ.) સાહિબે શરીઅત હતા એટલે ભરવાડને તેના શબ્દો બદલ ટોકવું જરૂરી હતું. અલ્લાહ તઆલા તરફથી વહી ઉતરવાનો મકસદ તાલીમ કરવાથી રોકવાનો ન હતો પરંતુ તાલીમના તરીકાની ઈસ્લાહ–સુધારણા કરવાનો હેતુ હતો.

આ હિકાયતની આડ લઈને જાહિલ સૂફીઓ ઉલ્માએ શરીઅતની ટીકાથી છટકી શકતાં નથી કે પોતાને તેઓ કરતાં અફઝલ સાબિત કરી શકતાં નથી. ખુદા તઆલાને ત્યાં ઉલ્માનો મોટો મકામ છે.





# હઝરત લુકમાન (અલૈ.)ની હિકાયત

હઝરત લુકમાન (અલૈહિસ્સલામ) કોઈ રઈસને ત્યાં નોકરી કરતા હતા. અલ્લાહ તઆલાની મુહબ્બત અને મદદના કારણે તેમનામાં એવા પાકીઝા અને ઉચ્ચ અખ્લાક તેમજ સંસ્કારો મોજૂદ હતા જે ઈન્સાનિયતની ઉચ્ચતા, શરાફત, અને અલ્લાહની મકબૂલિય્યતને લાયક હતા. એની વિગતો અને વિવરણ અલ્લાહ તઆલા શાનુહૂએ સૂરએ 'લુકમાન'માં બયાન ફરમાવી છે.

હઝરત લુકમાન (અલૈ.)ના આ ઉચ્ચ અખ્લાકોની એમના શેઠ ઉપર ભારે ઊંડી અસર થઈ. શેઠ એમનાથી એટલો પ્રભાવિત થયો કે તેણે હઝરત લુકમાન (અલૈ.)ને પોતાના મુકર્રબ અને મહબૂબ બનાવી લીધા અને પોતે તેમના મુહિબ્બ તેમજ અંતરથી ગુલામ બની ગયા.

અઝ મુહબ્બત શાહ બંદા મી શવદ

એ મુહબ્બતની કરામત છે કે મુહબ્બતથી બાદશાહ પોતાના મહબૂબનો ગુલામ બની જાય છે.



તે રઈસે એક નિયમ બનાવી લીધો હતો. કોઈપણ નેઅમત ખાવાથી પહેલાં પ્રથમ હઝરત લુકમાન (અલૈ.)ની ખિદમતમાં રજૂ કરતો. હઝરત લુકમાન (અલૈ.) જયારે ધરાઈને ખાઈ લેતા ત્યારે બચેલું તે રઈસ ખાતો !

ખરબૂઝાની મોસમ હતી. એક દિવસે કયાંકથી ખરબૂઝા આવ્યું. હઝરત લુકમાન (અલૈ.) ત્યારે ત્યાં હાજર ન હતા. રઈસે એક ગુલામને મોકલ્યો કે હઝરત લુકમાન (અલૈ.)ને બોલાવી લાવો. જયારે હઝરત લુકમાન (અલૈ.)આવ્યા ત્યારે રઈસે પોતાના હાથથી તે ખરબૂઝાની ચીરીઓ કાપવાની શરૂ કરી. એક પછી એક ચીરી મુહબ્બતથી ખવડાવતો જતો હતો અને મનોમન ખૂશ થતો હતો. તે મનોમન વિચારતો હતો કે




મારી આ મુહબ્બતથી લુકમાન ઘણા પ્રભાવિત થતા હશે !

હઝરત લુકમાન (અલૈ.) ખૂશી ખૂશી દરેક ચીરી ખાતા જતા હતા અને શુક્ર અદા કરતા જતા હતા. છેવટે એક ચીરી બાકી રહી ગઈ ત્યારે રઈસે કહયું કે, આ છેલ્લી ચીરી હું ખાઉં અને જોઉં કે ખરબુઝા કેટલું મીઠું છે ! આમ કહીને તેણે ચીરી મુખમાં મૂકી. તે એટલી કડવી હતી કે તેની કડવાશના કારણે જીભના અગ્રભાગથી લઈને ગળા સુધીના ભાગમાં છાલાં પડી ગયાં ! તે બેભાન થઈ ગયો અને એક કલાક સુધી બેભાન રહયો !

રઈસ જયારે ભાનમાં આવ્યો ત્યારે તેણે હઝરત લુકમાન (અલૈ.)થી કહયું કે,

'હે જાને જાન ! આપે કઈ રીતે આ ખરબુઝાને ગળામાંથી ઉતાર્યું અને આ આફતમાં કઈ રીતે આનંદ માણ્યો ! જો એક ચીરી ખાવાથી મારી આ હાલત થઈ ગઈ તો સિત્તેર ચીરીઓને આપે કઈ રીતે બરદાશ્ત કરી ?!'

હઝરત લુકમાન (અલૈ.)એ જવાબ આપ્યો કે,

'હે શેઠ સાહેબ ! આપના દસ્તે નેઅમતથી સેંકડો નેઅમતો ખાધી છે જેના આભારના ભારથી મારી કમ્મર વાંકી વળી ગઈ છે ! એટલે મને આ વાતની શરમ આવી કે જે હાથથી આટલી અસંખ્ય નેઅમતો મળી હોય તે જ હાથથી આજે અગર એક કડવી વસ્તુ આપવામાં આવતી હોય તો હું તેની અવહેલના કરું અને મુખ ફેરવી લઉં !'

'હે શેઠ સાહેબ ! શુક્ર અર્પણ કરનારા આપના હાથની લિઝઝતે ખરબુઝાની કડવાશને મીઠાશમાં ફેરવી દીધી !'



## નસીહતો

મારા મુરશિદ હઝરત મૌલાના શાહ અબ્દુલગની સાહબ ફૂલપુરી કુદ્દિસ સિર્રુહુલ અઝીઝ પોતાની રુશ્દો હિદાયતની મજલિસોમાં આ બનાવને ઘણી વેળા ખૂબજ ભારપૂર્વક ઈર્શાદ ફરમાવતા હતા અને આ વાતની તાલીમ અને નસીહત ફરમાવતા હતા કે હરેક ક્ષણે અલ્લાહ




તઆલા શાનુહૂના બેશુમાર ઈન્આમાત અને એહસાનાત બંદાઓ પર થતાં રહે છે પરંતુ જો કોઈ બનાવ કયારેક જાહેરી રીતે તકલીફ આપનારો બની જાય છે. તો ઈન્સાન નાશુક્રો અને બેસબ્રો થઈ જાય છે. અલ્લાહ તઆલાએ જે બંદાઓને પોતાના નેક અને મકબૂલ બંદાઓના ફૈઝે સુહબતથી દીનની ખુશફહમી આપી છે તેઓના કલ્બે સલીમ રંજ અને તકલીફની હાલતમાં પણ પોતાના પરવરદિગારથી રાઝી રહે છે.

તેઓ વિચારે છે કે આ દુનિયા દવાખાનું છે અને આપણે બધાં મરીઝ (દર્દી) છીએ. તબીબ કયારેક મરીઝને બદામનો હલવો ખવરાવે છે અને કયારેક કરિયાતું કે લીમડાંના અર્ક જેવી કડવી દવા પીવડાવે છે. બંને હાલતોમાં મરીઝનો જ ફાયદો છે.

એ જ પ્રમાણે હક તઆલા હકીમ પણ છે, હાકિમ પણ છે અને રહીમ પણ છે. એટલે આપણા પર તકદીરે ઈલાહી પ્રમાણે જે કોઈ હાલાત આવે છે, ભલે તે રાહતની હાલત હોય કે તકલીફની, હરેક હાલતમાં આપણો ફાયદો છે.

હદીસ શરીફમાં છે કે,

'ઈલ્મે ઈલાહીમાં કેટલાક બંદાઓના માટે જન્નતના ઉચ્ચ મકામો નક્કી થઈ ચૂકેલાં છે પરંતુ તે મકામ સુધી પહોંચવા માટે તેઓ પાસે અમલ નથી હોતા ત્યારે હક તઆલા તેઓને કોઈ મુસીબતમાં નાંખે છે જેના પર સબ્ર કરીને તેઓ એ મકામ મેળવવાને લાયક થઈ જાય છે.'

એક હદીસમાં આવ્યું છે કે,

'જયારે મોમિન બંદાને બુખાર (તાવ) આવે છે ત્યારે તેના ગુનાહો એવી રીતે ખરી પડે છે જેવી રીતે પાનખર ઋતુમાં ઝાડના પાંદડાઓ ખરે છે.'

એક હદીસમાં વારિદ છે કે,

'મોમિનને કાંટો પણ લાગે છે તો તેના પર અજર (સવાબ) મળે છે.'

એ હદીસમાં ઈર્શાદ છે કે,

'જયારે દુનિયાની મુસીબતો પર સબ્ર કરવાનો બદલો અને સવાબ કયામતમાં આપવામાં આવશે ત્યારે હરેક મુસીબત

વેઠનારો બંદો તમન્ના કરશે કે કાશ ! દુનિયામાં મારી ખાલ કાતરથી ટુકડે ટુકડા કરી નાંખવામાં આવતે તો આજે તેનું કેટલું સરસ ઈનામ મળતે !'

એટલે મોમિનના માટે જરૂરી છે કે તકલીફની હાલતમાં પણ રાઝી રહે. જબાન પર શિકાયત અને દિલમાં અણગમો ન લાવે. અલબત્ત, ગુનાહોની માફી માંગે અને આફિયત (સુખ, શાંતિ અને સ્વાસ્થ્ય)ની દુઆ પુષ્કળ પ્રમાણમાં કરતો રહે કે,

હે અલ્લાહ ! અમે કમઝોર છીએ, બલાઓને બરદાશ્ત કરવાની શકિત નથી, આપ પોતાની રહમતથી આ બલારૂપી નેઅમતને આફિયતરૂપી નેઅમતમાં બદલી નાંખો !

મુસીબત અને બલાને માંગવાની મનાઈ છે. આફિયત તલબ કરવાનો હુકમ છે. બલાઓ માંગવી પોતાની બહાદુરીનો દાવો છે અને આફિયત માંગવી પોતાની કમઝોરી અને લાચારીને જાહેર કરવા સમાન છે જે અલ્લાહને ગમે છે.

જિંદગીનો મૂળ મકસદ અલ્લાહ તઆલાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો છે અને અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવાનો તરીકો એ છે કે તેના બતાવેલા કાનૂનો પર મકકમતાથી અમલ કરવો તેમજ પોતાની કોતાહીઓ (ઉણપો) પર તૌબા અને ઈસ્તિગફાર કરતા રહેવું.






# એક પહાડવાસી ઝાહિદની હિકાયત

એક દુરવેશ પહાડના એક ઘાટમાં ગયો અને હક તઆલાથી પ્રતિજ્ઞા કરી–કસમ ખાધી કે,

'આખી દુનિયાથી રુખ ફેરવીને હવે હું આપની ઈબાદતમાં અહીં પહાડમાં રહીશ અને જયારે ભૂખથી હું વ્યાકુળ-બેચેન થઈશ ત્યારે આપના તરફથી જ ખોરાક મળવાનો ઈંતેઝાર કરીશ. હું પોતે ન કોઈ મખ્લૂકથી માંગીશ ન આ પહાડ અને જંગલના ઝાડના ફળ કે પાંદડાં તોડીને ખાઈશ. અલબત્ત જે ફળ પવનના કારણે આપો આપ તૂટીને જમીન પર પડશે તેને ખાયને જીવન વિતાવીશ.'



એક મુદ્દત સુધી ફકીર પોતાની કસમ પર મકકમ રહયો. તે પછી અલ્લાહ તઆલાના તરફથી તેની કસોટીઓ શરૂ થઈ ગઈ. એ કસોટીઓનું કારણ એ હતું કે એ ફકીરે એમ કહયું ન હતું કે,

'ઈન્શાઅલ્લાહ ! હું મારી આ કસમ પર કાયમ રહીશ !'

'ઈન્શાઅલ્લાહ ન કહેવાના કારણે દુરવેશની આ કસમથી તેનું તકબ્બુર–અભિમાન અને પોતાની કુવ્વત તેમજ હિંમત પર ગર્વ જાહેર થતાં હતા. એના પરિણામે તે કસોટીઓમાં સપડાઈ ગયો.

તેના કલ્બમાંથી–દિલમાંથી તે નૂર ચાલી ગયું જેના કારણે તેના દિલમાંથી ભૂખની તકલીફ બરદાશ્ત કરવાની કુવ્વત અને હિંમત અચાનક બિલકુલ નષ્ટ થઈ ગઈ !

બીજી બાજુ અલ્લાહ તઆલાએ હવાને હુકમ ફરમાવ્યો કે,

'પહાડના એ પ્રદેશ તરફ ન જાય. સતત પાંચ દિવસ સુધી પવન બિલકુલ બંધ થઈ ગયો. ઝાડ ઉપરથી તૂટીને એક પણ ફળ નીચે ન પડયું. ભૂખની તિવ્રતાના કારણે તે દુરવેશ બેચેન–વ્યાકુળ થઈ ગયો. તે સબ્ર કરી શકયો નહિં. કમજોરી અને અશકિતએ

તેને પોતાની કસમ તોડવા માટે મજબૂર કર્યો. આમ તે દુરવેશ મકકમતાના પહાડ ઉપરથી ગુનાહની ખાઈમાં પટકાયો.'

જયારે પોતાની કસમનો ભંગ કરીને તે ઝાડના ફળ તોડીને ખાવા માંડયો ત્યારે ગૈરતે હક જોશમાં આવ્યો અને તે ફકીરને સઝા આપવામાં આવી કારણકે અલ્લાહ તઆલા ફરમાવે છે કે :

'વલ મૂફૂ-ન બિઅહદિહિમ ઈઝા આહદૂ'①

[અને એ લોકો જયારે કોઈ કરાર કરે,
તો પોતાનો કરાર પૂરો કરનાર હોય]



હવે એ ફકીરની સઝાનો કિસ્સો સાંભળો.

ચોરોની એક ટોળકી પેલા પહાડની તળેટીમાં સંતાઈને રહેવા લાગી. એક બાતમીદારે શહેરના કોટવાલને (પોલીસ અધિકારીને) આ બાબતની બાતમી આપી. કોટવાલ જયારે ચોરોને પકડવા માટે પોલીસ પાર્ટી સાથે પહાડની તળેટીમાં પહોંચ્યો ત્યારે ત્યાં તેણે પેલા દુરવેશને જોયો. દુરવેશને ચોર સમજીને ગિરફતાર કરી લેવામાં આવ્યો.

દુરવેશે ખૂબ કાલાવાલા કર્યા અને કહયું કે પોતે ચોર નથી પરંતુ કોટવાલ અને સિપાહીઓએ તેની વાત ન સાંભળી અને તેનો જમણો હાથ તેમજ ડાબો પગ કાપી નાંખ્યો.

એ જ વખતે એક સવાર ત્યાંથી પસાર થયો. તેણે જયારે આ બાબત જોઈ તો કોટવાલ અને તેના સાથીઓને ખૂબ ઠપકો આપ્યો.

તેણે કહ્યું,

'હે કૂતરા ! તેં આવા નેક અને બુઝુર્ગ ફકીરની સાથે આવું વર્તન કર્યું ! એ તો ફલાણા શૈખે કામિલ અને વર્તમાનકાળ ના અબ્દાલ છે ! એમણે સંસાર ત્યાગીને અહીં એકાંતવાસ અપનાવેલો છે.'

આ સાંભળતાં જ કોટવાલને ધ્રૂજારી આવી ગઈ અને ભય તેમજ પસ્તાવાના કારણે ખૂલ્લાં પગ અને ખૂલ્લાં માથે તે ફકીરની તરફ દોડયો. કોટવાલ તે ફકીર સમક્ષ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો અને કસમ ખાઈને કહ્યું કે,

① સૂરએ 'બકરહ' આયત : ૧૭૭

'હું જાણતો ન હતો કે આપ એક બુઝુર્ગ શખ્સ છો. મેં આપને ગેર સમજથી ચોરોની ટોળકીના સભ્ય સમજીને આ કૃત્ય કર્યું છે. અલ્લાહના માટે આપ મને માફ કરી દો નહિંતર હું અલ્લાહના અઝાબમાં સપડાઈને હલાક થઈ જઈશ.'

દુરવેશે કહયું કે,

'ભાઈ ! તારો કંઈ વાંક નથી. વાંક ખુદ મારો છે. મેં પોતે વચન ભંગ કર્યો હતો તેની આ સઝા મને મળી છે.'

**ગુફત મી દાનમ સબબ ઈં બેશરા,**
**મી શનાસમ મન ગુનાહે બેશરા.**

[દુરવેશે કહયું કે, આ દુઃખ (સઝા)નો સબબ હું જાણું છું કે ક્યા ગુનાહના કારણે આ સઝા મને મળી છે.]



**યા મકુન બાઝે કે ન તવાની વફા,**
**બર ખતર મનશીન વ બીઈ જહે બલા.**

[એવી મન્નત અને વાયદો કરવા જ ન જોઈએ કે જેને પૂરા કરવાની હિમ્મત અને શકિત ન હોય. અને ખતરાની જગાએ બેસવું જ ન જોઈએ કે આદમી ફિતના અને કસોટીમાં સંડોવાય જાય.]



### નસીહતો

**૧**

પ્રથમતો આવી શરીઅત વિરુધ્ધની મન્નત જ માનવી ન જોઈએ જેવી કે:–
કોઈ એમ કહે કે
હું ખાઈશ જ નહીં,
પાણી ન પીશ વગેરે.
દુરવેશની મન્નત–કસમ પણ એ જ પ્રકારની હતી.

**૨**

બીજું એ કે કદી પોતાની હિમ્મત અને તાકાત પર નઝર કરવી ન જોઈએ. તમામ કામોમાં હક તઆલા પર ભરોસો રાખવો જોઈએ અને તેનાથી જ મદદ માંગવી જોઈએ તેમજ જયારે કોઈ કામ કરવાનો ઈરાદો જાહેર કરે તો **'ઈન્શાઅલ્લાહ'** કહેવું પોતાના પર લાઝિમ કરી લેવું જોઈએ. અગર ભૂલથી કયારેક કહેવાનું યાદ ન રહે તો જયારે યાદ આવે ત્યારે કહી દેવું જોઈએ કારણકે હક તઆલાની ઈનાયત વગર પોતાના હાથ–પગથી કંઈ થતું નથી.

**૩**

ઈન્સાન પોતાની ઈબાદત અને બંદગી પર મગરૂર થાય–અભિમાન કરે તેના કરતાં અલ્લાહના રસ્તામાં નમ્રતા અને આજિઝી કરે તો ખૂબજ મકબૂલ અને બેહતર છે.

**૪**

(અલ્લાહ તઆલાથી) દીન પર ઈસ્તેકામતની દુઆ હરેક વખતે આ પ્રમાણે કરવી જોઈએ કે,

'હે મારા પરવરદિગાર !
એક પળ માટે પણ મને મારા નફસના હવાલે ન ફરમાવશો અને મારી હરેક હાલતને પોતાની મરજી પ્રમાણે દુરુસ્ત ફરમાવતા રહો, અહીં સુધી કે મારો અંત ઈમાન પર ફરમાવી દો ! આમીન! સુમ્મ આમીન !'






# હઝરત બિલાલ (રદિ.)ની હિકાયત

હઝરત બિલાલ(રદિ.) હબશ (આફ્રિકા)ના રહેવાશી હતા. આપ(રદિ.) ઉમય્યહ બિન ખલફ નામના એક યહૂદીના ગુલામ હતા. ફઝલે ઈલાહીથી જ્યારે આપને ઈમાન નસીબ થયું ત્યારે ઈસ્લામનો શરૂઆતનો સમય હતો. ઈસ્લામના દુશ્મનો મુસલમાનોને સુખ–શાંતિમાં જોવા માંગતા ન હતા. અલ્લાહ તઆલાના નૂરને બુઝાવવા માટે દિવસ–રાત શકય એટલી બધી જ કોશિશો કરવામાં મશગૂલ હતા. પરંતુ હક તઆલાએ ઈર્શાદ ફરમાવ્યો છે કે,

'અમે તો અમારું નૂર મુકમ્મલ (પરિપૂર્ણ) કરીને જ રહીશું ભલે કાફિરોને કેટલું યે નાપસંદ હોય !'❶

હઝરત બિલાલ(રદિ.) ચાહતે તો પોતાનું ઈમાન છૂપું રાખી શકતા હતા અને એ ગુપ્તતાને કારણે કાફિરોના અત્યાચારોથી બચી શકતા હતા પરંતુ હક તઆલાની મુહબ્બતે કલિમએ તૌહીદ જાહેર કરવા માટે તેમને મજબૂર કરી દીધા અને નઅરએ અહદ લગાવવા માટે ઈશ્કે હકીકીએ તેમને લાચાર કરી દીધા.

આપ(રદિ.) જ્યારે 'અહદ' (અલ્લાહ માત્ર એક જ છે)નો નારો લગાવતા ત્યારે પેલા યહૂદી (શેઠ)નો ગુસ્સો અને ક્રોધ આપના ઉપર જુલ્મ અને અત્યાચાર તેમજ મારપીટના સ્વરૂપમાં વરસી પડતો. તે આપ(રદિ.)ને એટલો મારતો કે લોહીલુહાણ થઈ જતા અને એજ જખ્મી હાલતમાં ગરમ ગરમ રેતી ઉપર ઘસડતો અને કહેતો કે,

'હવે પછી વહદાનિયત (એકેશ્વર)નો નારો લગાવવાની હિંમત કરીશ નહિં.'

હઝરત બિલાલ(રદિ.) ઝબાને હાલથી અરજ કરતા કે,

**બ જુર્મે ઈશ્કે તૂ હમ મી કશન્દ વ ગૂગાઈસ્ત,**
**તૂ નીઝ બર સરે બામ આ કે ખૂશ તમાશાઈસ્ત.**

❶ સૂરએ 'તવબહ' આયત : ૩૨

## ભાવાર્થ

આપની મુહબ્બતના અપરાધમાં આ કાફિરો મને કતલ કરી રહયા છે અને શોર મચાવી રહયા છે. હે મહબૂબે હકીકી ! આપ પણ આસમાને દુનિયા પર તશરીફ લાવો અને પોતાના આશિકના તમાશા (દશ્ય)ને જુઓ કે કેવું સરસ દશ્ય છે !



એક દિવસે હઝરત અબૂબક્ર સિદ્દીક(રદિ.) તે તરફથી પસાર થતા હતા. હઝરત બિલાલ(રદિ.) એવી જ લોહીલુહાણ દુઃખદાયક હાલતમાં 'અહદ', 'અહદ'... નો નારો લગાવી રહયા હતા. આ અવાજ સાંભળીને હઝરત સિદ્દીકે અકબર(રદિ.) થોભી ગયા. હઝરત બિલાલ(રદિ.)ની મઝલૂમિયત જોઈને હઝરત અબૂબક્ર સિદ્દીક(રદિ.)નું દિલ તડપી ઊઠયું અને આંખોમાંથી આંસૂઓ વહેવા માંડયા.

આપે બિલાલ(રદિ.)ને સમજાવ્યા કે,

'એકાંતમાં અલ્લાહનું નામ લેતા રહો. આ નિર્દયની સામે જાહેર ન કરો. નહિંતર એ દુષ્ટ નાહક તમને સતાવશે.'

હઝરત બિલાલ(રદિ.)એ અરજ કરી કે,

'હે મુહતરમ ! આપ હુઝૂર સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમના સિદ્દીક છો. આપની નસીહત કબુલ કરું છું.'



બીજા દિવસે ફરી પાછા હઝરત સિદ્દીક (રદિ.)ત્યાંથી પસાર થયા. આપે ફરી પાછું તે જ દશ્ય જોયું. હઝરત બિલાલ (રદિ.)'અહદ', 'અહદ' પુકારતા હતા અને પેલો યહૂદી તેમને સખત મારપીટ કરતો હતો જેના કારણે આપ (રદિ.) લોહીલુહાણ થઈ ગયા.

આ દર્દનાક દશ્ય જોઈને હઝરત સિદ્દીક (રદિ.) તડપી ગયા અને હઝરત બિલાલ (રદિ.)ને ફરી પાછી નસીહત ફરમાવી કે,

'ભાઈ ! શાને આ અત્યાચારીની સામે 'અહદ' કહો છો ! દિલમાં ને દિલમાં ચુપચાપ 'અહદ' કહેતા રહો !'

હઝરત બિલાલ (રદિ.)એ માફી માંગી અને આપ (રદિ.)ના મશ્વરા (સલાહ)પર અમલ કરવાની ખાતરી આપી પરંતુ :

**બાઝ પંદશ દાદ બાઝ ઉ તૌબા કર્દ,**
**ઈશ્ક આમદ તૌબએ ઉરા બખુર્દ.**

**ભાવાર્થ**

હઝરત સિદ્દીક (રદિ.)એ ફરી પાછી નસીહત ફરમાવી અને હઝરત બિલાલ (રદિ.)એ ફરી પાછી તૌબા કરી પરંતુ જયારે ઈશ્ક આવ્યો તો તેમની તૌબાને હડપ કરી ગયો અર્થાત તૌબા તૂટી ગઈ !

આશિકને મહબૂબના ઝિક્ર વગર ચેન કેવી રીતે મળે !

**દિલે મુઝતરિબકા યહ પૈગામ હૈ,**
**તેરે બિન સુકૂન હૈ ન આરામ હૈ.**
**તડપનેસે હમકો ફકત કામ હૈ,**
**યહી બસ મુહબ્બતકા ઈન્આમ હૈ.**

હઝાર મુસીબતો, દુઃખો, આફતો છતાં હઝરત બિલાલ (રદિ.) ઈશ્કના રાઝને છૂપાવી શકયા નહિ અને 'અહદ'નો નારો જાહેર થતો રહ્યો.

**તન બ પેશે ઝખ્મે ખારે આં જુહૂદ,**
**જાને ઉ મસ્તે ખરાબે આં વુદૂદ.**

**ભાવાર્થ**

હઝરત બિલાલ (રદિ.)નું શરીર તો તે ઝાલિમ યહૂદીની સામે ઝખ્મી અને દુઃખી થયેલું હતું પરંતુ આપ (રદિ.)ની રૂહ અલ્લાહ તઆલા શાનુહૂની બારગાહના કુર્બ (સામીપ્ય)માં મસ્ત અને ઈશ્કમાં ફના થઈ રહી હતી અને શાશ્વત વસંતનો આનંદ લૂંટી રહી હતી.



જયારે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ વારંવાર નસીહત

ફરમાવવા છતાં, દરેક વખતે એ જ દૃશ્ય જોયું કે પેલો યહૂદી ઝુલ્મ કરી રહ્યો છે અને હઝરત બિલાલ (રદિ.) 'અહદ', 'અહદ'ના ના'રા લગાવી રહ્યા છે, ત્યારે આ વાતને આપે મહબૂબે રબ્બુલ આલમીન રહમતુલ્લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સામે પેશ કરી.

હઝરત બિલાલ (રદિ.)ના દુ:ખો અને સંતાપો સાંભળીને રહમતુલ્લિલ આલમીન સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની આંખોમાંથી પણ આંસુઓ વહેવા માંડયા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

' હે સિદ્દીક ! બિલાલને આ મુસીબતોમાંથી મુકિત મળે તે માટે શું ઉપાય છે ? '

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ અરજ કરી કે,

' યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! હું એમને ખરીદી લઉં છું.'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

' ઠીક છે પરંતુ બિલાલ (રદિ.)ની ખરીદારીમાં મારો પણ ભાગ રહેશે.'

અલ્લાહો અકબર ! શું નસીબ હતું હઝરત બિલાલ (રદિ.)નું કે ખુદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમને ખરીદી રહ્યા છે ! એ કાળા શરીરમાં અલ્લાહની મુહબ્બતના કારણે એવું નૂરાની દિલ હતું કે બારગાહે રિસાલત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમના ખરીદાર થઈ ગયા !

હઝરત સિદ્દીકે અકબર (રદિ.) પેલા યહૂદીની પાસે ગયા ત્યારે પણ તે હઝરત બિલાલ (રદિ.)ને મારપીટ કરી રહયો હતો.

આપે પૂછ્યું કે,

' અલ્લાહના આ દોસ્તને શા માટે મારે છે ? '

યહૂદીએ કહયું કે,

' જો તમને એવી જ હમદર્દી હોય તો પૈસા લાવો અને એને લઈ જાઓ ! '

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ ફરમાવ્યું કે,

તન સુપીદો દિલ સિયહ હસ્તશ બગીર,
દર એવઝ દહ તન સિયહ વ દિલ મુનીર.

[' ગોરા શરીર અને કાળા દિલવાળો મારો યહૂદી ગુલામ તું લઈ લે અને એના બદલામાં કાળા શરીર અને રોશન દિલવાળો આ હબશી ગુલામ મને આપી દે ! ]



હઝરત સિદ્દીકે અકબર (રદિ.) હઝરત બિલાલ (રદિ.)ને લઈને બારગાહે રિસાલત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં હાજર થયા અને અરજ કરી કે,

' યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) !
મેં કેવો સોદો કર્યો છે ? ! સફેદ શરીર અને કાળું દિલ આપી આવ્યો છું તેમજ કાળું શરીર અને નૂરાની દિલ લઈ આવ્યો છું !'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

' હે સિદ્દીક (રદિ.) ! તમે ઘણો સારો સોદો કર્યો છે !'

આમ ફરમાવીને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે હઝરત બિલાલ (રદિ.)ને પોતાના મુબારક સીનાથી લગાવ્યા.

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

મુસ્તફાઅશ (સલ.) દર કિનારે ખુદ કશીદ,
કસ ચે દાનદ લિઝઝતે કૂરા ચશીદ.

**ભાવાર્થ**

હઝરત બિલાલ (રદિ.)ને જયારે હઝરત મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આગોશે રહમતમાં લઈ લીધાં ત્યારે હઝરત બિલાલ (રદિ.)ના આત્માને જે લુત્ફ મળ્યો હશે તેને બીજો કોઈ શું સમજી શકે !

## નસીહતો

### ૧

મુહબ્બતે હકનું નામ જ હકીકી મુહબ્બત છે પરંતુ અફસોસ આજકાલ લોકો નફસ પરસ્તીને મુહબ્બત કહે છે. તૌબા તૌબા એ હરગિઝ મુહબ્બત નથી. જે ઈશ્ક હુસ્ને મજાઝી (દુન્યવી સૌંદર્ય)ના કારણે હોય તે ઈશ્ક નથી પરંતુ ફિસ્ક (દુરાચાર) છે.

### ૨

મુહબ્બત વાસ્તવમાં 'તસ્લીમ'–સ્વીકાર–છે. મહબૂબે હકીકી (અલ્લાહ તઆલા) જે હાલતમાં રાખે તેને આશિક ખૂશીથી સ્વીકારી લે છે અને તેના પર રાઝી રહે છે.

### ૩

હક તઆલાને પોતાના બંદાઓની ખસ્તહહાલી (દુ:ખિતદશા)અને રુદન તેમજ અશ્રુવહન ઘણું ગમે છે અને સેંકડો રહમતો તેમજ ઈનાયતો છતાં પોતાના મકબૂલીનની દુઆ ક્યારેક વિલંબથી કબૂલ કરે છે કે ક્યાંક તેના રુદન અને વિલાપનો સિલસિલો, હાજત પૂરી થવાના કારણે બંધ થઈ ન જાય ! અલ્લાહ તઆલા ચાહે છે કે, બંદો તેની હુઝૂરમાં

'હે અલ્લાહ ! ','હે અલ્લાહ !'

કહેતો રહે અને રડતો રહે.



# ૧૦ સુલતાન મહમૂદ અને અયાઝની હિકાયત

એક દિવસે સુલતાન મહમૂદે પોતાના પ્રધાનો, અધિકારીઓ અને દરબારીઓની બુધ્ધિ અને સમજશકિતની કસોટી કરવાનો વિચાર કર્યો. તેણે પોતાના શાહી ખઝાનામાંથી એક મોતી મંગાવ્યું.

સૌ પ્રથમ સુલતાન મહમૂદે એ મોતી પોતાના વઝીરના હાથમાં મૂકયું અને તેને પૂછયું કે,

'આ મોતી વેચવામાં આવે તો એની કેટલી કિંમત ઉપજે ?'

વઝીરે જવાબ આપ્યો કે,

'હુઝૂર ! આ મોતી ખૂબજ કિંમતી છે. સોનાથી લદાયેલા સો ગધેડાં કરતા પણ એની કિંમત વધારે છે.'

સુલતાને કહયું કે,

'મારો તમને હુકમ છે કે આ મોતીને જમીન પર જોરથી પછાડીને એના ચૂરે ચૂરા કરી નાંખો !'

વઝીરે અરજ કરી કે,

'હુઝૂર ! હું આ કિંમતી મોતીનો નાશ ન કરીશ. હું આપના ખઝાનાનો શુભેચ્છક છું. આ કિંમતી મોતીને તોડીને ચૂરેચૂરા કરી નાંખવું અશુભ ગણાશે !'

બાદશાહે તેને શાબાશી આપી અને એક શાહી પોશાક ભેટ આપ્યો. તે પછી બાદશાહે બીજા એક ઉચ્ચ અધિકારીને બોલાવ્યો. તેને પણ એની કિંમત પૂછી.

તેણે કહયું કે,

'હુઝૂર ! આ અમૂલ્ય મોતીની કિંમત આપની અરધી સલ્તનત છે. ખુદા આ મોતીને સુરક્ષિત રાખે !'

બાદશાહે તેને પણ હુકમ આપ્યો કે એને પછાડીને તેના ચૂરેચૂરા કરી નાંખો !

તેણે અરજ કરી કે,

'હુઝૂર ! આવા કિંમતી મોતીને તોડવા માટે મારા હાથ

કાર્ય કરી શકે એમ નથી. એ મોતીને તોડવું શાહી ખઝાનાથી દુશ્મની સમાન ગણાશે!'

સુલતાન મહમૂદે તેને પણ શાહી પોશાક આપ્યો અને તેની ઘણી પ્રશંસા કરી.

બાદશાહે એક પછી એક, એકસો પચ્ચીસ ઉચ્ચ હોદ્દેદારોને બોલાવ્યા. બાદશાહે પ્રથમ દરેકને મોતીની કિંમત પૂછી અને ત્યાર પછી એને પછાડીને ચૂરેચૂરા કરી નાંખવાનો હુકમ કર્યો. પરંતુ દરેકે વઝીરનું અનુકરણ કર્યું. બાદશાહે દરેકને શાહી પોશાક ભેટ આપ્યો અને પ્રશંસા કરી.

જયારે બધાંની કસોટી થઈ ગઈ ત્યારે બાદશાહે અયાઝને બોલાવ્યો. મોતી અયાઝના હાથમાં મૂકયું અને કહયું કે,

'હે અયાઝ ! બધાંએ આ મોતી જોયું છે. તું પણ એની તેજસ્વિતાને નિહાળી લે અને વિચારીને મને બતાવ કે એની કિંમત કેટલી આંકી શકાય ?'

અયાઝે અરજ કરી કે,

'હુઝૂર ! હું આ મોતીની ગમે એટલી ઊંચી કિંમત આંકીશ તેનાથી પણ એની કિંમત વધારે ઊંચી જ હશે !'

બાદશાહે હુકમ કર્યો કે,

'તો હવે તું એને પછાડીને એના ચૂરેચૂરા કરી નાંખ !'

બાદશાહના સ્વભાવને અયાઝ સારી રીતે ઓળખતો હતો. તે સમજી ગયો કે બાદશાહ અત્યારે કસોટી કરે છે. બાદશાહનો હુકમ સાંભળતાં જ તેણે એ કિંમતી મોતીને જમીન પર જોરથી પછાડીને તેના ચૂરેચૂરા કરી નાંખ્યા. તેણે શાહીપોશાક કે ઈનામો મેળવવાની પરવા ન કરી.

અયાઝે મોતીના ચૂરેચૂરા કરતાંની સાથે જ સમગ્ર દીવાને ખાસમાં હો હા મચી ગઈ. તમામ વઝીરોએ એક અવાજે કહયું કે,

'અયાઝ નેઅમતોની નાકદરી કરનાર શખ્સ છે.'

અયાઝે કહયું કે,

'હે માનનીય મહાશયો ! બાદશાહના હુકમની કિંમત વધારે છે કે આ મોતીની ?! તમારી નજર મોતી પર છે બાદશાહ પર નથી ! હું મારી નજર બાદશાહ પરથી હઠાવીશ નહિ કારણકે બાદશાહથી નજર હઠાવીને મોતી તરફ આકર્ષાવું એ બાદશાહની

મુહબ્બત અને તાબેદારીમાં શિર્ક છે !'

**ગૌહરે અમ્રે શાહ બુદ અય નાકિસાં**
**જુમ્લહ બશિકસ્તીદ ગૌહર રા મિયાં,**
**ચૂં અયાઝ ઈં રાઝ બર સહર અફગંદ,**
**જુમ્લહ અરકાં ખ્વાર ગશ્તંદ વ નઝંદ.**

'હે અણસમજુઓ ! અસલ મોતી તો બાદશાહનો હુકમ છે ! તમે બધાંએ બાદશાહના હુકમ રૂપી મોતીના ચૂરેચૂરા કરી નાંખ્યા!'

જયારે અયાઝે દરબારીઓ સમક્ષ આ ભેદ ખોલ્યો ત્યારે તમામ દરબારીઓ જેઓ બાદશાહથી અયાઝના સામીપ્યના કારણે ઈર્ષ્યા કરતાં હતા તેઓ ભર દરબારમાં રુસ્વા અને અપમાનીત થયા.



## નસીહતો

**૧**

અયાઝને મહમૂદથી ઝાતી (વ્યકિતગત) મુહબ્બત હતી જયારે વઝીરો, અધિકારીઓ અને દરબારીઓને પોતાની ખુરશીઓ, હોદ્દાઓ અને પગારોથી પ્રેમ હતો.

અયાઝમાં જે બુધ્ધિ અને સમજશકિત હતી તે મુહબ્બતનો ફૈઝાન હતો. મુહબ્બત પોતે અદબ શીખવી દે છે. આ શુભસમજશકિત અને મા'રિફત સામાન્ય બુધ્ધિથી આવતી નથી બલ્કે મુહબ્બતથી જ પેદા થાય છે.

શેતાન આકિલ (બુધ્ધિવાળો) તો હતો પરંતુ આશિક ન હતો એટલા માટે અહકમુલ હાકિમીનના હુકમ પર એ'તિરાઝ કરી બેઠો ! જો કે ઈલાહી હુકમનો તકાઝો એ હતો કે તેનો તરત જ અમલ કરવામાં આવતે! એનું પરિણામ એ આવ્યું કે તે બારગાહે ઈલાહીમાંથી હડધૂત થયો.

હઝરત આદમ (અલૈ.) આશિક હતા. મુહબ્બતના કારણે પોતાના ગુનાહનો સ્વીકાર કરવામાં એમણે નાનમ અનુભવી નહિ. બલ્કે ગુનાહોના સ્વીકારની સાથે મહબૂબ હકીકીને રાઝી કરવાની ચિંતામાં આંખોમાંથી આંસૂના સાગરો વહાવી દીધાં.

૨

મહમૂદ અને અયાઝ વચ્ચે જે સંબંધ હતો તે માલિક અને ગુલામનો હતો. હક તઆલાની સાથે આપણો સંબંધ એના કરતા પણ બેહદ વધારે છે. આપણાં શરીરનો અણુએ અણુ હક તઆલાનો પેદા કરેલો અને પાળેલો છે. એ તેની એવી મિલ્કત છે કે એમાં બીજો કોઈ શરીક નથી.

૩

હાકિમના હુકમનો અસલ અદબ એ છે કે એનું તરત જ પાલન કરવામાં આવે.

**બે હુકમે શર્અ આબ ખૂરદન ખતાસ્ત,**
**વગર ખૂં બફતવા બરેઝી રવાસ્ત.**

**ભાવાર્થ**

શરીઅતના હુકમ વગર એક ટીપું પાણી પીવું પણ ગુનો છે જેમ કે રોઝાની હાલતમાં પાણી પીવું ગુનો છે. પરંતુ જયારે જિહાદનો ફતવો થઈ જાય ત્યારે (કાફિરોનું) ખૂન વહાવવું પણ જાઈઝ છે.

મૌલાના રૂમી(રહ.) ફરમાવે છે કે,

**ગૌહરે હકરા બ અમ્રે હક શિકન,**
**બર ઝુજાજએ દોસ્ત સંગે દોસ્ત ઝન.**

**ભાવાર્થ**

હકના હિરાને હકના હુકમથી તોડી નાંખો. દોસ્તના કાચને (અલ્લાહની મખ્લૂકને) અલ્લાહના જ હુકમ રૂપી પથ્થર વડે તોડી નાંખો.

દોસ્તના હુકમની અઝમત સામે કાચની કિંમત દેખાવી ન જોઈએ. એવું ન થાય કે કાચની કિંમત દોસ્તના હુકમના પાલનમાં અવરોધ રૂપ થઈ જાય !

(૪)

આ હિકાયતમાં મૌલાના રૂમી(રહ.)એ એક સાર્વજનિક કાયદો બતાવ્યો છે જેનાથી ઈન્સાન પોતાની અબ્દિય્યત અને ગુલામીને ગુમરાહી તેમજ નાફરમાનીથી બચાવે.

(૫)

આ હિકાયતમાંથી સાલિકોના માટે એ સબક મળે છે કે તે તમામ ખ્વાહિશાત—મનેચ્છાઓ જે અલ્લાહ તઆલાની મરજીના ખિલાફ છે તે ભલે કેટલીયે કિંમતી, લઝીઝ અને હસીન દેખાય છતાં આશિકે ઈલાહીએ હરગિઝ એ બૂરી ખ્વાહિશો પર અમલ કરવો ન જોઈએ અને ખ્વાહિશના એ મોતીને હુકમે ઈલાહીના પથ્થર વડે વિના વિલંબે તોડી—ફોડી નાંખવું જોઈએ.



# ૧૧ હઝરત ઝૂન્નૂન મિસરી (રહ.)ની હિકાયત

હક તઆલાની મુહબ્બતમાં હઝરત ઝૂન્નૂન મિસરી(રહ.) પર અજબ હાલત તારી થઈ ગઈ. હઝરત મૌલાના રૂમી(રહ.)ફરમાવે છે કે,

હઝરત ઝૂન્નૂન મિસરી(રહ.) પર એવો ઉન્માદ અને દીવાનગી છવાઈ ગયા કે આપની આહોથી લોકોના હૈયા વલોવાઈ જતા હતા.

જયારે આપનો ઈશ્કનો જોશ હદથી વધારે થઈ ગયો અને આપની આહોઝારી–રુદન અને આક્રંદથી લોકો ત્રાસી ગયા ત્યારે આપને પકડીને કેદખાનામાં પૂરી દેવામાં આવ્યા.

હઝરતના દોસ્તો કેદખાનાના દરવાજા સમીપ ગયા અને અરજ કરી કે,

> 'હુઝૂર ! અમે સર્વ આપના મુખ્લિસ દોસ્તો છીએ અને આપની ખબર–અંતર પૂછવા માટે આવ્યા છીએ. અમને અચરજ થાય છે કે કોણે આપના પર પાગલપણાનો આરોપ લગાવી દીધો ?! આપ તો બુધ્ધિના સાગર છો ! આ અહલે ઝાહિર આપના કુર્બના મકામથી અને આપના અંતરની ઉચ્ચતાથી જાણકાર નથી એટલે આપને પાગલ અને દીવાના સમજે છે જો કે આપ આશિકે હક છો ! અમે આપના સાચા દોસ્ત અને ચાહક છીએ. મહેરબાની કરી અમને એ ભેદ બતાવી દો કે આપ આ કેદખાનામાં શા માટે હેરાન થાઓ છો ! પોતાના દોસ્તોથી ભેદ છુપાવવામાં આવતો નથી.'

હઝરત ઝૂન્નૂન મિસરી(રહ.)ને તેઓની વાતોમાં ઈખ્લાસની ગંધ આવી નહિ એટલે તેમના ઈખ્લાસની કસોટી કરવા માટે હાથમાં પથ્થર ઉગામીને તેઓની તરફ દોડયા. પાગલની જેમ દોડયા. આ જોતાં જ પથ્થર લાગવાની બીકથી બધાં ભાગી ગયા ! તેઓને આ રીતે ભાગતા જોઈને તેઓના એતિકાદ અને મુહબ્બત પર હઝરતને હસવુ આવી ગયું અને ફરમાવ્યું કે,

'અરે ઓ નાદાનો ! તમે મુહબ્બત અને દોસ્તીને શું જાણો !'

કે કેરા ગીરદ ઝ રંજે દોસ્ત દોસ્ત,
રંજ મગઝો દોસ્તી ઉરા ચૂં પોસ્ત.

**ભાવાર્થ**

સાચો દોસ્ત, દોસ્તના રંજ અને તકલીફથી તે વળી ભાગતો હશે! દોસ્તની દોસ્તીતો પોસ્ત (છાલ) સમાન છે અને દોસ્તના તરફથી રંજ અને તકલીફ અસલી મગઝ (માવો) છે.

દોસ્ત હમચૂં ઝર બલા ચૂં આતિશ અસ્ત,
ઝરેં ખાલિસ દર દિલે આતિશ ખૂશ અસ્ત.

**ભાવાર્થ**

દોસ્ત સોના સમાન છે. બલા અને મુસીબત આગ સમાન છે. શુધ્ધ સોનું આગની તકલીફમાં વધારે ચમકદાર અને રૂપાળું થઈ જાય છે.

તૂ બયક ઝખ્મે ગુરીઝાની ઝ ઈશ્ક,
તૂ બ જૂઝ નામે નમી દાની ઝ ઈશ્ક.

**ભાવાર્થ**

માત્ર એક ઝખ્મથી તો તું ભાગવા માંડયો. જેથી જણાય છે કે, તું માત્ર ઈશ્કના નામ સિવાય બીજું કશું જાણતો નથી ! સાચા ઈશ્કની તને ખબર નથી !

**નસીહતો**

અલ્લાહ તઆલાના રસ્તામાં હિંમતથી બહાદુરીપૂર્વક કદમ મૂકવા જોઈએ. એક બુઝુર્ગ ફરમાવે છે કે,

**'માન લો ઔર થાન લો !'**

અર્થાત સર્વ પ્રથમ દિલમાં હક તઆલા સાથે સંબંધ અને મુહબ્બત સ્થાપિત કર અને તે પછી મકકમ નિર્ધાર કરી લે કે આ રસ્તામાં જે તકલીફો આવશે તેને સહન કરીશ. દુનિયાના વેપાર, ધંધા અને નોકરી માટે લોકો કેવી મુસીબતો સહન કરે છે ! આ તો આખિરતનો સોદો છે !

# ૧૨ ઈશ્કે મજાઝીના ઈલાજ વિષે હિકાયત

એક તાલિબે હક, નફસની ઈસ્લાહ માટે એક બુઝુર્ગની ખિદમતમાં હાજર થયો. શૈખની ખિદમતમાં રહીને શૈખે બતાવેલા ઝિક્ર અને શુગ્લ કાળજીપૂર્વક કરવામાં તે મગ્ન થઈ ગયો.

એક ખાદિમા શૈખના ઘરથી તેના માટે ખાવાનું લાવ્યા કરતી હતી. વારંવાર તેના પર નિગાહ પડવાના કારણે તેના દિલમાં ખાદિમા માટે ઈશ્ક પેદા થઈ ગયો. જયારે તે ખાવાનું લઈને આવતી ત્યારે ખાવા તરફ ધ્યાન આપવાના બદલે તે આશિકાના નઝરોથી ખાદિમાને ટીકી ટીકીને જોયા કરતો.

એ ખાદિમા પણ અલ્લાહવાળી હતી. તે સમજી ગઈ કે આ શખ્સ તેને બૂરી નિગાહથી જુએ છે. તેણીએ શૈખને અરજ કરી કે :

> 'હુઝૂર ! આપનો પેલો મુરીદ મારો આશિક થઈ ગયો છે ! એને ઝિક્ર અને શુગ્લથી શું ફાયદો થશે ! સર્વ પ્રથમ તેને ઈશ્કે મજાઝીમાંથી છોડાવો !'

અલ્લાહવાળાઓની શાન એ હોય છે કે તેઓ પોતાના ચાહકો, સંબંધીઓ અને ખાદિમોને શકય ત્યાં સુધી રુસ્વા નથી કરતા. વળી તેઓ કોઈની બૂરી હાલતથી નિરાશ પણ નથી થતાં, કારણકે તેઓ આરિફ હોય છે. તેઓની નઝર હક તઆલાની અતા અને ફઝલ પર હોય છે.

શૈખે આ વાત જાણવા છતાં ન મુરીદને ધમકાવ્યો કે ન આ વાત પોતે જાણતા હોવાનું જાહેર કર્યું. અલબત્ત, દિલમાં ચિંતા ઉત્પન્ન થઈ કે આ ઈશ્કે મજાઝીમાંથી મુરીદને કેવી રીતે છોડાવવો !

હક તઆલાના તરફથી એક યુકિતની પ્રેરણા (ઈલ્હામ) થઈ. એ યુકિત પ્રમાણે શૈખે ખાદિમાને જુલાબની દવા પીવાડી અને ફરમાવ્યું કે, તને જેટલા જુલાબ થાય તે બધાં એક વાસણમાં ભેગા કરજે !

તે ખાદિમાને વીસ જુલાબ થયા.

તે ખૂબ જ કમજોર અને દુબળી-પાતળી થઈ ગઈ.

તેનો ચહેરો પીળો પડી ગયો.

તેની આંખો ઉપસી આવી.

તેના ગાલ બેસી ગયા.

તેનો ચહેરો કોલેરાના દર્દી જેવો ખોફનાક થઈ ગયો.

તેનું તમામ સૌંદર્ય (રૂપ) ચાલી ગયું !

શૈખે ખાદિમાને ભોજન લઈને મુરીદની પાસે મોકલી અને પોતે પણ તેની પાછળ જઈને આડમાં ઊભા રહયા. મુરીદે ખાદિમાનો સુંદરતા વિહીન (કદરૂપો) ખોફનાક ચહેરો જોઈને તેની તરફથી મુખ ફેરવી લીધું અને પોતે તેની પાસેથી ભોજન લેવાના બદલે આંગળીથી ઈશારો કરીને કહ્યું કે : ત્યાં મૂકી દે !

શૈખ તરત જ આડમાંથી બહાર નીકળી આવ્યા અને મુરીદને સંબોધીને કહ્યું કે :

'હે મૂરખા ! તેં આજે ખાદિમાથી મુખ કેમ ફેરવી લીધું ? એનામાં કઈ ચીઝ ઓછી થઈ ગઈ છે કે તારો ઈશ્ક આજે રુખ્સત થઈ ગયો ?'

તે પછી શૈખે ખાદિમા પાસે જુલાબનું વાસણ મંગાવ્યું અને મુરીદની સામે મૂકાવીને ફરમાવ્યું કે :

'હે મૂરખા ! આ ખાદિમામાંથી જુલાબ સિવાય બીજી કોઈ ચીઝ ઓછી નથી થઈ ! એટલે એવું લાગે છે કે તારો મા'શૂક ખરેખર આ જુલાબ હતો જેના નીકળવાના કારણે તારો ઈશ્ક પણ ગાયબ થઈ ગયો!'

શૈખની આ યુક્તિથી મુરીદની સમજમાં સારી રીતે આવી ગયું કે ઈશ્કે મજાઝી કેટલો ગંદો છે ! તે પોતાના કાર્યથી ઘણો શરમાયો. તેણે હક તઆલાની બારગાહમાં ખૂબ રડી કકળીને તૌબા કરી અને ઈશ્કે મજાઝીથી મુક્ત થઈ ઈશ્કે હકીકીની દૌલતથી માલામાલ થઈ ગયો.

**નસીહતો**

હક તઆલાનો રસ્તો માત્ર અકકલથી પાર કરી શકાતો નથી. કોઈ અલ્લાહવાળાની સુહબતમાં ઈસ્લાહની ગરઝથી હાજરી જરૂરી છે. જો અલ્લાહ તઆલાના મકબૂલ અને કામિલ બંદાઓની તાબેદારીથી દૂર ભાગશો તો હમેશાં નાકિસ—અધૂરા રહેશો. પરિપૂર્ણતા—કમાલ પ્રાપ્ત ન થશે.

હઝરત નૂહ અલૈહિસ્સલામના બેટા કિન્આને અકકલનો ઘોડો દોડાવ્યો કે મને આ તોફાન (જળ પ્રલય)માંથી ઊંચા ઊંચા પહાડો બચાવી લેશે. અલ્લાહની કશ્તી (વહાણ) ને તે તુચ્છ સમજયો. પરિણામ એ આવ્યું કે તે મામૂલી કશ્તી ફઝલે ઈલાહીના કારણે તોફાનથી સુરક્ષિત રહી અને ઊંચા ઊંચા પહાડો ઉપર પાણી પહોંચી ગયું અને કિન્આન હલાક થઈ ગયો !



સહીહ નઝર ન હોવાના કારણે તમને અલ્લાહવાળાની મુહબ્બત અને તેમની તાબેદારીની કશ્તી તુચ્છ લાગે છે અને યુરોપવાળાઓનું અનુકરણ કરવાનું પહાડ સમાન ઊંચું લાગે છે ! પરંતુ ખબરદાર ! અલ્લાહવાળાઓની સાદગીના કારણે તેઓને તુચ્છ સમજશો નહિ, બલ્કે હક તઆલાના તે ફઝલને નીહાળો જે તેમની સાથે છે.

કહરે ખુદાવંદી (અલ્લાહના પ્રકોપ)નું એક મોજું અકકલરૂપી પહાડના ચૂરેચૂરા કરી શકે છે, પરંતુ જે કશ્તી રહમતના સાયામાં ચાલે છે તે નફસ અને શૈતાનના તોફાનથી સહીસલામત પાર થઈ જશે. માટે હે લોકો ! પોતાના માટે કોઈ રાહબર-માર્ગદર્શક તલાશ કરો અને અલ્લાહવાળાઓની સુહબતને કીમિયા કે પારસમણિ સમાન સમજો !



# ૧૩ હઝરત શાહ અબુલ હસન ખિરકાની (રહ.)ની હિકાયત

એક સાચા તાલિબ દરવેશે હઝરત શાહ અબુલ હસન ખિરકાની (રહ.)ની ઝિયારતના માટે તાલકાનથી ખિરકાન સુધીનો લાંબો પ્રવાસ કર્યો અને રસ્તામાં અનેક પહાડો અને વેરાન પ્રદેશો વિતાવ્યા. તલબ, પ્યાસ અને મુહબ્બત બધું જ કરાવે છે.

ફિરતાહૂં જંગલોમેં કભી કૂએ યારમેં,
વહશતમેં અપના ચાક ગિરેબાં કિએ હુએ.

આખરે તે દરવેશ કષ્ટો અને મુસીબતો વેઠતો ગમે તે રીતે ખિરકાન પહોંચ્યો અને પૂછતાં પૂછતાં હઝરત શાહ અબુલ હસન ખિરકાની (રહ.)ના મકાન પર હાજર થઈને દરવાજે ટકોરા માર્યા.

હઝરત શાહ સાહબ (રહ.)ઘરમાં હાજર ન હતા. ઈંધણ લેવા માટે જંગલમાં તશરીફ લઈ ગયા હતા.

અંદરથી શાહ સાહબની બીવીએ પૂછયું, 'કોણ છે ? '

દરવેશે અરજ કરી કે,

'મુસાફિર છું અને ઘણો લાંબો પ્રવાસ કરીને હઝરત શાહ સાહબ (રહ.)ની ઝિયારત માટે હાજર થયો છું.'

બીવી ઘણી જ બદમિજાઝ, ચિડિયલ સ્વભાવની હતી. હઝરત શાહ સાહબ (રહ.) સાથે બહુધા લડતી, ઝઘડતી હતી. મુસાફિરની આ અકીદત જોઈને ખૂબ જ ગુસ્સે થઈ ગઈ અને કહયું કે,

'હે શખ્સ ! શું તને દુનિયામાં બીજું કોઈ કામ ન હતું કે આટલો લાંબો પ્રવાસ ખેડીને નકામી તકલીફો સહન કરી ? ! '

તે પછી હઝરત શાહ અબુલ હસન ખિરકાની (રહ.) વિષે એવા બૂરા અને અશિષ્ટ, અશ્લિલ શબ્દો વાપર્યા કે જેને નકલ કરવા પણ ગુસ્તાખી ગણાશે.

પેલા સાચા તાલિબે હઝરત શૈખની બીવીની જબાનથી જયારે આ બદતમીઝીની વાતો સાંભળી તો સહન કરી શકયો નહીં અને કહ્યું કે,

'જો હઝરત શૈખ સાથે તમને બીવી તરીકેનો સંબંધ ન હોત તો અત્યારે જ તમારા શરીરના ટુકડે ટુકડા કરી દેત, પરંતુ આટલા મહાન સુલતાનુલ આરિફીનની બીવી છો એટલે હું કોઈ ગુસ્તાખી કરી શકતો નથી.'

આટલું કહીને તે મહોલ્લાવાસીઓ પાસે ગયો અને પૂછયું કે,

'હઝરત કયાં તશરીફ લઈ ગયા છે ?'

કોઈએ બતાવ્યું કે એ કુત્બે વકત તો જંગલમાં લાકડાં લેવા માટે ગયા છે. શૈખની મુહબ્બતમાં તે મુરીદ જંગલની તરફ ચાલવા લાગ્યો.

રસ્તામાં તે વિચારતો જતો હતો કે,

'આટલા મહાન શૈખે આવી બદમિજાઝ ઔરતને ન જાણે શા માટે પત્ની તરીકેના સંબંધનું બહુમાન આપ્યું છે ! '

એજ વિચારોમાં ડૂબેલો હતો એટલામાં જોયું કે એક શખ્સ સિંહની પીઠ પર સવાર થઈને આવી રહયા છે ! લાકડાંનો ભારો પણ સિંહની પીઠ ઉપર જ મૂકેલો છે! એજ કુત્બે વકત, સુલતાનુલ મઅરિફત હઝરત અબુલ હસન ખિરકાની (રહ.) હતા.

જયારે હઝરત શાહ સાહબ (રહ.)એ તે મુરીદને જોયો તો આપ હસી પડયા અને સમજી ગયા કે બીવીની સખત વાતો સાંભળીને એને આઘાત લાગ્યો છે.

આપ (રહ.)એ ઈર્શાદ ફરમાવ્યો કે,

ગર નેહ સબ્રમ મી કશીદે બારે ઝન,
કે કશીદે શેરે નર બેગારે મન !
બારે આં અબ્લહ કશીમો સદ ચૂ ઊ,
ને ઝ ઈશ્ક રંગો ને સવદાએ ઊ.
ચૂં કે બાશમ દર ખલાએક અય જવાં,
ઉજબ દર મન આયદ અઝ તઅઝીમે શાં.
પસ ઈલાજે ઉજબ ઈ ઝન મી કુનદ,
ઉજબો કિબ્ર અઝ નફસ બીરૂં મી કુનદ.

**ભાવાર્થ**

જો મારો સબ્ર આ બદમિજાઝ ઔરતની કડવાશને સહન ન કરતે તો આ સિંહ મારો બોજ શા માટે ઉઠાવતે !

આ મૂર્ખ ઔરતની બીજી સેંકડો અસહ્ય વર્તણુંકોનો બોજ હું માત્ર હક તઆલાની પ્રસન્નતાના માટે ઉઠાવું છું ન કે એ બદમિજાઝ ઔરતના હુસ્ન અને રંગના ઈશ્ક માટે !

હું લોકોમાં મહબૂબ અને મકબૂલ છું અને લોકોની તઅઝીમથી મારા અંતરમાં ઘમંડ અને ગર્વ પેદા થઈ જાય છે,

એટલે મારા ઘમંડ અને ગર્વનો ઈલાજ આ ઔરત કરતી રહે છે.

અર્થાત જયારે એ મારી સાથે ગુસ્તાખી અને બદતમીઝીથી વર્તણુંક કરે છે તો દિમાગમાંથી તે તમામ ઘમંડ, ગર્વ અને અભિમાન ઓગળી જાય છે જે લોકોની તા'રીફ અને તા'ઝીમના કારણે પેદા થાય છે, અને એ રીતે નફસ ઘમંડ અને ગર્વથી પાક થાય છે.

**નસીહતો**

**૧**

હક તઆલા તમામ વિશ્વના પાલનહાર છે. જાહેરી અને છૂપી પરવરિશ તેમના જ તરફથી થાય છે. સાલિકોની બાતિની તરબિયતના માટે ગૈબી ઈન્તેઝામ કરવામાં આવે છે. લગભગ દરેક સાલિકની સાથે તેની શકિત અને સામર્થ્યના પ્રમાણમાં રંજ અને ગમની ગોઠવણ થાય છે.

ઈન્સાનનો નફસ ભલે કેટલોયે સાફ અને સ્વચ્છ થઈ જાય, પરંતુ તેની અસલ આદત તરફ ફરીથી જવાનો પ્રત્યેક પળે ભય રહે છે.

**નફસ ફિરઔન અસ્ત ઈં સેરશ મકુન,**
**તા ન યાયદ યાદે ઝાં કુફે કુહન.**

**ભાવાર્થ**

નફસની અસલ આદત ફિરઔન જેવી છે, એટલે એને તૃપ્ત ન કરો કારણકે, જયારે એ નચિંત-બેફિકર થાય છે ત્યારે એને પોતાનું પુરાનું કુફ્ર યાદ આવવા લાગે છે અર્થાત તમામ દુષ્ટ વૃત્તિઓ-ઘમંડ, ગર્વ, અભિમાન વગેરે ફરીથી જોશ મારવા લાગે છે.

મારા મુરશિદ હઝરત શૈખ ફૂલપુરી કુદ્દિસ સિર્રુહૂલ અઝીઝે મને એક બુઝુર્ગનો કિસ્સો કહયો હતો.

તે બુઝુર્ગની એક ખાદિમા ઘણાં વરસોથી સેવા—ચાકરી કરતી હતી. હઝરતને હમેશાં ઉમદા ભોજન ખાતા અને ઉમદા લિબાસ પહેરતા જોઈને એક દિવસે તેના મનમાં પ્રશ્ન થયો કે, આ કેવા બુઝુર્ગ છે કે હમેશાં ઐશ અને આરામથી રહે છે, કદી કોઈ તકલીફ નથી ઉઠાવતા !

તે ભોળી ખાદિમાએ પોતાનો પ્રશ્ન તે બુઝુર્ગને જણાવી પણ દીધો અને અરજ કરી કે,

'હુઝૂર ! મેં સાંભળ્યું છે કે બુઝુર્ગોને દીન મોટા મોટા મુજાહદાઓ કરે છે અને હક તઆલાના માર્ગમાં મોટી મોટી મુસીબતો બરદાશ્ત કરે છે ત્યારે કયાંક તેમને વિલાયતની બાતિની દૌલત મળે છે, જયારે આપને હું હમેશાં ઉમદા ભોજન ખાતા અને ઉમદા લિબાસ પહેરતા જોતી આવી છું ! આવું કેમ ? '

ખાદિમાની આ વાતો સાંભળીને તે બુઝુર્ગે એક આહ ભરી અને ઈર્શાદ ફરમાવ્યો કે,

'મારી પીઠ પરથી પહેરણ ઉઠાવો !'

પહેરણ ઉઠાવીને જોયું તો, પીઠ પર એક કાણું હતું જેમાંથી દરેક પળે પરું વહયા કરતું હતું અને દરેક પળે તકલીફ થતી રહેતી હતી.

આ જોઈને ખાદિમા ઘણી શરમીદા થઈ અને પોતાના ગંદા વિચારો માટે માફી માંગી.

અલ્લાહવાળાઓ કયારેક હળવી—ગમ્મતની વાતો પણ કરે છે,
ઉમદા લિબાસ પણ પહેરે છે,
ઉમદા ભોજન પણ ખાય છે,
અહબાબ (ચાહકો)ની દઅવત પણ કબૂલ ફરમાવે છે,
લોકો તેમના હાથ—પગ ચૂમે છે,
પરંતુ તેઓના દિલોને પૂછો કે શું વીતે છે ?

**હંસીભી હૈ મેરે લબપે હરદમ,**
**ઔર આંખભી મેરી તર નહીં હૈ,**
**મગર જો દિલ રો રહા હૈ પૈહમ,**
**કિસીકો ઉસકી ખબર નહીં હૈ !**

૨

આ હિકાયતમાં એ વાતની પણ તા'લીમ છે કે, ગૈરઈખ્તિયારી તૌર પર (અનાયાસે) કોઈ મુસીબત કે તકલીફ આવે તો ગભરાવું ન જોઈએ કારણકે એ તકલીફ અને સદમા પર જે નેઅમત હક તઆલાના તરફથી આપવામાં આવશે તે આ તકલીફના કરતાં કેટલાયે ઘણી ચઢિયાતી હશે.

વળી કયારેક આ નાની મુસીબત કોઈ મોટી મુસીબતથી નજાત–મુક્તિનો ઝરીયો હોય છે.

અલબત્ત, તકલીફ અને મુસીબત માંગવી ન જોઈએ બલ્કે આફિયતની દરખ્વાસ્ત કરતાં રહેવું જોઈએ કે,

'હે અલ્લાહ ! અમે ઝઈફ–નિર્બળ–અશકત છીએ ! દુઃખો બરદાશ્ત કરવાની શકિત નથી ! આપથી આફિયત (સુખ–શાંતિ) માંગીએ છીએ !'

માંગે તો આફિયત જ માંગે પછી અલ્લાહ જે હાલતમાં રાખે તેના પર રાજી રહે અને મુસીબત દૂર થવા માટે રુદન સાથે દુઆ કરતા રહે.



# ૧૪ હઝરત ઉમર ફારૂક(રદિ.) અને રૂમના એલચીની હિકાયત

રૂમના બાદશાહનો એલચી જયારે ભેટ સોગાદો લઈને મદીના પહોંચ્યો ત્યારે લોકોને પૂછયું કે,

'તમારા બાદશાહનો મહેલ કયાં છે ?'

લોકોએ કહયું કે,

'અમારા બાદશાહનો કોઈ મહેલ નથી ! હઝરત ઉમર (રદિ.)નો નૂરાની આત્મા એ જ એમનો રાજ મહેલ છે. તમારે એમને મળવું હોય તો મદીનાના કબ્રસ્તાનમાં મળશે !'

રૂમના બાદશાહનો એલચી મદીનાના કબ્રસ્તાનમાં પહોંચ્યો. હઝરત ઉમર(રદિ.) પહેરણ ઉતારીને માત્ર લૂંગી પહેરીને ધરતી પર પોઢેલા હતા ! ન તખ્ત, ન તાજ ! ન ફોજ, ન લશ્કર, ન અંગરક્ષકો ! છતાં તેમના ચહેરા પર નજર પડતાં જ રૂમના બાદશાહનો એલચી રોબ અને હેબતના કારણે થર થર કાંપવા માંડયો.

તે મનોમન કહેવા લાગ્યો કે,

'મેં મોટા મોટા બાદશાહોને જોયા છે. લાંબો સમય હું સુલતાનોના સંગાથમાં રહયો છું. બાદશાહોથી કદી મને ખોફ કે ભય લાગ્યો નથી પરંતુ આ સામાન્ય પોશાક પહેરેલાં મર્દને જોઈને તો મારું ભાન ગુમાવી રહયો હોવાનો અનુભવ થાય છે !

'આ શખ્સ કોઈ હથિયાર વગર અને કોઈ લશ્કરી પહેરા વગર જમીન પર એકલો સૂતો છે છતાં ન જાણે કેમ એની હેબતથી મારું સમગ્ર શરીર કાંપે છે ! વળી એ ધ્રૂજારી એટલી તીવ્ર છે કે મને બીજા સાત શરીર આપવામાં આવે તો પણ એ ધ્રૂજારીને સહન કરી ન શકે અને બધાં જ શરીરો કાંપવા લાગે !'

રૂમના બાદશાહના એલચીની વિચારધારા હજુ આગળ વધી.

તે મનમાં કહેવા લાગ્યો,

'આ રોબ અને હેબત આ થીંગડાવાળા વસ્ત્રધારીનો નથી. ખરેખર એ અલ્લાહની હેબત છે. કારણકે આ થીંગડિયાવસ્ત્ર

ધારી બાદશાહનું દિલ અલ્લાહનું ખાસ સામીપ્ય ધરાવે છે અને અલ્લાહના એ સામીપ્ય (કુર્બ)નો રોબ તેમજ જલાલ આ મર્દે હકના ચહેરાથી પ્રગટ થઈ રહયો છે.'



તે પછી રૂમનો એ એલચી હઝરત ઉમર(રદિ.)ની સુહબતના ફૈઝના કારણે ઈસ્લામથી પાવન થઈ ગયો.

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

**હરકે તરસદ અઝ હક વ તકવા ગુઝીદ,**
**તરસદ અઝ વય જિન્ન વ ઈન્સ વ હરકે દીદ.**

**ભાવાર્થ**

જે ખુદાથી ડરે છે અને તકવો–પરહેઝગારી અપનાવે છે તેનાથી જિન્નાત, ઈન્સાન વગેરે સૌ ડરે છે અને જે કોઈ તેને જુએ છે તેના ઉપર તે મર્દે હકની હેબત છવાઈ જાય છે.

**નસીહતો**

આ હિકાયતથી બોધપાઠ મળે છે કે ઈન્સાનને ખરેખરી ઈઝઝત અલ્લાહ તઆલા જોડેના મજબૂત અને સાચા સંબંધથી મળે છે, ન કે જાહેરી શણગાર કે ભપકાથી.

આજકાલ લોકો પોતાના પરવરદિગારને તો નારાઝ રાખે છે અને તેની નાફરમાનીઓ કરે છે તેમજ ઈઝઝત મેળવવા માટે બંગલા, કિંમતી પોશાક અને કારોબારનો સહારો લે છે. પરંતુ દુનિયા જાણે છે કે લોકો તેઓની પીઠ પાછળ ગાળ આપે છે.

બાદશાહ શબ્દ 'બાદ' અને 'શાહ'થી બનેલો છે. 'બાદ' એટલે હવા. એટલેકે દુનિયાના બાદશાહોની બાદશાહી હવામાં અધ્ધર હોય છે. કયારે નીચે પછડાશે તે કહી શકાતું નથી. જયારે ઔલિયા અલ્લાહની બાદશાહી હકીકી હોય છે. એટલા જ માટે તેઓને પણ 'શાહ' કહેવામાં આવે છે. જિંદગીમાં પણ અને ઈન્તેકાલ પછી પણ દુનિયા તેઓનું નામ ઈઝઝતથી લે છે !



## ૧૫ હઝરત સુલયમાન (અલૈ.)ના તાજની હિકાયત

એક વખત હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાના માથા ઉપર તાજ મૂકયો અને આયના સામે ઊભા રહી તેમાં પ્રતિબિંબ જોયું તો તાજ વાંકો થઈ ગયો !

આપે તાજ સીધો કર્યો અને આયનામાં જોયું તો ફરી વાંકો થઈ ગયો !

ત્રીજી વખત પણ એવું જ થયું !

હઝરત સુલયમાન (અલૈ.) સજદહમાં ઢળી પડયા અને ખૌફે ઈલાહીના કારણે સજદહમાં રડવા લાગ્યા અને માફી માંગવા લાગ્યા.

ઘણાં સમય પછી આપ સજદહમાંથી ઊભા થયા અને તાજ માથે મૂકી આયનામાં જોયું. તાજ વાંકો ન થયો.

હઝરત સુલયમાન (અલૈ.) સમજી ગયા હતા કે મારી કોઈ વાત હક તઆલાને પસંદ આવી ન હશે એટલે તાજ વાંકો થઈ ગયો.

**નિગાહે અકરબા બદલી મિઝાજે દોસ્તાં બદલા,**
**નઝર ઈક ઉનકી કયા બદલી કે કુલ સારા જહાં બદલા.**



હઝરત સુલયમાન (અલૈ.) પૈગમ્બર હતા. પૈગમ્બર માસૂમ–નિર્દોષ હોય છે એટલે દિલમાં પ્રશ્ન ઉદભવે છે કે શું તેમનાથી કોઈ ખતા–ભૂલ થઈ હશે ?!

જવાબ એ છે કે ખતા થઈ ન હતી. પરંતુ અંબિયા (અલૈ.) જો ઈજતિહાદી તૌર પર અફઝલને છોડીને ફાઝિલને અખત્યાર કરે તો તે માટે પણ તેઓથી પૂછપરછ થાય છે જો કે તે કાર્ય મૂળભૂત રીતે જાઈઝ હોય છે. એવી જ કોઈ બાબત બની હશે.

હઝરત મૌલાના રૂમી(રહ.) ફરમાવે છે કે,

ખાકો બાદો આબો આતિશ બંદહ અંદ,
બા મનો વૂ મુર્દહ બા હક ઝિંદહ અંદ.

## ભાવાર્થ અને વિવરણ

આ બનાવમાં એક બીજો પ્રશ્ન ઉદભવે છે કે તાજ તો નિર્જીવ હતો. નિર્જીવ વસ્તુ હરકત કરીને કેવી રીતે વાંકી થઈ ગઈ ?!

હઝરત મૌલાના રૂમી(રહ.)એ ઉપરના શે'રમાં એ જ સવાલનો જવાબ આપ્યો છે. માટી, હવા, પાણી અને આગ એ ચાર મૂળભૂત તત્વો કહેવાય છે. એનાથી જ વસ્તુઓની ઉત્પત્તિ અને સર્જન થાય છે. એ તત્વો જો કે મૂળભૂત રીતે નિર્જીવ અને મુર્દહ છે, પરંતુ હક તઆલા સાથે તેઓનો સંબંધ સજીવો—જીવતાંઓ જેવો જ છે. તમામ જડપદાર્થો અને વનસ્પતિઓ તથા વૃક્ષો અલ્લાહ તઆલાના હુકમને સમજે છે અને હુકમ સાંભળતાં જ તેનો તરત અમલ કરે છે.



## ૧૬ એક શખ્સનું મોઢું વાંકુ થઈ જવાની હિકાયત

એક શખ્સ મઝાકમાં મોઢું વાંકું કરીને હુઝૂરે અકદસ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું નામે મુબારક બોલ્યો. તેનું મોઢું તેવું વાંકુ જ રહી ગયું. ફરી સીધું ન થયું !

હઝરત મૌલાના રૂમી(રહ.) ફરમાવે છે કે,

**ચૂં ખુદા ખ્વાહદ કે પર્દએ કસ દરદ,**
**મેલશ અંદર તઅનએ પાકાં ઝનદ.**

**ભાવાર્થ**

જયારે અલ્લાહ તઆલા કોઈને ફજેત કરવા ચાહે છે ત્યારે પાક લોકોની બૂરાઈ કરવાનો વિચાર તેના મનમાં નાંખે છે. કોઈ ગુનાહની સજા રૂપે તેની બુધ્ધિ આ પ્રમાણે ભ્રષ્ટ થઈ જાય છે અને અલ્લાહના કોઈ વલીને–દોસ્તને અપશબ્દો કહેવા અને ટાણા મારવા શરૂ કરે છે. અને તેનું આ અયોગ્ય વર્તન તેની ઝિલ્લત તથા હલાકતનો સબબ બને છે.

**વર ખુદા ખ્વાહદ કે પોશદ અયબે કસ,**
**કમ ઝનદ દર અયબે મઅય્યૂબાં નફસ.**

**ભાવાર્થ**

અને જયારે અલ્લાહ તઆલા કોઈ બંદાના ઐબોને છૂપાવવા ચાહે છે ત્યારે તેને એવી તૌફીક આપે છે કે તે ઐબવાળા–કલંકિત લોકોની ટીકા પણ કરતો નથી.

**ચૂં ખુદા ખ્વાહદ કે માં યારી કુનદ,**
**મેલ મારા જાનિબે ઝારી કુનદ.**

**ભાવાર્થ**

જયારે અલ્લાહ તઆલા આપણા ઉપર એહસાન કરવા ચાહે છે ત્યારે આપણા દિલને રુદન અને અશ્રુવહન કરવાની પ્રેરણા આપે છે.

**અય ખુનુક ચશ્મીકે આં ગિર્યાને ઓસ્ત,**
**વય હુમાયૂં દિલકે આં બિર્યાને ઓસ્ત.**

**ભાવાર્થ**

તે આંખો ઠંડી થાય જે મહબૂબે હકીકીના કાજે રડે છે અને તે દિલ મુબારક છે જે તેના સોઝિશે ઈશ્ક–પ્રેમાગ્નિમાં બળે છે.

**અઝ પયે હર ગિર્યહ આખિર ખંદહ ઈસ્ત,**
**મર્દે આખિર બી મુબારક બંદહ ઈસ્ત.**

**ભાવાર્થ**

અલ્લાહની મુહબ્બત અને તેના ખૌફના કારણે કરવામાં આવતા રુદન અને અશ્રુવહનનું પરિણામ હાસ્ય હોય છે અર્થાત આનંદ અને ઉલ્લાસ ઉત્પન્ન થાય છે. અંજામ અને પરિણામનો ખ્યાલ રાખનાર માણસ જ મુબારક બંદો છે.

**હર કુજા આબે રવાં સબ્ઝહ બુવદ,**
**હર કુજા અશ્કે રવાં રહમત શવદ.**

**ભાવાર્થ**

જયાં પાણી વહે છે ત્યાં લીલોતરી ઊગે છે, એ જ પ્રમાણે જયાં આંસુ વહે છે ત્યાં અલ્લાહની રહમતનો બગીચો લીલોછમ થઈ જાય છે.

હદીસ શરીફમાં આવ્યું છે કે,

અલ્લાહ તઆલાને બે કતરા (ટીપાં) ખૂબ જ ગમે છે.

- ❑ એક આંસૂનું તે ટીપું જે અલ્લાહના ખૌફના કારણે વહે અને
- ❑ બીજું લોહીનું તે ટીપું જે અલ્લાહના રસ્તામાં વહે.

જે બદબખ્ત, નાલાયક શખ્સનું મોઢું વાંકુ થઈ ગયું હતું તે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં હાજર થયો અને કાકલૂદી કરવા લાગ્યો કે,

'મને માફ કરી દો ! આપને ઈલ્મે લદુન્નિના અલ્તાફ હાસિલ છે ! '

જયારે તેણે પોતાના ગુનાહની માફી માંગી તો બંને જહાનના સરદાર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેની ખતાને માફ કરી દીધી.

## નસીહત

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

**રહમ ખ્વાહી રહમ કુન બર અશ્કબાર,**
**રહમ ખ્વાહી બર ઝઈફાં રહમત આર.**

## ભાવાર્થ

જો તમે અલ્લાહથી પોતાના માટે રહમત ચાહતા હો, તો રડીને માફી માંગનાર પર રહમ કરો.

જો તમે અલ્લાહની રહમતની ઈચ્છા રાખતા હો, તો તમે પોતે કમજોરો અને ઝઈફો પર રહમ કરો.

**તમે જમીનવાળાઓ પર રહમ કરો,**
**આસમાનવાળો તમારા પર રહમ કરશે.**



# ૧૭ દરિયાઈ આખલા અને મોતીની હિકાયત

દરિયાઈ આખલો દરિયામાંથી મોતી કાઢીને લાવે છે અને રાતે તેના પ્રકાશમાં લીલાં મેદાનોમાં કમળ અને રૈહાન જલદી જલદી ચરે છે એટલા જ માટે એનું ગોબર (છાણ) અંબર સમાન સુગંધિત હોય છે કારણકે એનો ખોરાક નરગિસ અને નીલોફર વગેરે સુકોમળ અને સુગંધિત વનસ્પતિ છે.

આ ઉદાહરણ ટાંકીને હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

**હર કે બાશદ કૂતે ઓ નૂરે જલાલ,**
**ચૂં ન ઝાયદ અઝ લબશ સહરે હલાલ !**

**ભાવાર્થ**

જેવી રીતે દરિયાઈ આખલાને સુગંધિત ખોરાક ખાવાના કારણે સુગંધ પ્રાપ્ત થાય છે, તેવી રીતે જેનો રૂહાની ખોરાક જલાલ અર્થાત ઝિક્ર અને ઈબાદત હોય, તેના હોઠથી પ્રભાવક વાણી શાને પેદા ન થાય !

*

જ્યારે તે દરિયાઈ આખલો મોતીના અજવાળામાં ચરતાં ચરતાં દૂર ચાલી જાય છે ત્યારે જે વેપારી તે મોતીની ગરજથી ત્યાં ઝાડની ઉપર, કાળું કીચડ લઈને બેઠેલો હોય છે, તે પેલાં મોતી ઉપર નાંખીને તેને ઢાંકી દે છે. એનાથી મેદાનમાં અંધારુ થઈ જાય છે. દરિયાઈ આખલો થોડો સમય ત્યાં મેદાનમાં ગાંડોતૂર થઈને આમ તેમ દોડતો રહે છે કે જેથી દુશ્મનને શિંગડાં હુલાવી દે. પરંતુ દુશ્મન તો શાંતિથી ઝાડ ઉપર બેઠેલો હોય છે.




આખરે નિરાશ થઈને એ દરિયાઈ આખલો મોતી નજીક આવે છે પરંતુ કીચડ જોઈને ત્યાંથી ભાગી જાય છે.

હવે મૌલાના રૂમી (રહ.) અહીં એક મહત્વની નસીહત ફરમાવે છે કે,

ઈબ્લીસે લઈન પણ એ જ આખલાની જેમ સૈયદના આદમ અલૈહિસ્સલામના માટીના પૂતળાને જોઈને ભાગ્યો અને તા'ઝિમી સજદહ કરવાથી ઈન્કાર કર્યો અને ખુદાના હુકમનો ભંગ કર્યો કે માટીના કરતાં આગ અફઝલ છે. આદમ માટીનો બનેલો છે જયારે હું આગમાંથી બનેલો છું !

પરંતુ એ બદબખ્ત ઈબ્લીસને એ અકકલ ન ચાલી કે આ માટી અને પાણી તેમજ કીચડમાં ખિલાફતે ઈલાહીના તાજદાર સૈયદના આદમ અલૈહિસ્સલામની રૂહ છુપાયેલી છે !

**ઈહબિતૂ અફગંદ જાંરા દર બદન,**
**તા બ ગિલ પિન્હાં બુવદ હુર્રે અદન.**

**ભાવાર્થ**

માટીમાં પાણી મેળવી, ગૂંદી, સૈયદના આદમ અલૈહિસ્સલામનું પૂતળું (શરીર) બનાવવામાં આવ્યું. તે પછી રૂહને અલ્લાહ તઆલાનો હુકમ થયો :

**'ઈહબિતૂ'** (દાખલ થઈ જા !)

આ હુકમ થતાં જ રૂહ રૂપી કિંમતી મોતી આપ (અલૈહિસ્સલામ)ના માટીના શરીરમાં દાખલ થઈને અંદર છુપાઈ ગયું !



**નસીહતો**

**૧**

વર્તમાનકાળના ધનવાનો અલ્લાહવાળાઓની જાહેરી અવદશા અને નિર્ધનતાને પોતાના બંગલાઓ અને ઠાઠમાઠ તેમજ કિંમતી વસ્ત્રો સાથે સરખાવીને ધોકામાં પડી જાય છે ! તેઓને એ ખબર નથી કે




ખઝાનો વેરાન સ્થળે જ હોય છે ! અર્થાત અલ્લાહવાળાઓની રૂહમાં તઅલ્લુક મઅલ્લાહ [અલ્લાહ સાથેના સંબંધ]નો ખઝાનો હોય છે!

અલ્લાહ તઆલા તેઓને હિદાયત આપે જેઓ અલ્લાહવાળાઓની ટીકાઓ કરે છે તથા તેઓથી નફરત કરે છે અને તેઓના ફૈઝાનથી મહરૂમ (વંચિત) છે.



૨

મોતી મેળવવા માટે આવેલો પેલો વેપારી ઝાડ ઉપર બેસીને રાહ જોતો રહે છે કે કયારે આ મૂરખ આખલો કીચડથી નિરાશ થઈને દરિયાની તરફ ચાલવા માંડે અને પોતે ઝાડ ઉપરથી નીચે ઉતરીને મોતી પ્રાપ્ત કરી લે.

એ જ પ્રમાણે અલ્લાહવાળાઓથી ફૈઝ મેળવવામાં તેઓના માટીના શરીર તરફ નજર ન કરો, બલ્કે તેઓની રૂહથી અલ્લાહની ખુશ્બૂ સૂંઘો.

મજનૂંને જયારે ખબર મળી કે લયલા મૃત્યુ પામી છે ત્યારે તે કબ્રસ્તાન ગયો અને રડતાં રડતાં દરેક કબરને સૂંઘવા માંડયો. જયારે લયલાની કબર પર પહોંચ્યો ત્યારે માટીને સૂંઘીને કહ્યું કે,

'હાં, આ જ લયલાની કબર છે !'

એના જ વિષે મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

**હમચૂ મજનૂં બૂ કુનમ હર ખાકરા,**
**તા બયાબમ ખાકે લયલા બે ખતા.**

**ભાવાર્થ**

મજનૂંની જેમ હું પણ હરેક માટીને સૂંઘતો ફરું છું કે જેથી લયલાને હું ભૂલ વગર પારખી લઉં. અર્થાત અલ્લાહના સાચા આશિક અને તાલિબને પોતાના મૌલા (માલિક અર્થાત અલ્લાહ)ની ખુશ્બૂ અલ્લાહવાળાઓમાંથી પ્રાપ્ત થઈ જાય છે.



હઝરત સૈયદના મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક સફરમાં હઝરાતે સહાબા (રદિ.)થી ફરમાવ્યું કે,

'મને રહમાન (અલ્લાહ)ની ખુશ્બૂ યમનની તરફથી આવે છે.'

એ હઝરત ઉવૈસ કરની (રદિ.)ની ખુશ્બૂ હતી જેઓ યમનના કરન નામના કસ્બામાં અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સાચા આશિક હતા પરંતુ માતાની ખિદમતના કારણે દરબારે નબવી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમમાં હાજર થઈ શકયા ન હતા.



આજે પણ ખુદાના સાચા આશિકો અને તાલિબો અલ્લાહવાળાઓથી અલ્લાહની ખુશ્બૂ ઓળખી કાઢે છે અને તેઓથી ફૈઝ હાસિલ કરવામાં ખોટી શરમ કે સંકોચ રાખતા નથી.



# ૧૮ હઝરત મૂસા અલયહિસ્સલામની સહનશીલતાની હિકાયત

હઝરત શુઐબ અલયહિસ્સલામને ત્યાં હઝરત મૂસા અલયહિસ્સલામે બકરીઓ ચરાવી હતી તે કિસ્સાનો કુર્આન શરીફમાં ઉલ્લેખ છે.

હઝરત મૂસા અલયહિસ્સલામને હજુ નુબુવ્વત આપવામાં આવી ન હતી ત્યારની આ વાત છે. એક દિવસે એક બકરી ભાગી ગઈ. હઝરત મૂસા અલયહિસ્સલામ તેને પકડવા માટે પાછળ દોડવા લાગ્યા. લાંબો સમય આપ એ પ્રમાણે દોડતા રહયા. દોડતા દોડતા આપના પગો ઝાડ–ઝાંખરથી લોહી લુહાણ થઈ ગયા.

ખૂબ દોડયા પછી આખરે બકરી થાકી ગઈ. હઝરત મૂસા અલયહિસ્સલામ પણ દોડતાં દોડતાં તેની પાસે આવી ગયા.

હઝરત મૂસા અલયહિસ્સલામે બકરી તરફ ન તિરસ્કાર બતાવ્યો કે ન ગુસ્સો કર્યો બલ્કે તેની પીઠ થાબડી અને તેના શરીર ઉપરથી ધૂળ ખંખેરી અને માથા ઉપર હાથ ફેરવી માતાની જેમ વહાલ કરવા લાગ્યા !

બકરીની તકલીફ નીહાળીને આપનું દિલ દ્રવી ઊઠયું. આપની આંખોમાંથી આંસૂઓ વહેવા માંડયા !

આપે બકરીને સંબોધીને ફરમાવ્યું કે,

'હું માની લઉં છું કે તને મારા પ્રત્યે દયા ન ઉપજી એટલા માટે મને દોડાવીને થકવી નાંખ્યો પરંતુ તને પોતાની જાત ઉપર પણ દયા ન આવી ? !

મારા પગો ભલે લોહીલુહાણ થઈ ગયા પરંતુ તારે તારો વિચાર તો કરવો હતો !'

એ જ વખતે ફરિશ્તાઓને હક તઆલા શાનુહૂએ ફરમાવ્યું કે,

'નુબુવ્વતના માટે મૂસા (અલૈ.) યોગ્ય છે.'

**અર્થાત**

એક નબીને પોતાની ઉમ્મતના માટે જે દયા, દર્દ, સહાનુભૂતિ

જોઈએ અને તેમના તરફથી પહોંચતી તકલીફોને બરદાશ્ત કરવા માટે જે સહનશીલતા જોઈએ તે ગુણો હઝરત મૂસા અલયહિસ્સલામમાં મોજૂદ છે.

બુખારી શરીફની એક હદીસ તરફ ઈશારો કરીને હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

મુસ્તફા (સલ.) ફરમૂદ ખૂદ કે હર નબી,
કર્દ ચૂ પાનીશ બરના યા સબી.,
તા શવદ પૈદા વકારો સબ્ર શાં,
કર્દ શાં પેશ અઝ નુબુવ્વત હક શુબાં.

**ભાવાર્થ**

હઝરત મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું છે કે, દરેક નબીએ, નુબુવ્વત મળવા પહેલાં, બકરીઓ ચરાવી હતી, જેથી અંબિયા અલયહિસ્સલામના સબ્ર અને સહનશીલતાના ગુણો જાહેર થઈ જાય.



એક સહાબીએ પૂછયું કે,
'યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
શું આપે પણ બકરીઓ ચરાવી હતી ? ! '
ફરમાવ્યું કે,
' હાં, મેં પણ એક ઝમાના સુધી બકરીઓ ચરાવી હતી !'

સૌ પ્રથમ, ભૌતિક બકરીઓને ચરાવવાનું કામ કરાવ્યા પછી, અલ્લાહ તઆલા અંબિયા અલયહિસ્સલામને, રૂહાની બકરીઓ ચરાવવાનું કામ સોંપે છે.

**નસીહત**

**૧**

સબ્ર અને સહનશીલતા, દયા અને માયા એ અંબિયા

અલયહિમુસ્સલામના દિવ્ય ગુણો છે. દરેક મુસલમાને એ ગુણો પોતાના જીવનમાં અવશ્ય ઉતારવા જોઈએ.



૨

હલાલ રોઝી કમાવા માટે કોઈ પણ જાઈઝ કામ, ધંધો કે વ્યવસાય કરવામાં નાનમ કે નીચાપણું નથી. માણસની ખરેખરી નાનમ અને નીચતા નાજાઈઝ અને હરામ કામો કરવામાં છે, ભલે જાહેરી રીતે એમાં ગમે એટલો ફાયદો કે મોભ્ભો મળતો હોય !

ઈસ્લામની દ્રષ્ટિએ, મહેનત કરી હલાલ રોઝી કમાતો મજૂર, વ્યાજુ ધંધો કરતી બૅંકના મેનેજર કરતાં ચઢિયાતો છે.

[ નોંધ : બંને નસીહતો અનુવાદકે ઉમેરી છે.]



## ૧૯ હઝરત મૂસા (અલૈ.)ના પત્ની હઝરત સફૂરા (રદિ.)ની હિકાયત

હઝરત મૂસા અલયહિસ્સલામના મુબારક ચહેરા પર તૂરની તજલ્લી બાદ એવી પ્રખર તજલ્લી રહેતી હતી કે નકાબ વગર જે કોઈ આપના ચહેરાને જોતું, તેની આંખો ઝળાંહળાં થઈ જતી અને તેની જોવાની શક્તિ નષ્ટ પામતી ![1]

હઝરત મૂસા અલયહિસ્સલામે અલ્લાહ તઆલાથી અરજ કરી કે,

'મને એવો નકાબ આપો કે જે આ પ્રખર નૂરની આડ બને અને આપની મખ્લૂકની આંખોને નુકસાન ન પહોંચે !'

ઈર્શાદ થયો કે,

'પોતાના તે કંબલનો નકાબ બનાવી લો, જે કોહે તૂર પર આપના શરીર પર હતો અને જેણે તૂરની તજલ્લી ગ્રહણ કરેલી છે, અને બેશક એ આરિફનો લિબાસ છે.

હે મૂસા (અલૈ.) ! એ કંબલ સિવાય અગર કોહે કાફ પણ આપની ચહેરાની તજલ્લીને ઢાંકવા ચાહે તો તે પણ કોહે તૂરની જેમ છિન્ન ભિન્ન થઈ જાય !'



અલ્લાહ તઆલાની કમાલે કુદરતથી અલ્લાહવાળાઓના બદનોને નૂરે બેકૈફને બર્દાશ્ત કરવાની શક્તિ મળેલી છે.

હઝરત મૂસા અલયહિસ્સલામે પોતાના કંબલનો નકાબ બનાવી લીધો અને નકાબ વગર પોતાનો ચહેરો જોવાની લોકોને મનાઈ ફરમાવી.

હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ લખ્યું છે કે, જોનપુરમાં હઝરત કુત્બુલ મદાર સાહબ (રહ.) નામના કોઈ બુઝુર્ગ થઈ ગયા છે, જેમને નિસ્બતે મૂસવી મળી હતી. અને તેમના ચહેરાને નકાબ વગર કોઈ જોઈ શકતું ન હતું ! અલ્લાહ બેહતર જાણનાર છે.

---

[1] વેલ્ડીંગની જ્યોતને એના ખાસ ચશ્મા પહેરવા વગર જોવાથી આંખની દર્શન શક્તિ નષ્ટ પામે છે તે રીતે.

હઝરત મૂસા અલયહિસ્સલામના પત્નિ હઝરત સફૂરા અલયહિસ્સલામ, આપના હુસ્ને નુબુવ્વત પર આશિક હતા. નકાબના કારણે તેઓ બેચેન થઈ ગયા. જ્યારે સબ્રના મકામ પર ઈશ્કે આગ ચાંપી ત્યારે તેમણે એ જ શોખ અને બેતાબીથી, શી પ્રથમ એક આંખ વડે હઝરત મૂસા (અલૈ.)ના ચહેરાના નૂરને જોયું ! તરત જ તેમની એક આંખ અંધ થઈ ગઈ !

તે પછી પણ એમને સબ્ર ન થયો અને બીજી આંખ પણ ખોલી દીધી ! અને બીજી આંખ પણ નૂર વગરની થઈ ગઈ !

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે, એ જ પ્રમાણે અલ્લાહના રસ્તામાં તાલિબ પ્રથમ રોટી આપે છે અર્થાત રોટી (ખોરાક)થી પૈદા થતી કુવ્વતો—શક્તિઓને અલ્લાહની મરજીને તાબે કરી દે છે પરંતુ જ્યારે તેના પર તાઅત (ઈબાદત)નું નૂર અસર કરે છે ત્યારે પોતાનો જાન પણ હવાલે કરી દે છે ! એ શે'ર નીચે પ્રમાણે છે :

હમચૂનાં મર્દે મુજાહિદ નાન દેહદ,
ચૂં બઈઝદ નૂરે તાઅત જાન દેહદ.



હઝરત સફૂરા (રદિ.)ને એક ઓરતે પૂછ્યું કે,

'શું તમને પોતાની આંખો બેનૂર (આંધળી) થઈ જવાનો કંઈ અફસોસ કે ગમ થાય છે ?!'

હઝરત સફૂરા (રદિ.)એ ઉત્તર આપ્યો કે,

ગુફત હસરત મી ખૂરમ કે સદ હઝાર,
દીદહ બુદે તા હમી કર્દમ નિસાર.

મને તો એ વાત નો અફસોસ થાય છે કે, કાશ ! આવી લાખ આંખો બીજી પણ આપવામાં આવતે તો તે બધી તે મહબૂબ (હઝરત મૂસા અલૈ.)ના ઝળહળતા ચેહરાને જોવામાં કુરબાન કરી દેતે !

વળી આગળ ફરમાવ્યું કે,

'મારી આંખોનું નૂર ભલે ચાલ્યું ગયું, પરંતુ આંખોના

ડોળાઓમાં હઝરત મૂસા (અલૈ.)ના ચેહરાનું ખાસ નૂર સમાઈ ગયું છે !'

હક તઆલાને હઝરત સફૂરા (અલૈ.)ના ઈશ્કનો આ મકામ અને આ કલામ ઘણો પસંદ આવ્યો અને ગૈબના ખઝાનાથી ફરી તેમની બંને આંખોને જોવાનું એવું નૂર આપવામાં આવ્યું, જેનાથી તેઓ હંમેશાં હઝરત મૂસા (અલૈ.)ને જોતા રહેતા હતા અને તેમાં એવી સહન શકિત અલ્લાહ તઆલાએ આપી હતી કે ત્યાર પછી ક્યારેય આ નૂરે ખાસને જોવાથી એને અસર ન થઈ !





# ૨૦ ઊંદર અને દેડકાની દોસ્તીની હિકાયત

એક નદી કિનારે એક ઊંદર અને એક દેડકાની દોસ્તી થઈ ગઈ. દોસ્તી એટલી વધી કે બંને વચ્ચે જાણે ઈશ્ક–પ્રેમ થઈ ગયો. દરરોજ નક્કી કરેલા સમયે બંને અચૂક મળતાં અને લાંબો સમય વાતો કરતાં રહેતાં.

પ્રેમીઓના દિલ વાતોથી કદી ધરાતા નથી. એક દિવસે ઊંદરે દેડકાને કહયું કે,

'તું પાણીમાં વિહાર કરતો રહે છે અને હું બહાર તારી જુદાઈમાં ગમગીન આંટા મારતો રહું છું. હું નદીના કિનારે તને બૂમો પાડતો રહું છું પણ પાણીમાં તને કઈ સંભળાતું નથી. ફક્ત થોડા સમયની વાતોથી મારું દિલ ધરાતું નથી. કારણકે પાંચ વખતની નમાઝ તો ફર્ઝ છે. પરંતુ આશિકોના માટે તો નિરંતર નમાઝ છે. તેઓ નવાફિલ પઢવાનો લુત્ફ લેતા રહે છે.'

નેસ્ત ઝે રગબન નિશાને આશિકાં,
સખ્ત મુસ્તસ્કી અસ્ત જાને સાદિકા,
નેસ્ત ઝે રગબન વઝીફએ માંહિયાં,
ઝાં કે બે દર્યા ન દારંદ ઉન્સે જાં.

**ભાવાર્થ**

થોડો થોડો સમય વિખૂટા પડીને પછી પાછાં મળવું આશિકો માટે નથી. આશિકોના પ્રાણતો સખત તરસ્યા હોય છે.

વિખૂટા પડીને મળવું માછલીઓ માટે નથી. માછલીને જળ વિના ચેન મળી શકતું નથી.

આ મુશ્કેલીના ઉપાય તરીકે ઊંદરે દેડકા સમક્ષ એક દરખાસ્ત મૂકતાં કહ્યું કે,

'એક લાંબી દોરી હું લઈ આવું. તેનો એક છેડો તારા પગમાં

બાંધીએ અને બીજો છેડો મારા પગમાં બાંધીએ. જયારે મને તારી મુલાકાતની ઈચ્છા થશે ત્યારે હું દોરી ખેંચીશ એટલે તને પાણીમાં જાણ થઈ જશે અને તું કિનારે આવી શકશે. આ રીતે આપણી બંનેની મુલાકાત જયારે આપણી ઈચ્છા થાય ત્યારે થતી રહેશે.'



ઊંદરની દરખાસ્ત સાંભળીને દેડકાના દિલમાં પ્રથમ તો આશંકા જાગી કે ઊંદર આ રીતે મને ફસાવવા અને સપડાવવાતો ચાહતો નથી ને ?

પરંતુ ઈશ્ક આંધળો હોય છે અને પ્રેમી પાગલ હોય છે. તે બુધ્ધિની વાત કદી માનતો નથી ! એટલે દેડકાએ પણ બુધ્ધિની શંકાને ગણકારવા વગર ઊંદરની દરખાસ્ત સ્વીકારી લીધી.

ઊંદર એક લાંબી દોરી લાવ્યો. એક છેડો દેડકાના પગમાં અને બીજો છેડો પોતાના પગમાં બાંધ્યો. પછી બંને વચ્ચે સતત મુલાકાતનો ક્રમ ચાલું થઈ ગયો. જયારે ઈચ્છા થાય ત્યારે ઊંદર દોરી ખેંચતો અને દેડકો કિનારે આવી જતો. બંને કલાકો સુધી એક બીજામાં ડૂબીને અલક મલકની વાતો કરતાં રહેતાં.

એક દિવસે એક ચીલે અચાનક ઊંદર પર ઝાપટ મારી અને તેને પોતાના પંજામાં પકડીને હવામાં ઉડવા લાગી. ઊંદરના પગમાં દોરી બાંધેલી હતી અને તેનો બીજો છેડો દેડકાના પગમાં હતો એટલે દોરી સાથે દેડકો પણ હવામાં અધ્ધર લટકવા લાગ્યો. ચીલને એક ઝાપટમાં બે શિકાર મળ્યા. ચીલ આનંદથી બંનેને આરોગી ગઈ !



**વાર્તાના રૂપકની સમજૂતી :**

આ આખી વાર્તા એક રૂપક છે.

એના ત્રણ પાત્રો ત્રણ બાબતોના પ્રતીકો છે.

**ઊંદર :**

ઉંદર માણસના દુષ્ટ મન (નફસે અમ્મારહ)નું પ્રતીક છે. એની

આદતો ખરાબ હોય છે.

**દેડકો :**

દેડકો માણસની રૂહ (આત્મા)નું પ્રતીક છે. અલ્લાહ તઆલાના કુર્બ–નઝદીકી–સામીપ્યનું પાણી જ એનું મૂળ કેન્દ્ર છે.

**ચીલ :**

ચીલ શેતાનનું પ્રતીક છે.



**વાર્તાની સમજૂતી :**

નફસ પોતાની ખ્વાહિશાત, મનેચ્છાઓ, વાસનાઓના માટે રૂહને દરેક રીતે લલચાવે છે અને પોતાની દોરીમાં બાંધવા (ફસાવવા) પ્રયત્નો કરે છે. જયારે કોઈ માણસની રૂહ તેના નફસના તાબે થઈ જાય છે અને તેના બંધનમાં સપડાય જાય છે ત્યારે શેતાન (ચીલ) એ નફસને (ઊંદરને) જયાં જયાં ચાહે છે ત્યાં ઘસડી જાય છે અને રૂહ પણ તેની સાથે દેડકાની જેમ ઝલીલ થઈને ઘસડાતી ફરે છે !

અંતે જયારે શેતાન જહન્નમમાં જશે ત્યારે એના પંજામાં સપડાયેલ નફસ પણ જહન્નમમાં જશે અને નફસની સાથે સંબંધ બાંધનાર રૂહ પણ જહન્નમમાં જશે.

**નસીહતો**

અલ્લાહ તઆલા આપણને સૌને તૌફીક આપે કે આપણે બધાં આ હિકાયતથી બોધપાઠ ગ્રહણ કરીએ અને નફસ તેમજ શેતાનથી પોતાને બચાવીએ.

એના ઉપાયો નીચે પ્રમાણે છે.

**૧**

રૂહને કદી અલ્લાહના ઝિક્રથી ગાફિલ રાખવી ન જોઈએ. ઝિક્રનો તરીકો અલ્લાહવાળાઓ પાસે શીખવો જાઈએ.

૨

નફસને પોતાનો મોટો દુશ્મન સમજો. દુશ્મન પણ મોટો દુશ્મન. શેતાન કરતાં પણ મોટો દુશ્મન નફસ (મન) છે. ગુનાહમાં ગમે એટલો આનંદ કે લુત્ફ બતાવીને લલચાવે છતાં તેના તરફ ધ્યાન પણ ન આપો.

૩

શેતાનના વસવસાઓ પર

'લા હવલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ'

પઢતા રહો અને કોઈ અલ્લાહવાળાની નઝરે ઈનાયતના સાયામાં રહો અર્થાત તેમની સુહબતથી તેમના ઉલૂમ અને ઈર્શાદથી ફૈઝ હાસિલ કરો.

શેતાનનો આપણા પર ત્યારે જ કબ્જો થાય છે જયારે આપણી રૂહ નફસની સાથે સંબંધ અને સુલેહ કરી લે છે. એટલે શેતાન મરદૂદની બૂરાઈથી બચવા માટે નફસની મુખાલિફત અત્યંત જરૂરી છે.

નફસને જે દબાવી રાખશે તે ઈન્શાઅલ્લાહ શેતાન પર પણ ગાલિબ રહેશે. પરંતુ નફસ પર ગાલિબ થવું આસાન નથી જયાં સુધી કોઈ અલ્લાહવાળાથી મજબૂત અને સહીહ સંબંધ સ્થાપવામાં ન આવે.

મજબૂત સંબંધનો અર્થ મુહબ્બત અને મુનાસિબત છે.

સહીહ સંબંધનો અર્થ તેમની હિદાયત પર અમલ છે. અર્થાત પોતાની હાલત બયાન કરીને તેમનાથી સલાહ લેવામાં આવે અને તેના પર અમલ કરવામાં આવે. થોડા દિવસોમાં કાયાપલટ થઈ જશે !

અકબર ઈલાહાબાદીનો શે'ર છે કે,

ન કિતાબોંસે ન વઅઝોંસે ન ઝર સે પૈદા,
દીન હોતા હે બુઝુર્ગોંકી નઝરસે પૈદા.



# ૨૧ પોપટ અને દુકાનદારની હિકાયત

એક દુકાનદારે એક પોપટ પાળેલો હતો. લીલા રંગના અને મધૂરા સ્વરવાળા આ પોપટ પ્રત્યે દુકાનદારને ઘણી માયા હતી. પોપટ ઘણી વાતો કરતો અને દુકાનદારને ખુશ કરતો. દુકાનદારની ગેરહાજરીમાં દુકાનની સંભાળ પણ રાખતો.

એક દિવસે દુકાનદાર દુકાનમાં હાજર ન હતો. અચાનક એક બિલાડીએ ઉંદરને પકડવા માટે હુમલો કર્યો. પોપટ સમજયો કે બિલાડી તેને પકડવા ચાહે છે. તે પોતાનો જાન બચાવવા ભાગ્યો. તે તરફ બદામના તેલની બાટલી મૂકેલી હતી. બાટલીને ધકકો લાગવાથી પડી ગઈ અને બધું તેલ ઢોળાઈ ગયું.

દુકાનદાર જયારે દુકાનમાં આવ્યો ત્યારે તેણે બાટલી ઊંધી પડેલી અને તેલ ઢોળાયેલું જોયું. તેણે ગુસ્સામાં પોપટના માથા પર એવી જોરદાર થાપટ મારી કે તેના કારણે થોડા વખતમાં પોપટના માથાના વાળો ખરી પડયા અને ટાલ પડી ગઈ. પોપટ દુકાનદારથી નારાજ થઈ ગયો અને બોલવાનું તદ્દન બંધ કરી દીધું.

પોપટની ખામોશીથી દુકાનદારને ઘણો રંજ અને અફસોસ થયો. તેણે પોપટને મનાવવા અને બોલતો કરવા માટે ઘણા પ્રયત્નો કર્યા. જાત જાતના ફળો લાવીને આપ્યા પરંતુ પોપટ બોલ્યો નહીં. દુકાને આવતા ગ્રાહકો પણ પોપટની ખામોશી જોઈને નવાઈ પામતા હતા.

એક દિવસે દુકાન આગળથી એક ફકીર જતો હતો. તેણે શરીરે કામળો લપેટેલો હતો અને માથે ટકો-મૂંડો કરાવેલો હતો.

ફકીરને જોતાં જ પોપટ મોટા અવાજે બોલી ઊઠયો કે,

'હે ફકીર ! તું કેમ ટાલિયો થઈ ગયો ?!

ચોકકસ, તેં પણ બાટલીમાંથી તેલ ઢોળી નાંખ્યું હોવું જોઈએ !'

પોપટે ફકીરને પણ પોતાના જેવો જ માની લેવાથી લોકો હસી પડયાં.

આ હિકાયત વર્ણવીને હઝરત મૌલાના રૂમી (રહ.) સલાહ રૂપે ફરમાવે છે કે,

**કારે પાકાંરા કિયાસે ખુદ મગીર,**
**ગરચે બાશદ દર નવિશ્તન શેરો શીર,**
**શેર આં બાશદ કે મરદુમરા ખુરદ,**
**શીર આં બાશદ કે મરદુમ મી ખુરદ.**

**ભાવાર્થ**

હે અઝીઝ ! પાક લોકો (અલ્લાહવાળાઓ)ની બાબતોને પોતાના જેવી સમજશો નહિ. ભલે લખવામાં શેર અને શીરની જોડણી સરખી જ છે પરંતુ અર્થમાં ઘણો ફેર છે. શેર એક હિંસક પશુ છે જે માણસને ખાય જાય છે અને શીર (દૂધ) તે છે કે જેને માણસ પી જાય છે.



આગળ હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે એવી ઘણી વસ્તુઓ છે જેમની જાહેરી સૂરત (બાહય સ્વરૂપ) સમાન છે, પરંતુ તેમની હકીકત (ગુણધર્મ અને આંતરિક સ્વરૂપ)માં ઘણો તફાવત હોય છે.

એના કેટલાક ઉદાહરણો પણ આપે આપ્યા છે.

(૧) ભમરો અને મધમાખી બંને ફૂલોનો રસ ચૂસે છે. બંનેનો ખોરાક સરખો જ છે પરંતુ ફૂલોના એ રસમાંથી ભમરાના શરીરમાં ઝેર બને છે જેનાથી તે ડંખ મારે છે જયારે એ જ રસમાંથી મધમાખી મધ બનાવે છે.

[૨] કસ્તૂરી મૃગ અને સામાન્ય મૃગ બંને ઘાસ જ ખાય છે પરંતુ એકના શરીરમાં એમાંથી કસ્તૂરી (મુશ્ક) બને છે જયારે બીજાના શરીરમાં લીંડીઓ બને છે.

[૩] શેરડી અને વાંસ બંને સરખું જ પાણી પીએ છે પરંતુ શેરડીમાં મીઠો રસ બને છે જયારે વાંસ પોલો અને ખાલી રહે છે.

[૪] નેક અને બદ બંને પ્રકારના માણસો રોટલી જ ખાય છે પરંતુ એ જ રોટલીથી નેક ઈન્સાનમાં અલ્લાહ તઆલાનો ઈશ્ક અને મા'રિફત પેદા થાય છે જયારે બદકારમાં વાસના, ઈર્ષ્યા, કંજૂસાઈ વગેરે દુષ્ટ વૃતિઓ ઉત્પન્ન થાય છે.

[૫] મીઠું અને ખારું પાણી દેખાવે સરખું જ હોય છે પરંતુ હકીકતમાં બંને વચ્ચે ઘણો ફેર હોય છે. એ જ પ્રમાણે નેક અને બદ બંનેની સૂરતો સરખી જ હોય છે પરંતુ બંનેના કાર્યો અને અખ્લાકમાં ઘણો ફેર હોય છે.

[૬] ઈન્સાનના જેવાં જ કામો વાંદરાઓ પણ કરે છે પરંતુ બંનેમાં કેટલો તફાવત છે !

[૭] અણસમજુ લોકો મોઅજિઝહ અને જાદૂ બંનેને સમાન સમજે છે પરંતુ મોઅજિઝહ રેહમતે ખુદાવંદી છે જે તેના મકબૂલ બંદાઓને આપવામાં આવે છે જયારે જાદૂ ખુદાની લા'નત છે જે મરદૂદ માનવને મળેલી છે.
મોઅજિઝહ એક હકીકત હોય છે જયારે જાદૂ હકીકતની ખિલાફ હોય છે અને ફકત નઝરબંદી હોય છે.

[૮] મોમિન અને મુનાફિકના આ'માલ જાહેરી સૂરતમાં સરખાં છે પરંતુ હકીકતમાં જમીન અને આસમાન જેટલો તફાવત હોય છે. બંનેના અંજામમાં પણ કેટલો ફેર છે ! એકનો મકામ જન્નત છે જયારે બીજાનો મકામ જહન્નમ છે !

[૯] સાચા સોના અને ખોટા સોના બંનેનો રંગ અને દેખાવ સરખો જ હોય છે પરંતુ કસોટી કર્યા બાદ બંનેની કિંમતમાં કેટલો ફેર પડી જાય છે !



## નસીહતો

**૧**

અલ્લાહવાળાઓને પોતાના જેવા અનુમાન ના કરો. તેમના દિલને

જુઓ કે હક તઆલાના કુર્બ (સામીપ્ય) અને સંબંધની દૌલતથી તે એવા ભરપૂર છે કે બાદશાહોને પણ ઈર્ષ્યા થાય ! માટે તેઓથી ફૈઝ હાસિલ કરો.

૨

પાત્રની કિંમત તેમાં રહેલાં દ્રવ્યથી નકકી થાય છે. એક સરખી બે શીશીઓ છે. બંને ખાલી શીશીની કિંમત પચ્ચીસ પૈસા છે. પરંતુ એકમાં અત્તર ભરેલું છે તો તેની કિંમત સો રૂપિયા કરતાંયે વધારે થશે જ્યારે બીજી શીશીમાં પાણી ભરેલું છે તો તેની કિંમત માત્ર પચ્ચીસ પૈસા જ રહેશે. અગર પાણીના બદલે પેશાબ ભરેલો હશે તો તેની કિંમત પચ્ચીસ પૈસા પણ ન આવશે. બલકે ફેંકી દેવાને લાયક ગણાશે.

ઈન્સાનનું શરીર (એનું દિલ) પણ એક પાત્ર છે. જો એમાં તઅલ્લુક મઅલ્લાહની દૌલત હશે તો એ કિંમતી છે નહિંતર પેશાબની શીશી જેવું નકામું છે.

૩

અલ્લાહ તઆલા આપણને સૌને પોતાના નેક અને મકબૂલ બંદાઓની અઝમત અને તેમનો એહતિરામ તેમજ ઈકરામ અતા ફરમાવે અને મૂર્ખાઈ ભરેલાં વિચારોથી બચાવે !



# ૨૨ નમરૂદની નાશુક્રીની હિકાયત

હક તઆલા શાનુહૂએ મૌતના ફરિશ્તા ઈઝરાઈલ (અલયહિસ્સલામ)ને પૂછયું કે,

'તેં અત્યાર સુધી જેટલા લોકોની રૂહો કબ્જ કરી છે, તને તે બધાંમાં કોના પર સૌથી વધારે રહેમ–દયા આવી ?'

ઈઝરાઈલ (અલૈ.)એ જવાબ આપ્યો કે,

'ગમના કારણે દરેકના માટે જ મારું દિલ તો બળે છે પરંતુ આપના હુકમના પાલન માટે માથું ઝુકાવી દઉં છું !'

ઈર્શાદ થયો કે,

'સૌથી વધારે કોના માટે દિલ વ્યાકુળ અને ગમગીન થયું ? કહ્યું કે,

'હે અમારા પાલનહાર ! એક બનાવે મારા દિલને સૌથી વધારે વ્યાકુળ કર્યું હતું જે આ પ્રમાણે છે :–

એક દિવસ ઉછાળા મારતાં મોજાંઓ પર મેં આપના હુકમથી એક વહાણ તોડયું. તે ભાંગીને ટુકડે ટુકડા થઈ ગયું. તે પછી આપે ફરમાવ્યું કે એક સ્ત્રી અને તેના બાળક સિવાય બાકીના બધાંની રૂહોને કબ્જ કરી લો !

એ સમૂહમાંથી એ સ્ત્રી અને તેના બાળક સિવાય બાકીના બધાં હલાક થઈ ગયાં ! માતા અને પુત્ર બંને લાકડાંના એક પાટિયા પર તરતાં રહયાં ! એ પાટિયાને સાગરના મોજાંઓ ધકકા મારી દૂર હડસેલતાં રહયાં. આખરે એક ટાપુના કિનારે પહોંચ્યા. બંનેની મુકિતથી મારું મન આનંદિત થયું.

ત્યારે આપે ફરમાવ્યું કે,

"હવે માતાની રૂહ કબ્જ કરો અને બાળકને એકલું છોડી દો !"

આપના હુકમથી જયારે મેં માતાની રૂહ કબ્જ કરી અને

બાળકને એકલું છોડી દીધું તેમજ બાળક માતાથી અલગ થઈ ગયું ત્યારે આપ પોતે જાણો છો કે મને કેવી વેદના થઈ હતી અને મારા દિલ પર શું વીતી હતી ! પરંતુ હું આપના હુકમના પાલન માટે મજબૂર હતો. આપના નિર્ણય અને ફેસલાથી વિરુધ્ધ વર્તન કરવાની કોની મજાલ છે !'

હક તઆલાએ ફરમાવ્યું કે,

'હવે તું તે બાળકનો હેવાલ સાંભળ કે કેવી રીતે મેં તેનું પાલન પોષણ કર્યું !'

- મેં સાગરના મોજાંઓને હુકમ કર્યો કે તેને એક એવા જંગલમાં નાંખી દો જયાં કમળ, રૈહાન અને ખૂશ્બુદાર ફૂલો હોય તેમજ ફળના ઝાડો હોય તથા તેમાં મીઠાં પાણીના ઝરણાંઓ હોય.
- સેંકડો નાઝથી મેં બાળકનું પાલન કર્યુ.
- એ બાગમાં સેંકડો પંખીઓ મધૂર કંઠે ગીતો ગાતાં હતાં.
- સફેદ ગુલાબોની પાંદડીઓથી એનું પાથરણું બનાવ્યું કે જેથી એ તમામ અગવડો અને આફતોથી સુરક્ષિત રહે.
- મેં સૂરજને હુકમ કર્યો કે તેના તરફ તિવ્ર કિરણો ન ફેંકે અને પોતાની ગતિમાં તેનો ખ્યાલ રાખે.
- હવાને હુકમ આપ્યો કે તેના પર ધીમેથી વહે.
- વાદળને હુકમ આપ્યો કે તેના પર વરસાદ ન વરસાવે.
- વીજળીને હુકમ આપ્યો કે તેના પર તિવ્રતા ન કરે.
- પાનખરને હુકમ આપ્યો કે એ બાગને નષ્ટ ન કરે.
- ટૂંકમાં એ બાગ આંધી અને તોફાનથી આરિફોની રૂહોની જેમ સુરક્ષિત રહ્યો.
- એક નવી વિયાયેલી ચિત્તણને હુકમ આપયો કે એ બાળકને દૂધ પીવાડતી રહે અહીં સુધી કે એ બાળક તગડું થઈ ગયું.
- જયારે તેનો દૂધ છોડાવવાનો સમય આવ્યો ત્યારે મેં જિન્નાતને હુકમ આપ્યો કે તેને બોલતા અને હુકૂમત કરતા શીખવો !
- મેં તેની એવી રીતે પરવરિશ કરી જે તમામ મખ્લૂકના માટે નવાઈ અને હેરત જનક છે.

મારી કાર્યપધ્ધતિ એવી જ અજીબો ગરીબ હોય છે :–

- મેં (હઝરત) ઐયૂબ (અલયહિસ્સલામ)ના બદનમાં કીડાંઓની પરવરિશ કરાવી અને તેમને કીડાંઓ પર બાપ જેવું હેત (શફકત) આપ્યું અહીં સુધી કે જો કોઈ કીડો શરીરથી નીકળીને દૂર થઈ જતો તો તેમને એવું મહેસૂસ થતું કે જાણે તેમની ઔલાદ તેમનાથી દૂર થઈ ગઈ !
- માતાઓને પોતાના બાળકો પ્રત્યે મોહબ્બત મેં જ શીખવી છે. તે કેવી શમા (મિણબત્તી) હશે જેને મેં રોશન કરી હોય !

મતલબ કે તે બાળક પર મેં સેંકડો ઈનાયતો અને અસંખ્ય નવાઝિશો કરી કે જેથી, સબબ, વાસ્તા અને માધ્યમ વગર પણ મારા લુત્ફો કરમ કેવા હોય છે તે જોઈ લે અને અસબાબની ચિંતામાં ન પડે.

ઉપરાંત અસબાબના પરદાઓ તેની સામે ન હોવાથી તે દરેક વસ્તુ મારાથી જ માંગે અને બીજા કોઈ પર તેની નઝર ન રહે. તેમજ ગુમરાહ થવા માટે તેની પાસે કોઈ બહાનું ન રહે કે અસબાબ પર નઝર રહેવાના કારણે આપના ઈનામો અને આયાત (નિશાનીઓ) તરફ ધ્યાન આપી ન શકયો. ન કોઈ બૂરા મિત્રથી તેને શિકાયત રહે કે તે બૂરા મિત્રે તેને ગુમરાહ કર્યો–માર્ગથી ભટકાવી દીધો.

પરંતુ હે ઈઝરાઈલ !

તે બાળકે મારો શું શુક્ર અદા કર્યો ?!

તે જ બાળક નમરૂદ થઈ ગયો અને મારા ખલીલ ઈબ્રાહીમ (અલૈ.)ને સળગાવનારો બન્યો ! અર્થાત તેનો ઈરાદો તો સળગાવવાનો જ હતો, પરંતુ મેં મારા ખલીલ માટે નમરૂદની આગને ગુલઝાર બનાવી દીધી !'

## નસીહતો

૧

આ હિકાયત વર્ણવીને હઝરત મૌલાના રૂમી (રહ.) નસીહત રૂપે

ફરમાવે છે કે નફસ (મન) ખૂબ જ ખતરનાક દુશ્મન છે. (અલ્લાહ તઆલા પાસે) એનાથી પનાહ–રક્ષણ માંગતા રહો.

ગુર્ગે દરિન્દહ અસ્ત નફસે બદ યકીં,
ચે બહાના મી નેહી બર હર કરીં ?!

ભાવાર્થ

તારો બદયકીન નફસ (દુષ્ટ મન) ફાડીખાનાર હિંસક વરૂ સમાન છે. બીજાઓ પર તું શા માટે ઈલ્ઝામ અને આરોપ મુકે છે ?!

૨

એટલા જ માટે હું કહું છું કે કૂતરાના ગળામાંથી સાંકળ કાઢી નાંખીને એને આઝાદ ન કરી દો ! અર્થાત પોતાના નફસરૂપી કૂતરાની ગરદનમાં હંમેશા સંયમરૂપી સાંકળ બાંધેલી રાખો.

જો તમારું મનોબળ નબળું હોય, મનેચ્છાઓએ તમારા ઉપર કાબૂ મેળવી લીધો હોય તો ઉતાવળે કોઈ અલ્લાહવાળાની સાથે સંબંધ બાંધો કે જેથી તેની પ્રાતઃકાળની દુઆઓ અને સુહબતો-સત્સંગની બરકતથી તમે મન ઉપર કાબૂ મેળવી લો.

૩

મુરશિદ અને રાહબર એવો શોધો જે અહવાલ પર ગાલિબ હોય, મગ્લૂબ ન હોય કે જેથી એ ગાલિબની સુહબતથી ગાલિબ થઈ જાઓ. પરંતુ જો મગ્લૂબીનની સુહબતમાં રહેશો તો તમે હંમેશા મગ્લૂબ રહેશો. જેવી સુહબત હશે તેવી એની અસર જાહેર થશે. સુહબત એક બીજ સમાન છે. જેવા બીજ વાવશો તેવા જ વૃક્ષો ઊગશે.



## ૨૩ હઝરત લુકમાન (અલૈ.)ની હિકમતની હિકાયત

જયારે હઝરત લુકમાન (અલયહિસ્સલામ)ને તેમના આકાએ ખરીદ કર્યા ત્યારે બીજા ગુલામો તેમને હકીર–તુચ્છ સમજયા !

એક દિવસે આકાએ બધાં ગુલામોને વાડીએ મોકલ્યા કે વાડીના ફળો તોડીને લાવે. બધાં ગુલામોએ વાડીમાં ફળો તોડીને ખૂબ પેટ ભરીને ખાધાં અને આકાને કહયું કે વાડીના ફળોને લુકમાન ખાય ગયા છે ! આ સાંભળીને લુકમાન (અલૈ.)થી તેમના આકા ઘણાં નારાઝ થયા.

હઝરત લુકમાન (અલૈ.)એ આકા (માલીક)ને કહયું કે,

'તમે આ આરોપની તપાસ કરો. મેં ફળો ખાધા નથી. હું તમને એક યુકિત બતાઉં છું જેનાથી આપને એની જાણ થઈ જશે કે ફળો કોણે ખાધાં છે ?'

આકાએ યુકિત જણાવવા કહયું.

હઝરત લુકમાન (અલૈ.)એ કહયું કે,

'આપ શિકારની તૈયારી કરો.'

તબેલામાંથી ઘોડો મંગાવવામાં આવ્યો.

આકા ઘોડા પર બેઠા.

હઝરત લુકમાન (અલૈ.)એ કહયું કે,

'આપ શિકારના માટે સહરા (રણ) તરફ ઝડપથી જાઓ. જવા પહેલાં બધાં ગુલામોને ગરમ પાણી પેટ ભરીને પિવડાવો. થોડાં જ સમયમાં ખબર પડી જશે કે મુજરિમ–અપરાધી કોણ છે ?'

આકાએ ઘોડો ઝડપથી દોડાવ્યો. ગુલામો પણ પાછળ પાછળ દોડવા લાગ્યા. જેઓએ ફળો ખાધાં હતાં તે સૌને ઝડપથી દોડવાના કારણે ઊલટી થઈ ગઈ કારણકે ગરમ પાણી પી ને દોડવાથી જઠર વધારે ગરમ થઈ ગયું અને રસ્તો પણ ઊંચો–નીચો હોવાથી, જઠરમાં પાણી ઉછળવાથી ઊલટી થવી અનિવાર્ય હતી.

દરેકની ઊલટીમાં તેમણે ખાધેલાં ફળો પણ બહાર નીકળી આવ્યા કારણકે એ ખાધાંને વધુ સમય વીત્યો ન હતો. એટલો વધારે સમય પસાર થયો ન હતો કે જઠરમાં પાચન થઈ ને આંતરડાંમાં ચાલી જાય.

બધાં ગુલામોને ઊલટી થઈ પરંતુ હઝરત લુકમાન (અલૈ.)ને ઊલટી ન થઈ કારણકે તેમણે ફળ ખાધાં ન હોવાથી જઠર ખાલી હતું.

હઝરત લુકમાન (અલયહિસ્સલામ)ની આ હિકમત (યુક્તિ)થી બધાં ગુલામોને શરમિંદગી અને અફસોસ થયો. એમની હિકમતથી આકા ઘણો ખુશ થયો અને હઝરત લુકમાન (અલયહિસ્સલામ) આકાના મુકર્રબ (નિકટવર્તી) થઈ ગયા.

## નસીહત

આ હિકાયત વર્ણવીને પછી હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.) નસીહત રૂપે ફરમાવે છે કે :

**હિકમતે લુકમાં ચૂ તાઈદે આં નમૂદ,**
**પસ ચે બાશદ હિકમતે રબ્બે વદૂદ.**

## ભાવાર્થ

જો હઝરત લુકમાન (અલયહિસ્સલામ)ની હિકમત આવી હોય તો માલિકે હકીકી રબ્બે વદૂદની હિકમત કેવી હશે !!!



# ૨૪ આહની મકબૂલિયતની હિકાયત

એક બુઝુર્ગ નમાઝ હંમેશાં બાજમાઅત પઢતા હતા. એક દિવસે નમાઝ માટે મસ્જિદના દરવાજા પર પહોંચ્યા તો ઈમામનો સલામ ફેરવવાનો અવાજ સાંભળ્યો. જમાઅત છૂટી જવાના કારણે તેમને એટલો સખત આઘાત અને સદમો થયો કે તેમનાથી એક આહ નીકળી ગઈ ! એ આહમાં એમનું દિલ બળવાની બૂ આવતી હતી !

મસ્જિદમાં એક અહલે દિલ બુઝુર્ગે જોયું કે એક રોશની મસ્જિદની બહારથી અંદર આવી અને ત્યાંથી ઉપર અર્શ સુધી ચાલી ગઈ !

એ અહલે દિલ બુઝુર્ગ ઊભા થઈ ગયા અને મસ્જિદની બહાર આવી તપાસ કરી કે આ કોનું નૂર હતું ?!

જાણવા મળ્યું કે કોઈ શખ્સ છે જેની જમાઅત છૂટી જવાના કારણે તેનાથી આહ નીકળી ગઈ છે !

તે અહલે દિલ બુઝુર્ગ સમજી ગયા કે એ આહનું જ એ નૂર હતું !

તે બુઝુર્ગે પેલા શખ્સને અરજ કરી કે,

'હઝરત ! આપ પોતાની આહ મને આપી દો અને મારી બાજમાઅત નમાઝ એના બદલામાં લઈ લો !'

પેલો શખ્સ પોતાની આહ અને તેના નૂર તેમજ મકામથી અજાણ હતો. તેણે બાજમાઅત નમાઝ સાથે પોતાની નમાઝની અદલા બદલી કરી લીધી.

રાતે પેલા અહલે દિલ બુઝુર્ગે ખ્વાબમાં જોયું કે,

એક હાતિફે ગૈબી કહી રહયો છે કે,

'હે શખ્સ ! તેં આબે હયાત અને આબે શિફા ખરીદયું છે. એ બંદાની આહ ખુલૂસથી ખૂબ જ ભરપુર હતી.'

વળી આગળ કહયું કે,

'અલ્લાહ તઆલાએ એ આહની મકબૂલિયત અને તારી આ અદલાબદલી તેમજ ઈખ્તિયારની બરકતથી એ સમયની સમગ્ર જગતના મુસલમાનોની નમાઝોને કબૂલ ફરમાવી લીધી છે !'

## નસીહતો

૧

કોઈને હકીર–તુચ્છ સમજવું ન જોઈએ. કેટલીક વખતે તૌબા અને પસ્તાવો એવા સિદક દિલ તેમજ ઈખ્લાસ અને ખૂને જિગરથી થાય છે કે તમામ અમલોથી ઉચ્ચતર અને બેહતર થઈ જાય છે તથા માણસ ક્યાંથી ક્યાં પહોંચી જાય છે !

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે :–

**મરકબે તૌબા અજાએબ મરકબ અસ્ત,**
**તા ફલક તાઝદ બ યક લહઝા ઝ પસ્ત.**

## ભાવાર્થ

તૌબાની સવારી અજબ સવારી છે કે પસ્તી (અધ:પતન) અને ઝિલ્લતમાંથી ઊંચકીને મકબૂલિયતની બુલંદી પર તત્કાળ પહોંચાડી દે છે !

૨

આઘાત, અંતરની વ્યથાથી ભરપૂર કાકલૂદી તેમજ રુદન વડે ઈસ્તિગફાર અને તૌબા કરવું જોઈએ કારણકે એક આહમાં એ બધું જ શામિલ હોય છે.

**મેરા પયામ કહદિયા જાકે મકાંસે લામકાં,**
**અય મેરી આહે બેનવા તૂને કમાલ કરદિયા !**

— 'અખ્તર'

૩

આ બનાવમાં જમાઅતની સાથે નમાઝની ફિકર અને કાળજી રાખવાનો સબક પણ મળે છે.

# ૨૫ હાથીને ઓળખવામાં મતભેદ થવાની હિકાયત

એક દેશમાં હાથીને કોઈએ કયારેય જોયો ન હતો. ત્યાં હિન્દુસ્તાનથી એક હાથી લાવવામાં આવ્યો. તેને એવા અંધારા ઓરડામાં રાખવામાં આવ્યો કે ત્યાં નરી આંખે કંઈ જોઈ શકાતું ન હતું. ઓરડામાં ગાઢ અંધકાર અને વળી હાથીનો રંગ પણ કાળો. હાથીને જોવા કેટલાયે માણસો ભેગાં થયાં હતાં પરંતુ હાથી દેખાતો ન હતો એટલે દરેક શખ્સ હાથીને હાથ વડે સ્પર્શ કરીને હાથી કેવો છે તે વિશે અનુમાન કરતો હતો.

- એક શખ્સના હાથનો સ્પર્શ હાથીના કાન સાથે થયો. તેણે અનુમાન કર્યું કે હાથી તો એક મોટા પંખા જેવો છે !
- બીજા શખ્સના હાથનો સ્પર્શ હાથીની પીઠ સાથે થયો. તેણે અનુમાન કર્યું કે હાથી તો એક સપાટ પાટીયા જેવો છે !
- ત્રીજા શખ્સના હાથનો સ્પર્શ હાથીના પગ સાથે થયો. તેણે અનુમાન કર્યું કે હાથી તો એક થાંભલા જેવો છે !
- ચોથા શખ્સના હાથનો સ્પર્શ હાથીની સૂંઢ સાથે થયો. તેણે અનુમાન કર્યું કે હાથી તો જાડા દોરડાં જેવો છે !



ટૂંકમાં એ બધાં અકકલ વગરના મૂર્ખાઓ વચ્ચે ભારે મતભેદ અને વાદવિવાદ શરૂ થઈ ગયો. દરેક શખ્સ પોતે જ સાચો છે અને બીજા બધાં ખોટાં છે એવું સાબિત કરવા દલીલો કરતો હતો.



હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.) ફરમાવે છે કે,

'જો તેઓ પૈકી કોઈના હાથમાં દીવો હોત તો તેના પ્રકાશમાં

તેઓને સાચી હકીકત નજર આવતે અને મતભેદ તથા વાદવિવાદ ઊભો જ ન થાત !'

**નસીહત**

આજે આખા વિશ્વમાં
અલ્લાહ તઆલાની પાક ઝાત,
રિસાલત,
ઈન્સાનની જિંદગીનો મકસદ,
કયામત અને પ્રલય...
વગેરે વિષયો બાબતમાં મતભેદ અને વાદવિવાદ થાય છે.



આ અંધારી દુનિયામાં જેઓ વહીએ ઈલાહીના નૂરથી અલિપ્ત થઈને દુનિયા અને આખિરતના સંગીન અને રંગીન સંબંધોને સમજવા પ્રયત્નો કરે છે, તથા ખાલિક અને મખ્લૂકના સંબંધો, હકો અને મર્યાદાઓને માત્ર પોતાની અકકલોથી નકકી કરવા ચાહે છે, અથવા સાહબે વહી (પૈગમ્બર અલયહિસ્સલામ) સિવાયના શખ્સોની પામર બુધ્ધિઓના સહારે નકકી કરે છે તેઓની પહોંચ સાચી હકીકત સુધી, પેલા અંધારા ઓરડામાં હાથીને ઓળખવા ભેગાં થયેલાં લોકોની જેમ, કદી પહોંચી શકતી જ નથી.



એક આંધળો પોતે પ્રવાસ કરે કે બીજા આંધળાની લાકડી પકડીને ચાલે, બંને રીતે હલાકત અને મંઝિલથી મેહરૂમી થશે. આ રાહદાર અને તેનો માર્ગદર્શક, બંને આંધળા છે. ભલે એમની ગમે એટલી બહુમતિ થઈ જાય છતાં એ આંધળાંઓનું જ ટોળું હશે.

ચીઝોની સાચી હકીકત પામવા માટે માત્ર અકકલ પુરતી નથી. એના માટે અંતરનું અજવાળું પણ જરૂરી છે. ઉપર લખેલી હાથીની વાર્તામાં બધાં પાસે અકકલ તો હતી જ પરંતુ રોશની ન હતી !

વિજ્ઞાનીઓ અને ફિલસૂફોએ આખિરતની બાબતો તથા ઈન્સાનના મકસદે હયાત વિશે જે અનુમાનો અને તારણો કરેલાં છે તેનું મુસલમાનોએ હરગિઝ અનુકરણ અને અનુસરણ કરવું ન જોઈએ, કારણકે એમના પાસે રોશની નથી. નહિંતર પોતાની જેમ તેઓ તમને પણ માત્ર મળ ઉત્પન્ન કરનારું યંત્ર બનાવી દેશે અર્થાત તમને પણ એજ સબક આપશે કે જિંદગીનો મકસદ માત્ર :

'ખાઓ ! પીઓ ! અને મળ ત્યાગ કરો !'

એ સિવાય બીજો કંઈ નથી !



વહીયે ઈલાહીની રોશની જ માત્ર આધારભૂત અને વિશ્વસનીય છે જે માત્ર સૈયદના હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઈત્તેબા અને અનુસરણથી જ મળી શકે છે.

અસલ રોશની તે જ પુરાની રોશની છે જે ચૌદસો વરસ પહેલાં ગારે હિરાથી નીકળી હતી.

અને આજની નવી રોશનીથી તો ખુદા જ બચાવે !

તેરા અબ નઈ રોશની મુંહ હો કાલા,
દિલોંમેં અંધેરા હૈ બાહર ઉજાલા !



# ૨૬ એક માખીના મિથ્યા વિચારોની હિકાયત

એક જગાએ ગધેડાએ પેશાબ કર્યો. પેશાબનું પ્રમાણ એટલું વધારે હતું કે તે વહેવા માંડયો. પેશાબના વહેણમાં ઘાસના તણખલાઓ પણ વહેવા માંડયા. એક માખી એક તણખલાં ઉપર બેસી ગઈ. ગધેડાના પેશાબના વહેણમાં તેને એવું લાગ્યું કે જાણે તે દરિયામાં પ્રવાસ કરી રહી છે અને પેલું તણખલું જાણે એક અજબ વહાણ છે !

તે માખીને પોતે બીજી માખીઓ કરતાં મહાનતર અને ઉચ્ચતર હોવાનો એહસાસ થયો. આવો આનંદ તેણે કદી મેળવ્યો ન હતો. તેને વિચાર આવ્યો કે આ બાબતનું એલાન કરી દેવામાં આવે.

એટલે તેણે મોટા અવાજે પોકાર કર્યો કે :–

**ગુફ્ત મન દર્યા વ કશ્તી ખ્વાન્દહ અમ,**
**મુદ્દતે દર ફિક્રે આં મી માન્દહ અમ.**

## ભાવાર્થ

માખીએ કહયું કે, મેં દરિયાનો અને વહાણ ચલાવવાનો અભ્યાસ કર્યો છે, અને ચિંતનમાં એક મુદ્દત વીતાવી છે !

## નસીહત

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.) ફરમાવે છે કે, આ માખી જેમ મૂર્ખાઈ ભરેલા વિચારોમાં ડૂબેલી હતી તેમ આજના કહેવાતા બુધ્ધિમાનોએ પણ પોતાની ભ્રામક કલ્પનાઓ અને અટકળો તેમજ તરંગો અને વ્યર્થ વિચારોનું નામ સંશોધન (RESEARCH) રાખેલું છે !

એ કહેવાતા બુધ્ધિમાનો વહીએ ઈલાહીના આફતાબથી લાભ લેવામાં પોતાનું અપમાન સમજે છે અને ચામાચીડિયાની જેમ સૂરજના

અજવાળાથી દૂર ભાગે છે, અને વ્યર્થ વિચારોના અંધારામાં ચામાચીડિયાની જેમ ઊંધા લટકવાને ઈન્સાનિયતનો કમાલ સમજે છે !

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

**ગર મગસ તાવીલ બગુઝારદ ઝ રાયે,**
**આં મગસ રા બખ્ત ગર્દાનદ હુમાયે.**

**ભાવાર્થ**

જો માખી પોતાની રાય અને અર્થઘટનોથી તૌબા કરે અને વહીએ ઈલાહીની તાબેદારી કરે તો તકદીર તે માખીને હુમા પક્ષી બનાવી દે અર્થાત તે પણ બાબરકત શખ્સિયત બની જાય.



હઝરત મૌલાનાનો ઈશારો આ આયત શરીફ તરફ છે :

**'ઈન્નઝ્ઝન્ન લા યુગ્ની મિનલ હકિક શયઆ'**

**[સૂરએ 'નજમ', પારો : ૨૭, આયત : ૨૮]**

**ભાવાર્થ**

બેશક સત્ય (ના મુકાબલામાં) અટકળ જરા પણ કામ લાગતી નથી.



**'વત્તબિઅ સબીલ મન અનાબ ઈલય્ય.'**

**[સૂરએ 'લુકમાન', આયત : ૧૫, પારો : ૨૧]**

**ભાવાર્થ**

'તે માણસની રાહ પર ચાલો જે મારા તરફ રુજૂઅ (ધ્યાનિત) થયો હોય.'



## ૨૭ એક ચમારની બેહોશી અને તેના ઈલાજની હિકાયત

ચમારો અને ખાલપાઓ પશુઓના કાચા ચામડાંને પકવવાનું કામ કરે છે. મૂળે પશુઓના ચામડાં તો બદબૂદાર–દુર્ગંધવાળા હોય જ છે, ઉપરાંત એને પકવવા માટે વપરાતાં રસાયણો અને પ્રક્રિયામાંથી પણ બેહદ, અતિ તિવ્ર દુર્ગંધ નીકળે છે એટલે આખું વાતાવરણ બદબૂદાર અને દુર્ગંધવાળું થઈ જાય છે.

ચમારો અને ખાલપાઓ આવા દુર્ગંધવાળા વાતાવરણમાં સતત રહેતા હોવાથી તેઓના દિમાગો એનાથી ટેવાઈ જાય છે, બલ્કે તેમના દિમાગો દુર્ગંધ ચાહક થઈ જાય છે !



એક દિવસે એક ચમાર બજાર ગયો હતો. ચાલતાં ચાલતાં અચાનક તે અત્તરવાળાઓના બજારમાં જઈ પહોંચ્યા. અત્તરની દુકાનોમાંથી આવતી સુગંધો તેનાથી સહન થઈ શકી નહિ કારણકે દુર્ગંધમય વાતાવરણમાં રહેતાં રહેતાં દુર્ગંધ તેની પ્રકૃતિ બની ગઈ હતી !

અત્તરની ખૂશ્બૂથી તે ચમાર બેહોશ થઈને સડક પર ઢળી પડયો. લોકોનું મોટું ટોળું તેની ફરતે ભેગું થઈ ગયું. તેને હોશમાં લાવવા માટે લોકો જાતજાતના ઉપાયો કરવા લાગ્યા.

કોઈ કંઈ પઢીને તેને દમ કરવા લાગ્યો,
કોઈ તેના પર ગુલાબનું પાણી છાંટવા લાગ્યો,
કોઈ હાથ–પગ અને હથેળીના તળિયામાં માલિશ કરવા લાગ્યો.
પરંતુ આ ઉપાયોથી હોશ આવવાના બદલે બેહોશી વધતી જતી હતી !

ચમારની બેહોશીની વાત તેના ભાઈના કાને પહોંચી. તે તુરંત દોડતો ત્યાં પહોંચ્યો. ત્યાં ખૂશ્બૂ સૂંઘી તે સમજી ગયો કે તેનો ભાઈ આ ખૂશ્બૂથી જ બેહોશ થઈ ગયો છે !

તેણે પોકાર પાડયો કે, ખબરદાર ! એના પર ગુલાબનું પાણી




છાંટશો નહિ કે ખૂશ્બૂ નજીક લાવશો નહિ. પછી તે ત્યાંથી દોડતો ચાલ્યો ગયો અને થોડી જ વારમાં કૂતરાનું અતિ બદબૂદાર–દુર્ગંધવાળું મળ (ઝાડો) બાંયમાં છુપાવીને લઈને, ટોળાને ચીરતો પોતાના ભાઈની પાસે પહોંચ્યો અને તેના નાક પાસે એ અતિ દુર્ગંધવાળા કૂતરાનાં મળને લઈ જઈને તેને સૂંઘાડવા લાગ્યો.

કૂતરાના મળની એ બદબૂથી–દુર્ગંધથી પેલો બેહોશ પડેલો ચમાર તરત જ હોશમાં આવી ગયો !

લોકો નવાઈ પામ્યા કે એના ભાઈએ એને એવી તે કઈ કિંમતી વસ્તુ સૂંઘાડી કે જે અહીં અત્તરવાળાઓ પાસે પણ મળી ન શકી ?!

**નસીહત**

આજકાલ ગંદા સામાજિક વાતાવરણમાં અને ગુનાહોના માહોલમાં રહેતાં રહેતાં લોકોના દિમાગો એનાથી પેલા ચમારની જેમ એવા ટેવાઈ જાય છે કે અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત તેમજ ઈતાઅત (ફરમાંબરદારી)ની ખૂશ્બૂથી ગભરાય છે !

હવે એનો ઈલાજ એ છે કે એવા લોકોને ધીરે ધીરે આ ગંદા માહોલમાંથી કાઢીને ખૂશ્બૂદાર ચમનની સૈર કરાવતા રહે તેમજ અલ્લાહવાળાઓની મજલિસમાં અને સુહબતોમાં થોડો થોડો સમય બેસવાની આદત પાડતાં રહે.

થોડાં જ વખતમાં તેઓ કહેવા માંડશે કે, હાય ! અમે કેવા ગંદકીમાં પડેલાં હતાં ! ભૂતકાળની જિંદગીને યાદ કરીને તેઓની આંખોમાંથી આંસુઓની ધારા વહેવા માંડશે અને પાછલી જિંદગી પર પસ્તાવો અને અફસોસ કરશે ! તેમજ અલ્લાહવાળાઓની સુહબતના શુક્રગુઝાર થશે કે હવે તેઓના નાક દિન–પ્રતિ–દિન ખૂશ્બૂ અર્થાત અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની મુહબ્બત તથા ગુલામીના લુત્ફથી મસ્ત થઈ રહ્યાં છે.

તેઓના દિલ પોકારી ઊઠશે કે :

મૈં દિન–રાત રહતા હૂં જન્નતમેં ગોયા,
મેરે બાગે દિલમેં વોહ ગુલકારિયાં હૈં.




# ૨૮ જાદૂથી ભ્રમિત થયેલા શાહઝાદાની હિકાયત

એક બાદશાહને એકનો એક પુત્ર હતો. તે અતિ સુંદર અને સુસંસ્કારી તથા ચારિત્ર્યવાન હતો. બાદશાહે કોઈ રૂપાળી કન્યા જોડે તેના લગ્ન કરવાનો વિચાર કર્યો.

એક ઝાહિદ, પરહેઝગાર, સાલેહ ખાનદાનની કન્યા સાથે (શાદીનો) રિશ્તો નકકી કરવા માટે બાદશાહે વાત મૂકી.

શાહઝાદાની માતાએ બાદશાહને કહયું કે,

> 'આપ સાલેહિયત, તકવો અને ઝુહદ તો જુઓ છો પરંતુ આપના મુકાબલામાં ઈઝઝત, માલ અને ખાનદાનની દૃષ્ટિએ તેઓ ઉતરતી કક્ષાના છે!'

બાદશાહે જવાબ આપ્યો કે,

**ગુફ્ત રવ હર કે ગમે દીં બરગુઝીદ,**
**બાકી ગમહા ખુદા અઝ વય બુરીદ.**

**ભાવાર્થ**

દૂર થા! જે શખ્સ દીનનો ગમ અપનાવે છે તેના તમામ દુન્યવી ગમોને ખુદા દૂર કરી દે છે!



અર્થાત આખિરતનો ગમ અને ફિકર–ચિંતા હઝરત મૂસા (અલૈ.)ની હાથ–લાકડી જેવો છે. જેવી રીતે હઝરત મૂસા (અલૈ.)ની લાકડી જાદૂગરોના સાપો અને વીછીઓને ગળી ગઈ હતી તેવી રીતે આખિરતનો ગમ દુનિયાના તમામ ગમોને ગળી જાય છે.



આખરે બાદશાહે પોતાના શાહઝાદાની શાદી તે જ કન્યા સાથે કરાવી.

શાદી પછી કેટલાક વરસો વીતી ગયા પરંતુ તે કન્યાને કોઈ ઓલાદ ન થઈ. બાદશાહને ચિંતા થઈ કે શી બાબત છે ?! તેણે પોતાના ખાસ સલાહકારો, આલિમો અને પરહેઝગાર લોકોને ભેગાં કર્યાં અને તેઓની સાથે ગુપ્ત રીતે આ બાબતમાં ચર્ચા–વિચારણા કરી. અને આ બાબતમાં તપાસ કરાવી.

તપાસ કરતાં જાણવા મળ્યું કે શાહઝાદા પર એક વૃધ્ધ જાદૂ–મંત્ર જાણતી સ્ત્રીએ જાદૂ કરેલું છે. જાદૂથી ભ્રમિત થવાના કારણે શાહઝાદો પોતાની રૂપાળી, ચંદ્રને પણ ઈર્ષ્યા ઉપજાવે એવી પત્નીથી નફરત કરે છે અને પેલી કદરૂપી, વૃધ્ધ સ્ત્રીને ચાહે છે અને તેની પાસે આવ–જા કરે છે ! તેમજ એ સ્ત્રીના જાદૂના કારણે ઘણાં લાંબા સમયથી તેના મોહપાસમાં સપડાયેલો છે !

બાદશાહને આ વાત જાણીને બેહદ ગમ અને સદમો થયો. બાદશાહે ખૂબ સદકો, ખૈરાત કર્યો અને સજદામાં પડીને અલ્લાહ તઆલાની સમક્ષ ખૂબ રડી–કરગરીને દુઆ કરી.

તે જ વખતે એક ગેબી વ્યકિત પ્રગટ થઈ અને બાદશાહને કહયું કે તમે મારી સાથે કબ્રસ્તાન ચાલો ! બાદશાહ તેની સાથે કબ્રસ્તાન ગયો. પેલી ગેબી વ્યકિતએ એક જૂની–પુરાની કબર ખોદી અને તેમાંથી એક બાલ કાઢી ને બાદશાહને બતાવ્યો. બાલ ઉપર જાદૂ–મંત્ર ભણીને સો (૧૦૦) ગાંઠ મારીને કબરમાં દાટેલો હતો !

તે પછી પેલી ગેબી વ્યકિતએ કંઈ પઢીને, બાલ ઉપર દમ કરીને એક–પછી–એક બધી ગાંઠો ખોલી નાંખી ! જેવી એ બાલની ગાંઠો ખૂલી ગઈ કે તરત જ શાહઝાદો પેલી ખબીસ (દુષ્ટ) વૃધ્ધ ઔરતના ઈશ્કથી મુકિત પામ્યો અને તેની આંખો સામેથી ને નઝરબંદી દૂર થઈ ગઈ, જેના કારણે હસીન બીવી તેને કદરૂપી તથા ખબીસ વૃધ્ધ ઔરત તેને ખૂબસૂરત દેખાતી હતી !



નઝરબંદી દૂર થયા પછી જયારે શાહઝાદાએ પેલી વૃધ્ધ બદસૂરત

સ્ત્રીને જોઈ ત્યારે તેને તેના તરફ બેહદ નફરત અને કરાહત થઈ અને પોતાની અકકલ પર તેને ખૂબ જ પસ્તાવો અને અફસોસ થયો !

પોતાની હસીન બીવીને જ્યારે તેણે જોઈ, ત્યારે તેનો ચાંદ જેવો રૂપાળો ચહેરો જોઈને તે બેહોશ થઈ ગયો ! ધીરે ધીરે તે હોશમાં આવ્યો અને તેના હુસ્ન-સૌંદર્યને અવલોકવાની શકિત અને ક્ષમતા તેનામાં આવ્યા !

## નસીહતો

**૧**

આ દુનિયાના લોકો પેલાં શાહઝાદા જેવા છે અને આ દુનિયા પેલી વૃધ્ધ સ્ત્રી જેવી છે. તેણે દુનિયાના આશિકો પર જાદૂ કરી મૂકેલું છે જેના કારણે તેઓ દુનિયાના નાશવંત રંગ–સુગંધમાં સપડાયને આખિરત તેમજ અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના અનવાર તથા તજલ્લિયાતથી વિમુખ થઈ ગયાં છે. નહિતર દુનિયાની હકીકત એક મજઝૂબના શબ્દોમાં માત્ર આટલી જ છે :–

**જહાં દર અસલ વીરાના હૈ,**
**ગો સૂરત હૈ બસ્તી કી.,**
**બસ ઈતનીસી હકીકત હૈ,**
**ફરેબે ખ્વાબે હસ્તીકી.**

✻

આંખો બંધ થતાં જ માનવી એક વાર્તા સમાન બની જાય છે !

**૨**

સુલતાન હારૂન રશીદના સાહબઝાદાએ સલતનતનો ત્યાગ કરીને ફકીરાના ઝિંદગી ગુઝારી હતી. ઈન્તેકાલથી થોડા સમય પહેલાં તેણે પોતાના એક દોસ્તને નીચેના બે શે'રથી નસીહત ફરમાવી હતી.

યા સાહિબી લા તગતરિર બિતનઅઉમી,
ફલઉમ્રુ યન્ફદુ વન્નઈમુ યઝૂલુ.
વઈઝા હમલ્ત ઈલલ કુબૂરિ જનાઝતન,
ફઅલમ બિ અન્નક બઅદ હામહમૂલુ.

એના ભાવાર્થનો ઉર્દૂ શે'ર આ પ્રમાણે કહી શકાય :

રંગરેલીયોં પે ઝમાનેકી ન જાના અય દિલ,
યહ ખિઝાં હૈ જો બઅંદાઝે બહાર આઈ હૈ.

૩

દુનિયાએ જે આંખ પર જાદૂ કરેલું હોય તેના ઈલાજો નીચે પ્રમાણે છે :–

- અલ્લાહવાળાઓથી પુરખુલૂસ મુહબ્બત રાખવી.
- મોતને સતત યાદ કરતા રહેવું.
- અલ્લાહવાળાઓની સુહબતમાં સતત હાજર થતાં રહેવું.
- પોતાના વિચારો અને માન્યતાઓને બાજુએ હડસેલી તેઓની વાતોને ધ્યાનથી સાંભળવી અને તેના પર અમલ કરવો.
- બે રકાત નફલ પઢીને અલ્લાહથી હિદાયતની દુઆ માંગવી.



# ૨૯ હઝરત અલી (રદિ.)ના ઈખ્લાસની હિકાયત

આ બનાવ એક જિહાદનો છે. જંગમાં હઝરત અલી (રદિ.)એ એક કાફિરને નીચે પછાડી દીધો અને તેની છાતી ઉપર ચઢી બેઠા. તે પછી તેને કતલ કરવા માટે પોતાની તલવાર ઉગામી.

અચાનક પેલો કાફિર હઝરત અલી (રદિ.)ના મુબારક મુખ ઉપર થૂંક્યો. કાફિરની આ ગુસ્તાખીના કારણે આપના નફસમાં ક્રોધ ભભૂકી ઊઠયો. પરંતુ તરત જ આપે પોતાની તલવાર મ્યાન કરી લીધી અને તેની છાતી ઉપરથી નીચે ઉતરી ગયા !

કાફિરે કહયું,

'હે અમીરુલમુમિનીન ! આ શી બાબત છે ? થૂંકવાની મારી ગુસ્તાખીના કારણે તો આપે તત્કાળ મને કતલ કરી દેવો જોઈએ. આપે મારા ઉપર સંપૂર્ણ કાબૂ મેળવી લીધો હતો. એવી કઈ બાબત છે જેણે મને કતલ કરવાથી આપને રોકયો ? ! '

હઝરત અલી (રદિ.)એ જવાબ આપ્યો કે,

' હે કાફિર ! માત્ર ખુદાની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના ઈરાદાથી હું તને કતલ કરવા માટે તૈયાર થયો હતો પરંતુ તારા થૂંકવાના કારણે મારો નફસ ગુસ્સે થયો. જો હવે હું તને કતલ કરું તો તે મારા નફસના ગુસ્સાના કારણે કતલ કર્યો ગણાશે, ઈખ્લાસ-અલ્લાહને પ્રસન્ન કરવાની શુધ્ધ ભાવનાથી ન ગણાશે. અને અલ્લાહ તઆલા ઈખ્લાસ વગરનું કોઈ કામ કબૂલ ફરમાવતા નથી.

આથી તને કતલ કરવાનું કાર્ય મને ઈખ્લાસની વિરુધ્ધ જણાયું હોવાથી હું એ કાર્ય કરતાં અટકી ગયો.'

હઝરત અલી (રદિ.)નો જવાબ સાંભળીને પેલો કાફિર નવાઈ અને હેરત પામ્યો ! તેના દિલમાં ઈમાનની શમા રોશન થઈ ગઈ !

તેણે કહયું કે,

'હે અમીરુલમુમિનીન ! હું એવા ધર્મને સ્વીકારવું મારું સૌભાગ્ય સમજું છું જેમાં ઈખ્લાસ–શુધ્ધ ભાવનાની આવી તાલીમ આપવામાં આવે છે !

બેશક, ઈસ્લામ ધર્મ સાચો છે !'

## નસીહતો

### ૧

આ હિકાયતથી આ'માલમાં ઈખ્લાસનું કેટલું મહત્વ છે તે જાણવા મળે છે. કોઈ પણ કામ કરતી વખતે નિય્યતને ઠીક કરી લેવી જોઈએ.

જો ઈખ્લાસ હોય તો દુનિયા પણ દીન બની જાય છે. દાખલા તરીકે એક શખ્સ હલાલ રોઝી કમાવા માટે જમરૂખ વેચવાનો ધંધો કરે છે અને :

'જમરૂખ લો ! જમરૂખ લો !'

બોલતો રહે છે.

જો તેની નિય્યત એનાથી બાલ–બચ્ચાંઓ માટે, અલ્લાહ અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના હુકમ પ્રમાણે હલાલ રોઝી કમાવવાની હોય તો, દરેક

'જમરૂખ લો ! જમરૂખ લો !'

બોલવા પર તેના માટે સવાબ લખવામાં આવશે !

એનાથી વિરુધ્ધ ભલેને તે–

'સુબ્હાનલ્લાહ ! સુબ્હાનલ્લાહ !'

મોટે મોટેથી પઢતો હોય, અને તેની નિય્યત એ હોય કે, લોકો તેને બુઝુર્ગ અને નેક સમજીને તેને નાણાં આપે અને એ રીતે દુનિયા પ્રાપ્ત કરે તો તેનું–

'સુબ્હાનલ્લાહ ! સુબ્હાનલ્લાહ !'

કહેવું પણ દુનિયા છે, દીન નથી.

આમ ઈખ્લાસ અત્યંત જરૂરી છે નહિતર બધું કરેલું નકામું થઈ જવાનો ભય છ.

## ૨

ઈખ્લાસ શીખવા માટે જરૂરી છે કે કોઈ ઈખ્લાસવાળા બંદા પાસે ઈખ્લાસ શીખવામાં આવે. અલ્લાહવાળાઓની સુહબતથી આ નેઅમત મળે છે, માત્ર કિતાબોથી મળતી નથી.

કિતાબી ઈલ્મ અને સુહબત બંને જરૂરી છે બલ્કે સુહબત પામેલાઓ જરૂરત પ્રમાણે દીનનો ઈલ્મ પણ શીખી જાય છે. અને મકબૂલ તથા મહબૂબ પણ થઈ જાય છે.

માત્ર કિતાબી ઈલ્મ મેળવનારાઓ સુહબત વગર હરગિઝ ઈસ્લાહ મેળવી શકતા નથી. કારણ કે—

'તઝકિયહ' અર્થાત નફસ અને દિલની સફાઈ કરવી, ફેઅલે મુતઅદ્દી'—સકર્મક ક્રિયા છે. એના માટે કર્તા અને કર્મ બંને જરૂરી છે. નીચેની આયત પણ એજ તરફ રાહબરી કરે છે :

'વ યુઝક્કીહિમ' [ આલિ ઈમ્રાન : ૧૬૩]

### ભાવાર્થ

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ સહાબા (રદિ.)ના (નફસ અને દિલો)ની સફાઈ કરે છે.



આ આયત શરીફથી ફલીત થાય છે કે, હઝરાતે સહાબા (રદિ.)ને પણ પોતાની ઈસ્લાહ અને (નફસ તથા દિલની) સફાઈ માટે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુહબતની જરૂરત હતી. તેઓ પોતે પોતાની ઈસ્લાહ કરવા સમર્થ ન હતા જો કે ખુદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક ઝમાનો હતો, કુર્આન શરીફ ઊતરતું હતું, અને હઝરત જિબ્રઈલ (અલૈ.)ની આવ—જા થતી રહેતી હતી !

તો હવે આજના ઝમાનામાં કોઈ કયા મોઢે કહી શકે કે, અમને તો કિતાબોનું વાંચન અને અવલોકન અમારી ઈસ્લાહ માટે કાફી છે ? !



# 30 એક વેપારી અને પીંજરાના પોપટની હિકાયત

હિન્દુસ્તાનની બહાર વિદેશમાં એક વેપારી પાસે એક પોપટ હતો. પોપટ ખૂબસૂરત હતો અને મીઠું મીઠું બોલતો હતો.

વેપારીએ હિન્દુસ્તાનના પ્રવાસનો ઈરાદો કર્યો. તેણે મહેરબાનીથી પોતાના નોકર–ચાકરો અને દાસીઓને પૂછયું કે, તમારા માટે હિન્દુસ્તાનથી શું લાવું ?

એજ પ્રમાણે તેણે પોપટને પૂછયું કે,

'હિન્દુસ્તાનથી તારા માટે શું લાવું અને તારે કંઈ સંદેશો પહોંચાડવો છે ?'

પોપટે કહયું કે,

'હિન્દુસ્તાનમાં જયારે કોઈ બાગ કે હરિયાળા પ્રદેશમાંથી પસાર થાઓ અને પોપટોનું કોઈ ઝૂંડ જોવામાં આવે તો મારા સલામ કહેજો અને મારો આ સંદેશો કહી દેજો :–

❖ ફલાણો પોપટ નસીબ સંજોગે મારી કેદમાં છે અને તેણે તમને સલામ કહયા છે તથા આ પ્રમાણે સંદેશો કહયો છે.

❖ શું તમારા માટે એ યોગ્ય છે કે હું તમારા માટે તડપતો રહું અને તમારી મુલાકાતની ઉમ્મીદમાં એજ પ્રમાણે તડપી તડપીને મરી જાઉ !

❖ શું તમારા માટે એ યોગ્ય છે કે હું સખત કેદમાં રહું અને તમે બધાં આઝાદીથી કયારેક વૃક્ષો પર અને કયારેક બગીચાઓમાં ફરતાં રહો !

❖ દોસ્તોની યાદ દોસ્તોના માટે ઘણી જ મુબારક હોય છે.'



વેપારી જયારે હિન્દુસ્તાન ગયો અને તેણે પોપટનો સંદેશો અને સલામ ત્યાંના પોપટોના એક ઝૂંડને કહયા ત્યારે તે પોપટોએપણ પોતાના

તરફથી સલામ કહ્યા પરંતુ એક પોપટે જયારે આ સંદેશો સાંભળ્યો ત્યારે તેના શરીરમાં કંપારી અને ધ્રૂજારી આવી ગઈ અને તે કાંપતો કાંપતો વૃક્ષની ડાળી ઉપરથી નીચે જમીન પર ઢળી પડયો અને બિલકુલ મુર્દા જેવો થઈ ગયો !

પોપટને સંદેશો પહોંચાડવા બદલ વેપારીને ઘણો આઘાત લાગ્યો કે નકામો એક પંખીનો જીવ ગયો. ન કહેતે તો સારું થતે !



વેપારી જયારે પોતાના વતનમાં પાછો આવ્યો ત્યારે પોતાના નોકર–ચાકરો અને દાસીઓને ઈનામો વહેંચ્યા.

પોપટે વેપારીને પૂછયું કે,

'હિન્દુસ્તાનના પોપટોએ મારા માટે કંઈ સંદેશો મોકલ્યો છે ? ત્યાં તમે જે કંઈ જોયું હોય તે મને જણાવો.'

વેપારીએ કહયું કે,

'જયારે હિન્દુસ્તાનના પોપટોના એક ઝૂંડને મેં તારા સલામ અને સંદેશો કહયા ત્યારે તેમાંથી એક પોપટ ઉપર એની ખૂબ જ ભારે અસર થઈ ! તેને એટલો આઘાત લાગ્યો કે તે કાંપતો કાંપતો વૃક્ષની ડાળી ઉપરથી નીચે જમીન ઉપર ઢળી પડયો અને મરી ગયો !'

આ વાત સાંભળતાં જ વેપારીનો પોપટ કાંપતો કાંપતો પીંજરામાં ઢળી પડયો અને ઠંડો થઈ ગયો !

વેપારી સમજયો કે પોપટ મરણ પામ્યો છે. તેની આંખોમાં આંસુ આવી ગયા અને ભારે હૈયે તેણે પોપટને પાંજરામાંથી બહાર ફેંકી દીધો.

પોપટ ખરેખર મરણ પામ્યો ન હતો. મરી ગયો હોવાનો તેણે માત્ર ઢોંગ કર્યો હતો. વેપારીએ જેવો તેને પાંજરામાંથી બહાર કાઢયો કે તરત જ તે ઊડીને ઝાડની એક ઊંચી ડાળી ઉપર જઈને બેસી ગયો.

વેપારીને કંઈ સમજ ન પડી. તે નવાઈથી પોપટને જોવા લાગ્યો.

પોપટે તેને કહ્યું કે,

'હિન્દુસ્તાનનો પેલો પોપટ કાંપતો કાંપતો, વૃક્ષની

ડાળી ઉપરથી નીચે ઢળી પડયો હતો તેણે પોતાના એ અમલ મારફતે મને એવો સંદેશો પાઠવ્યો હતો કે, તારી મુકિત અને આઝાદીની યુકિત એ જ છે કે તું મુર્દા થઈ જા ! '

પોતાના અસલ વતન તરફ વિદાય થતી વેળા પોપટે વેપારીને સલામ કરી અને કહયું કે :–

અલ વિદાઅ અય ખ્વાજા રફતમ દર વતન,
હમ શવી આઝાદ રોઝે હમચૂં મન.

**ભાવાર્થ**

હે શેઠ સાહેબ ! હું તમારાથી વિદાય થઈને મારા વતન તરફ રવાના થાઉં છું ! ખુદા કરે કે તમે પણ નફસની જંજીર અને બંધનમાંથી, મારી જેમ મુકત અને આઝાદ થઈ જાઓ (જેથી બાગે કુર્બે ઈલાહીમાં સૈર કરી શકો ! )

**નસીહતો**

**૧**

પોપટને પાંજરામાંથી મુકિત અને આઝાદી મળી તે મોટી મોટી વાતો કરવાથી કે દાવાઓ કરવાથી નહિં પરંતુ પોતાને મિટાવવાથી અને ફના કરવાથી મળી.

એ જ પ્રમાણે જે શખ્સ પોતાના રૂહ રૂપી પંખીને નફસ અને શૈતાનના પાંજરામાંથી આઝાદ કરાવવા ચાહતો હોય તેણે ફના થતાં શીખવું જોઈએ. અને ફનાઈય્યતનો તરીકો ફાની ફીલ્લાહથી શીખવો જોઈએ કારણકે જે પોતે કેદી હોય તે બીજા કેદીને છોડાવી શકતો નથી.

અલ્લાહવાળાઓ નફસના કેદ અને બંધનથી આઝાદ થઈ ગયેલાં છે એટલે તેમની જ સુહબતથી બીજા કેદીઓ મુકિત મેળવી શકે છે.

## ૨

આ હિકાયતમાં હઝરત મૌલાના રૂમી (રહ.)એ નીચેની હદીસ શરીફની સમજૂતી આપી છે :

**'મૂતૂ કબ્લ અન્ત મૂતૂ'**

મરવાથી પહેલાં મરી જાઓ !

એનો અર્થ આપઘાત કરવાનો નથી બલ્કે ખ્વાહિશાત, મનેચ્છાઓ, વાસનાઓ અને નફસને મારવાનો છે. એટલા જ માટે નફસની સામે લડવાને હદીસ શરીફમાં જિહાદે અકબર—મહાયુધ્ધ કહેવામાં આવ્યું છે.



[ નોંધ : નસીહત નંબર—૨ અનુવાદકે મૂકી છે.]



# ૩૧ રૂમના અને ચીનના કલાકારોની હરિફાઈની હિકાયત

એક બાદશાહના દરબારમાં રૂમના અને ચીનના કલાકરો ભેગાં થઈ ગયા.

ચીની કલાકરોએ બાદશાહને કહયું કે,

'ઈમારતોમાં નકશીકામ અને કોતરણીકામ તથા રંગરોગાન કરવામાં અમે શ્રેષ્ઠ છીએ.'

રૂમીઓએ કહયું કે,

'અમે એમના કરતાં પણ વધારે ચઢિયાતું અને શાનદાર નકશીકામ અને રંગરોગાન કરી શકીએ છીએ.'

બાદશાહે કહયું,

'હું તમારી કસોટી કરવા ચાહું છું. કોણ ચઢિયાતું છે તે એનાથી પરખાઈ જશે.'



ચીની કલાકારોએ બાદશાહને અરજ કરી કે,

'નકશીકામ, કોતરણીકામ અને રંગરોગાન કરવા માટે અમને એક ઈમારત આપો. તે ઈમારતની ફરતે પરદાઓ લટકાવીને ઢાંકી દેવડાવો કે જેથી રૂમીઓ અમારી કળા-કારીગરીની નકલ કરી ન શકે.'

બાદશાહે તેઓની માંગણી મંજૂર કરી અને તે પ્રમાણે વ્યવસ્થા કરી આપી. ચીની કલાકરોએ પોતાનું કાર્ય શરૂ કરી દીધું.



રૂમી કલાકારોએ બાદશાહને અરજ કરી કે,

'ચીની કલાકારોને જે ઈમારત આપવામાં આવી છે તેની બિલકુલ સામે અમને બીજી ઈમારત આપો અને તેને પણ પરદાઓ

વડે ફરતેથી ઢંકાવી દો. અમે તેમાં અમારી કલાકારીગરીનો કસબ દેખાડીશું.'

બાદશાહે તેઓની માંગણી પણ મંજૂર રાખી અને તે પ્રમાણે વ્યવસ્થા કરી આપી.



બંને ઈમારતોનું કાર્ય પરિપૂર્ણ થઈ ગયું ત્યારે બાદશાહ પોતે જોવા માટે આવ્યા. સૌ પ્રથમ ચીની કલાકારોએ તૈયાર કરેલી ઈમારતની મુલાકાત લીધી. પરદાઓ દૂર કરવામાં આવ્યા. ચીની કલાકારોનું ભવ્ય નકશીકામ, બારીક કોતરણી અને આકર્ષક રંગ–આયોજન જોઈ બાદશાહનું મન પ્રફુલ્લિત અને આનંદિત થઈ ગયું.

તે પછી બિલકુલ એની સામે જ રૂમી કલાકારોએ તૈયાર કરેલી ઈમારતની બાદશાહે મુલાકાત લીધી. પરદાઓ હટાવવામાં આવ્યા. રૂમી કલાકારોએ કોઈ નકશીકામ, કોતરણીકામ કે રંગ–આયોજન કર્યું ન હતું. તેમણે તો માત્ર ઈમારતની દીવાલોને ઘસી–ઘસીને, સફાઈ કરીને, ચકચકિત અને ઉજજવળ બનાવી દીધી હતી. એવું લાગતું હતું કે એ દીવાલો ઈંટ–રેતીની બનેલી નથી પરંતુ આયનાઓની બનેલી છે ! કેમ જાણે કોઈ ભવ્ય શીશ મહેલ ન હોય !

અને આયના સમાન એની દીવાલોમાં ચીની કલાકારોએ તૈયાર કરેલી ઈમારતનું મનોહર પ્રતિબિંબ, અસલ કરતાં પણ વધારે ભવ્ય અને સુંદરતમ દેખાતું હતું !

આ ચિત્તાકર્ષક દશ્ય જોઈને બાદશાહનું મન મુગ્ધ થઈ ગયું. એમના મુખમાંથી વાહ ! વાહ ! શબ્દો સરી પડયા.

**નસીહતો**

**૧**

હઝરત મૌલાના જલાલુદ્દીન રૂમી (રહ.)એ રૂમી કલાકારોની મિસાલ વડે સૂફીઓની કાર્યપધ્ધતિ સમજાવી છે કે :–

**લયક સયકલ કર્દહઅંદ આં સીનહા,**
**પાક ઝ આઝ વ હિર્સ વ બુખ્લ વ કીનહા.**

**ભાવાર્થ**

પરંતુ અલ્લાહવાળાઓ પોતાના સીનાની સફાઈ ખૂબ કરે છે જેના કારણે તેમના સીના લોભ, લાલચ, કંજુસાઈ અને કપટથી પાક થઈ જાય છે.

❋

એક બુઝુર્ગ ફરમાવે છે કે :–

**આઈને માસ્ત સીનહરા આઈનહ દાશ્તન,**
**કુફ્ર અસ્ત દર તરીકતે મા કીનહ દાશ્તન.**

**ભાવાર્થ**

અમારો નિયમ તો સીનાને આઈના સમાન સાફ અને સ્વચ્છ રાખવાનો છે. કોઈનાથી કીનો–કપટ રાખવું અમારા તરીકામાં મોટો ગુનો છે.

**નસીહતો**

**૨**

આપણા સિલસિલાના બુઝુર્ગોએ દિલની સફાઈ માટે વધારે મહેનત કરેલી છે. અર્થાત ગયરુલ્લાહથી દિલને સાફ અને સ્વચ્છ કરવાનો વધારે આગ્રહ રાખે છે. આંતરિક સફાઈ થયા પછી બાહયસફાઈ આસાન થઈ જાય છે. અર્થાત સદગુણો પ્રાપ્ત કરવા કરતાં દુર્ગુણોને દૂર કરવાને અગ્રતા આપે છે.

એટલા જ માટે સૌ પ્રથમ 'ઝિક્ર' બતાવે છે, જેનાથી ઈશ્કની આગ ભડકી ઊઠે છે અને ગયરુલ્લાહને સળગાવીને રાખ બનાવી દે છે ! તે પછી અલ્લાહ તઆલાની મુહબ્બતની બરકતથી દરેક અહકામ પર અમલ કરવામાં તથા દરેક ગુનાહોને છોડવામાં આસાની થઈ જાય છે !

જલ્દી કામિયાબી મેળવવા માટેનો આ આસાન ઉપાય છે.

# ૩૨ નુસૂહ નામના શખ્સની સાચી તૌબાની હિકાયત

એક શખ્સનું નામ નુસૂહ હતું. જો કે તે મર્દ હતો પરંતુ તેની શિકલ અને તેનો અવાજ બિલકુલ ઔરતો જેવો હતો. તે પહેરવેશ પણ ઔરતો જેવો જ પહેરતો હતો. એટલે કોઈ ઓળખી શકતું ન હતું કે તે મર્દ છે.

તેણે એક સ્ત્રી તરીકે જ શાહી ઝનાનખાનામાં નોકરી મેળવી લીધી. તેનું કામ બાદશાહની બેગમો અને શાહઝાદીઓને ગુસલ કરાવવાનું અને તેમના શરીરોને સુગંધિત દ્રવ્યો વડે ચોળી–મસળીને સાફ અને સ્વચ્છ કરવાનું હતું.

ભલે દેખાવે, અવાજે અને પહેરવેશે તે ઔરત જેવો હતો. પરંતુ એક મર્દમાં હોય છે તેવી જાતિય વૃત્તિ અને કામવાસના તેનામાં સંપૂર્ણ સ્વરૂપે હતી. એટલે શાહી ઔરતોના શરીરોને માલિશ કરતી વખતે તે નફસાની લિજ્જત, જાતિય આનંદ પણ ખૂબ માણતો હતો.

આ કાર્યથી ઘણી વખત તેનું દિલ દંખતું હતું અને તે આ કાર્યથી તૌબા કરતો હતો અને નોકરી છોડી દેવાનો વિચાર કરતો હતો પરંતુ તેનો ઝાલિમ નફસ તેની તૌબાનો ભંગ કરાવતો હતો. એક દિવસે તેણે સાંભળ્યું કે કોઈ મોટા બુઝુર્ગ તશરીફ લાવ્યા છે. તે પણ તેમની ખિદમતમાં હાજર થયો.

તેણે વિનમ્રતાથી અરજ કરી કે,

'હઝરત ! મને દુઆમાં યાદ રાખજો !'

પેલા બુઝુર્ગે તેના માટે દુઆ કરી. બુઝુર્ગની દુઆ સાત આસમાનોની પાર પહોંચીને કબૂલ થઈ ગઈ.

નુસૂહને તેના ગુનાહિત કામમાંથી છોડાવવા માટે ગયબથી કેવી અદભુત વ્યવસ્થા કરવામાં આવી તે પણ હવે જાણી લો !

એક દિવસે શાહી ઝનાનખાનામાંથી એક કિંમતી મોતી ગુમ થઈ ગયું. ઝનાનખાનાના દરવાજાઓ બંધ કરી દેવામાં આવ્યા અને

સરસામાન વગેરેની તલાશી લેવામાં આવી પરંતુ મોતી ન મળ્યું.

છેવટે, ઝનાનખાનાની તમામ કામદાર ઔરતોને એકપછી એક બોલાવીને, વસ્ત્રો ઉતરાવીને, ઝડતી અને તલાશી લેવાની શરૂ કરી. હવે નુસૂહના દિલમાં ધ્રાસ્કો પડયો કે, મારો ભાંડો ફૂટી જશે ! પોતે મર્દ છે એની જાણ થઈ જશે. મારી રુસ્વાઈ અને બેઈઝઝતી થશે. પોતાની બેગમો અને શાહઝાદીઓ સાથે આવું નિર્લજજ અને ગુનાહિત કામ કરનારને બાદશાહ ફાંસીથી ઓછી સજા ન આપશે.

ખૌફ અને હયબતના કારણે નુસૂહનો ચહેરો પીળો પડી ગયો. હોઠ ભૂરા થઈ ગયા. શરીર ધ્રૂજવા માંડયું. મોતને સામે ઊભેલું જોઈને તેનું શરીર ઝાડના પાંદડાંની જેમ કાંપવા માંડયું.

એ જ હાલતમાં તે સિજદામાં ઢળી પડયો અને રડી કરગરીને કહેવા લાગ્યો કે,

‘હે મારા પરવરદિગાર ! મેં અનેક વખત તૌબાનો ભંગ કર્યો છે અને ગલત કામ કરતો રહયો છું !’

‘હે ખુદા ! હવે આપ આપની શાનના મુતાબિક મામલો ફરમાવો કારણકે મને તો દરેક દરમાંથી મારો સાપ મને ડંખ મારી રહયો છે !

‘હે સત્તાર ! હે પર્દાપોશી કરનાર ! આપ આ વખતે મારી પર્દાપોશી કરીલો, મારી આબરુ બચાવી લો, હું મારા દરેક નાલાયક અને ગુનાહિત કામથી તૌબા કરું છું.’

‘હે પરવરદિગાર ! મારા જિગરમાં સેંકડો ગમના અંગારાઓ ભડકી રહયા છે ! આપ મારી મુનાજાતમાં મારા જિગરનું ખૂન જુઓ કે હું કેવી બેકસીની હાલતમાં, દર્દની સાથે ફરિયાદ કરી રહ્યો છું !’



નુસૂહ હજુ દુઆ કરતો જ હતો, કે તલાશી લેવા માટે તેને બોલાવવાનો પોકાર સંભળાયો ! વસ્ત્રો ઉતારીને નગ્ન થવાથી મારો ભાંડો ફૂટી જશે એ ભયથી તે બેહોશ થઈ ગયો ! બેહોશીની હાલતમાં તેની રૂહ આસમાનો તરફ ઉડયન કરી ગઈ અને હકથી કરીબ થઈ.

રહમતનો સાગર જોશમાં આવ્યો અને હક તઆલાની કુદરતથી નુસૂહની પર્દાપોશીના માટે તરત જ વ્યવસ્થા થઈ ગઈ.

નુસૂહ કંઈક હોશમાં આવ્યો એટલામાં ફરી પાછો પોકાર થયો કે, મોતી મળી ગયું છે ! હવે તલાશી માટે આવવાની જરૂર નથી ! હવે નુસૂહ સંપૂર્ણ હોશમાં આવી ગયો. તેની આંખો હંમેશ કરતાં વધારે રોશન હતી ! કારણ કે બેહોશીની હાલતમાં નુસૂહની રૂહને હક તઆલાની રહમતે (પોતાના) કુર્બ (નઝદીકી)ની તજલ્લીઓનું અવલોકન કરાવી દીધું હતું ! એના અનવાર, તેની આંખોમાં, હોશમાં આવવા બાદ પણ ઝળહળતાં હતાં !



શાહી ખાનદાનની ઔરતોએ નુસૂહની માફીમાંગી અને કહેવા લાગી કે અમારી બદગુમાનીને માફ કરી દો ! અમે તમને ઘણી તકલીફ આપી !

નુસૂહે કહ્યું કે,

'હે મહેરબાનો ! એતો મારા પર અલ્લાહનો ફઝલ થઈ ગયો નહિતર મારા વિશે જે કંઈ કહેવામાં આવ્યું છે તેના કરતાં પણ હું બદતર અને ખરાબ છું !'



એ પછી એક શાહઝાદીએ પોતાને માલિશ કરવા માટે અને ગુસલ કરાવવા માટે નુસૂહને કહયું.

નુસૂહ હવે અલ્લાહવાળો થઈ ગયો હતો અને બેહોશીની હાલતમાં તેની રૂહ કુર્બેખાસના મકામ પર પહોંચી ચૂકી હતી ! અલ્લાહ તઆલા સાથેના આવા મજબૂત સંબંધ અને યકીનની નેઅમત મળ્યા પછી તે ગુનાહના અંધારા તરફ કેવી રીતે રુખ કરી શકે ! રોશની મળ્યા પછી અંધારાથી નફરત થવી સ્વાભાવિક બાબત છે.

નુસૂહે મનમાં કહ્યું કે, મેં મારા મૌલાથી હકીકી–સાચી તૌબા કરી છે, હવે હું એ તૌબાને હરગિઝ તોડીશ નહિ, ભલે મારો જીવ મારા તનથી જુદો થઈ જાય !

તેણે શાહઝાદીને કહ્યું કે,

'હે શાહઝાદી સાહિબા ! હવે બીમારીના કારણે મારી શકિતઓ હણાઈ ગઈ છે, અને આ કામ કરવા માટે હવે હું અશકત છું. મને માફ કરો !'

આ રીતે બહાનું બતાવીને તેણે પોતાને આ ગુનાહિત કામથી બચાવી લીધો.

[ અને એ જ બીમારી તેમજ અશક્તિનું કારણ બતાવીને શાહી નોકરીમાંથી છૂટો થઈ ગયો અને દૂરના કોઈ અજાણ્યા પ્રદેશમાં જઈને, મર્દના અસલ વેશમાં રહીને, બાકીનું જીવન અલ્લાહની ઈબાદતમાં વિતાવ્યું.]

## નસીહતો

આ હિકાયતમાંથી નીચે પ્રમાણે નસીહતો મળે છે :–

### ૧

પોતાની ગંદી હાલતથી કયારેય નાઉમ્મીદ થવું ન જોઈએ. હક તઆલાની રહમત ગમે તેવી પરસ્થિતિને બદલવા માટે શક્તિમાન અને સમર્થ છે.

### ૨

અલ્લાહવાળાઓથી દુઆની દરખ્વાસ્ત પણ પોતાની ઈસ્લાહ–સુધારણા માટે કરવી જોઈએ.

### ૩

દુઃખ, સંતાપ, સંકટ અને મુસીબતના વખતમાં, નુસૂહની જેમ અલ્લાહ તઆલાની સમક્ષ રડીને, કરગરીને, કાકલૂદી કરીને, આંસૂઓ વહાવીને આર્જવ ભરી વાણીમાં દુઆ કરવી જોઈએ.

## ૪

નુસૂહની જિંદગી ગુનાહોમાં વીતી હતી અને ખતરનાક હાલત હતી છતાં હક તઆલાએ તેની હિદાયતની ગૈબથી રાહ પૈદા કરી તેમજ સાચી તૌબાની તૌફીક બખ્શી. અને તેની તૌબાનો મકામ જે આખરી શેરમાં વ્યકત થયેલો છે તે તૌબા કરનારાઓ માટે ખૂબ બોધ દાયક છે:–

**ન શિકનમ તા જાન શવદ અઝ તન જુદા**

[ભલે જાન ચાલ્યો જાય પરંતુ તૌબાનો ભંગ કરીશ નહિ !]



અલ્લાહ તઆલા આપણને સૌને એવી નુસૂહના જેવી જ તૌબા અતા ફરમાવે ! આમીન !

**અલ્લાહુમ્મ વફ્ફિકના લિમા તુહિબ્બુ વ તર્દા.**

[હે અલ્લાહ !
અમને તૌફીક આપ,
તે વસ્તુની જેને તું પસંદ કરે છે અને
જેનાથી તું રાજી થાય.]



# 33 એક યહૂદી અને હઝરત અલી (રદિ.) વચ્ચે થયેલા વાદ-વિવાદની હિકાયત

એક દિવસે હઝરત અલી(રદિ.) પોતાના મકાનમાં માળ ઉપર હતા. એક યહૂદી ત્યાંથી પસાર થયો.

યહૂદીએ નીચેથી કહયું કે,

'હે અલી મુર્તઝા ! શું હક તઆલાની હિફાઝત પર તમને ભરોસો છે ?'

આપે ફરમાવ્યું કે,

'બેશક ! તે જ આપણો રક્ષક છે !'

યહૂદીએ કહયું કે,

'હે અલી મુર્તઝા ! તમે માળ ઉપરથી નીચે કૂદી પડો અને હક તઆલાની હિફાઝત પર ભરોસો કરો, જેથી તમારું આ ઊંચી કક્ષાનું યકીન મારા યકીનનો (ઈસ્લામ સ્વીકારનો) ઝરીયો બને અને આપની આ અમલી દલીલ મારી શુભ આસ્થાનો સબબ બની જાય !'

હઝરત અલી મુર્તઝા(રદિ.)એ જવાબ આપ્યો કે,

'બંદાને એ હક નથી કે તે અલ્લાહની આઝમાઈશ, ઈમ્તિહાન અને કસોટીનું સાહસ કરે ! હે મૂરખ, નાલાયક ! બંદાને એવી શકિત કયાં છે કે તે હક તઆલાની કસોટી કરે ! એ તો અલ્લાહને જ હક છે કે તે હંમેશાં બંદાઓની કસોટી કરતો રહે !

'જો પહાડની તળેટીમાં પડેલું એક રજકણ પહાડની બુલંદીને જોઈને તે પહાડનું વજન કરવા ઈરાદો કરે તો તેણે, તે બેવકૂફે વિચારવું જોઈએ કે જયારે તે પોતાના ત્રાજવામાં પહાડને મૂકશે ત્યારે એનું ત્રાજવું જ ટુકડે ટુકડા થઈ જશે. તે વખતે ન રજકણ રહેશે ન તેનું ત્રાજવું સલામત રહેશે. તો પહાડનું વજન કરવાનો વિચાર માત્ર મૂર્ખાઈ છે !'

## નસીહતો

**૧**

અલ્લાહ તઆલાની કસોટી કરવાની વાત તો દૂર રહી, તેના દોસ્તોની, અલ્લાહવાળાઓની કસોટી કરવાનો પણ વિચાર કરવો ન જોઈએ. કેટલાંક મૂર્ખાઓને પોતાની બુધ્ધિ અને અકકલ ઉપર ખૂબજ ગર્વ અને ઘમંડ હોય છે. તેઓ અલ્લાહવાળાઓને પોતાની બુધ્ધિના ત્રાજવે તોલવા, તેઓની કસોટી કરવા કોશિશો કરે છે !

આ ગુસ્તાખી અને બેઅદબીના કારણે અલ્લાહ તઆલા તેઓની બુધ્ધિને ભ્રષ્ટ–ગુમરાહ કરી દે છે. અનુભવથી પણ એ જોવામાં આવ્યું છે કે જે લોકો અલ્લાહવાળાઓની શાનમાં ગુસ્તાખીઓ અને ટીકાઓ કરતાં રહે છે તેઓની અકકલ દિન–પ્રતિ–દિન ભ્રષ્ટ થતી જાય છે અને અમલી હાલત પણ તબાહ થતી જાય છે.

અલ્લાહ તઆલા આપણી સૌની હિફાઝત કરે ! આમીન !

**૨**

જો આ પ્રકારની કસોટીઓના વસવાસાઓ આવે તો તેને પોતાની બદબખ્તી–દુર્ભાગ્ય અને હલાકતની અલામત સમજવી જોઈએ તેમજ તુરંત સિજદામાં પડીને અલ્લાહ તઆલાથી રડીને, કરગરીને માફી માંગવી જોઈએ તથા આવા ફાસિદગુમાન અને ખ્યાલને દૂર કરવા માટે દુઆ કરવી જોઈએ.



## ૩૪ હઝરત મુઆવિયહ(રદિ.) અને ઈબ્લીસ વચ્ચે થયેલી વાતચીતની હિકાયત

એક વખતે હઝરત મુઆવિયહ(રદિ.) પોતાના ઘરે આરામ ફરમાવી રહયા હતા. અચાનક એક શખ્સે આપને જગાડયા. જાગીને જોયું તો તે શખ્સ છુપાઈ ગયો.

આપે વિચાર કર્યો કે, મારા ઘરની અંદર, અત્યારે તો કોઈ આવી શકતું નથી ! મારા ઘરમાં દાખલ થઈને આ રીતે મને જગાડવાની હિમ્મત કોણે કરી હશે ? !

તે પછી આપે જોયું કે એક શખ્સ દરવાજાની આડમાં પોતાનું મુખ છુપાવીને ઊભેલો છે.

આપે પૂછયું કે,

'કોણ છે ?'

તેણે જવાબ આપ્યો કે,

'મારું નામ બદનસીબ ઈબ્લીસ છે.'

આપે ફરમાવ્યું કે,

'હે ઈબ્લીસ ! તેં મને કેમ જગાડયો ? સાચું બોલ જે !'

તેણે કહયું કે,

'નમાઝનો સમય પૂરો થવામાં છે ! આપે જલ્દીથી મસ્જિદ જવું જોઈએ !'

આપે ફરમાવ્યું કે,

'તારો મકસદ હરગિઝ એ હોઈ શકતો નથી કે તું નેકીનો રસ્તો બતાવે. મારા ઘરમાં તું ચોરની જેમ ઘુસી આવ્યો અને કહે છે કે હું તો પહેરો ભરું છું ! ખાસ કરીને તારા જેવો ચોર કે જે લૂંટારો પણ છે, તેને મારા પર કયા હેતુથી હેત છે ? '

ઈબ્લીસે જવાબ આપ્યો કે,

'હું પહેલાં ફરિશ્તા (જેવો) હતો અને ઈબાદતના રસ્તાને પોતાની જાનથી (મુજાહદાઓથી) પાર કર્યો હતો. શું પહેલા કરેલું

કામ દિલમાંથી ભૂલાવી શકાય છે ? ! અને પહેલાંનો પ્રેમ દિલમાંથી બિલકુલ મિટાવી શકાય છે ? !'

'નેક લોકોને હું નેકીનો રસ્તો બતાઉં છું અને બૂરા લોકોના માટે બૂરો રસ્તો દર્શાવું છું. તમને દીનના કામ માટે જગાડયા, તે મારી અસલ ફિતરતના કારણે છે.'

હઝરત મુઆવિયહ (રદિ.)એ ફરમાવ્યું કે,

'હે ડાકૂ ! મારી સાથે વાદ-વિવાદ ન કર ! તું મને ગુમરાહ કરી શકે તેમ નથી. સાચે સાચું બતાવી દે કે, તેં મને નમાઝના માટે કેમ જગાડયો ? તારું કામ તો ગુમરાહ કરવાનું છે ! મને નેકી માટે જગાડવામાં શું રાઝ (રહસ્ય) છે ? '

ઈબ્લીસે કહયું કે,

'હુઝૂર ! વાત એ છે કે, જો આપની નમાઝ કઝા થઈ જતે તો આપ અલ્લાહ તઆલાની જનાબમાં આહ અને વિલાપ કરતે જેના કારણે આપનો દરજ્જો ઘણો બુલંદ થઈ જતે અને હું હસદના કારણે સળગીને ખાક થઈ જતે ! એટલે મેં વિચાર્યું કે આપને જગાડું કે જેથી આપ નમાઝ અદા કરી લો !'

'હું ઈન્સાનનો હાસિદ (અદેખો) છું. મેં એ હસદ (અદેખાઈ)ના જ કારણે આ કામ કર્યું છે. હું ઈન્સાનનો દુશ્મન છું. મારું કામ હસદ અને કીનો-કપટ છે.'

હઝરત અમીર મુઆવિયહ (રદિ.)એ ફરમાવ્યું કે,

'હવે તેં સાચી વાત કરી. તેં જે હસદ અને દુશ્મનીની વાત કરી છે, ખરેખર તું એના લાયક છે.'

### નસીહતો

ભૂલો અને ગુનાહો પર નદામત-પસ્તાવો કરવાથી અને રડવાથી શયતાનને કેટલો ગમ થાય છે તેમજ હક તઆલાની રહમત આવા બંદાઓ પર કેવી વર્ષે છે તે આ હિકાયતમાંથી જાણવા મળે છે.

અલ્લાહ તઆલા આપણને સર્વેને તૌફીક અતા ફરમાવે કે, નદામત, પસ્તાવાની સાથે હક તઆલાની હુઝૂરમાં રુદન અને અશ્રુવહન કરતા રહીએ.

# ૩૫ એક વ્યાકરણકાર અને નાવિકની હિકાયત

એક વ્યાકરણકાર, વ્યાકરણશાસ્ત્રનો પંડિત નદી પાર કરવા માટે વહાણમાં બેઠો.

નાવિકે પૂછ્યું કે,

'સાહેબ ! તમે કઈ કળાના નિષ્ણાત છો ?'

જવાબ આપ્યો કે,

'હું વ્યાકરણશાસ્ત્રનો નિષ્ણાત છું.'

તે પછી કહયું કે,

'અફસોસ ! તેં તારી આખી જિંદગી માત્ર વહાણ ચલાવવામાં જ વીતાવી દીધી ! વ્યાકરણ જેવા શાસ્ત્રનું જ્ઞાન મેળવ્યું નહિ !'

નાવિક બીચારો ચૂપ થઈ ગયો.

સંજોગવશાત નદીમાં ઝંઝાવાત અને તોફાન શરૂ થયું. વહાણ તેમાં ફસાઈ ગયું.

નાવિકે પેલા વ્યાકરણકારને કહયું કે,

'સાહેબ ! વહાણ ડૂબવા માંડયું છે. હવે તમારા વ્યાકરણશાસ્ત્રના જ્ઞાનનો ઉપયોગ કરીને એને બચાવો ! '

વ્યાકરણકાર ચૂપ થઈ ગયો કારણ કે તે જાણતો હતો કે વ્યાકરણશાસ્ત્રનું જ્ઞાન વહાણને બચાવવામાં કંઈ કામમાં આવી શકતું નથી.

નાવિકે કહયું કે,

'સાહેબ ! અત્યારે નહવ (વ્યાકરણશાસ્ત્ર)નું કામ નથી પરંતુ મહવ (ફના અને આત્મસમર્પણ)નું કામ છે. માત્ર નહવી (વ્યાકરણકાર) બનવાથી કામ નથી ચાલતું બલ્કે મહવી-પોતાની હસ્તીને મિટાવનાર, આત્મસમર્પણ કરનાર બનવાની જરૂરત છે.'

આબે દર્યા મુર્દહરા બર સર નેહદ,
દર બુવદ ઝિંદહ ઝ દર્યા કે રેહદ.

**ભાવાર્થ**

નદી અને દરિયાનું પાણી મુર્દાને પોતાની સપાટી ઉપર તરતું રાખે છે પરંતુ જીવતાને ડૂબાડી દે છે અર્થાત પોતાને મિટાવનાર અને ફના કરનાર અલ્લાહનો રસ્તો પાર કરી જાય છે પરંતુ તકબ્બુર, અભિમાન અને ઘમંડવાળાઓ તબાહીના જળમાં ડૂબી જાય છે.

**નસીહતો**

**૧**

હક તઆલાના રસ્તામાં આત્મસમર્પણ કામમાં આવે છે. માત્ર વાદ–વિવાદ, તર્ક–વિર્તકથી કામ નથી ચાલતું. બલ્કે કેટલીક વખતે આ વાદ–વિવાદ અને તર્ક–વિતર્કથી અહંકાર અને ગર્વ પેદા થઈ જાય છે જે અલ્લાહવાળાઓની સાથે તઅલ્લુક પેદા કરવામાં અવરોધ ઉત્પન્ન કરે છે. અલ્લાહ તઆલા એવી મેહરૂમીથી બચાવે ! આમીન ! અને આપણને બધાંને ફનાઈય્યતે કામિલા, પરિપૂર્ણ આત્મસમર્પિતતા અર્પણ કરે !

**૨**

ફનાઈય્યત શું છે ?

અહકરે (મેં) પોતાના શયખ અને મુરશિદથી આ પ્રશ્ન પૂછયો હતો.

ઈર્શાદ ફરમાવ્યો કે,

'પોતાને મિટાવી દેવું અને ફના કરી દેવું અથવા ફાનીફીલ્લાહ થવું એ તમામ ઈસ્તિલાહો–પારિભાષિક શબ્દોનો ભાવાર્થ એ છે કે :

બંદો પોતાની ઈચ્છાઓ અને ખ્વાહિશાત જે અલ્લાહ તઆલાની ઈચ્છા અને અહકામથી ખિલાફ હોય તેને છોડી દે, ત્યાગી દે. બસ એનું જ નામ ફનાએ નફસ છે. સુલૂકની શરૂઆતમાં આ અમલ મુજાહિદા અને મુશ્કેલીથી થાય છે પરંતુ સુલૂકના અંતે અલ્લાહની ઈચ્છાઓ અનુસાર અમલ કરવું પ્રકૃતિ, સ્વભાવ અને સાહજિક કાર્ય બની જાય છે.

૩

અત્રે એક શેર યાદ આવે છે :

મિટાડે અપની હસ્તીકો
અગર કુછ મર્તબા ચાહે,
કે દાના ખાકમેં મિલકર,
ગુલેગુલઝાર હોતા હય.



[ નોંધ : નસીહત નં—૩ અનુવાદકે ઉમેરી છે.]



# ૩૬ એક ફિલસૂફના ઘમંડની હિકાયત

એક કારીએ કુર્આને પાકની આ આયત તિલાવત કરી :

'ઈન અસ્બહ માઉકુમ ગવરા... (અંત સુધી).'

[સૂરએ 'મુલ્ક' : ૩૦]

**ભાવાર્થ**

જો ઝરણાંઓ અને નદીઓના પાણી (ધરતીમાં) ઊંડા ઉતરી જાય તો તમારામાં કોનામાં શકિત છે કે તે એ પાણીને ઉપર લાવી શકે ?!

એ મારી જ કુદરત છે કે,

હું પાણીને જમીનના ઊંડાણમાં છુપાવી દઉં છું અને ઝરણાંઓને જળહિન–સૂકાં કરી દઉં છું જેના કારણે પાણીનો દુકાળ થઈ જાય છે.

ફરી મારા સિવાય કોણ છે જે ફરી પાછું પાણી ઝરણાંઓમાં લાવી શકે છે !

❋

આ આયત સાંભળીને એક ફિલસૂફ, દાર્શનિક, તત્વજ્ઞાનીએ (ઘમંડથી) કહયું કે,

'હું લાવી શકું છું !'

❋

રાત્રે જયારે તે સૂતો ત્યારે તેણે જોયું કે, એક શેર મર્દ તેની પાસે આવ્યો અને તેણે એક એવો જોરદાર તમાચો તેને માર્યો કે તેની બંને આંખો આંધળી થઈ ગઈ !

પેલા શેર મર્દે તેને કહ્યું કે,

'હે બદબખ્ત-દુર્ભાગી ! જો તું તારા દાવામાં સાચો હોય

તો તારી બંને આંખોના નૂરને (જોવાની શકિતને) પાછી લાવ !'

જો તે શખ્સ આ બનાવથી બોધ ગ્રહણ કરતે અને પોતાના ઘમંડ અને અભિમાનને ત્યાગીને તવબા અને ઈસ્તિગફારમાં મશગૂલ થઈ જતે તો હક તઆલાની રહમત અને મહેરબાનીથી તેની આંખોમાં ફરી પાછી રોશની આપવામાં આવતે પરંતુ ઈસ્તિગફાર અને તવબાની તૌફીક આપણાં હાથોમાં નથી બલ્કે એ પણ અલ્લાહના જ હાથમાં છે.

**નસીહતો**

**૧**

અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની વાતોમાં શંકા કરવી યા બેઅદબી કરવી કયારેક દુન્યવી અઝાબનું કારણ બને છે. ખૂબ જ ડરવાનો મકામ છે.

**૨**

તવબા કરી લેવાની આશાએ ગુનાહ કદી કરવા ન જોઈએ, કારણકે તવબાની તૌફીક આપણાં હાથોમાં નથી. શકય છે કે આ દુરાચાર અને ગુસ્તાખીના વબાલથી તવબાની તવફિક ખેંચી લેવામાં આવે અને હંમેશાના માટે મતરૂદ અને મર્દૂદ થઈ જાય.

**૩**

તવબાની મિસાલ દાઝી ગયેલાને લગાડવામાં આવતા મલમ જેવી છે. જો કોઈ કહે કે આ મલમ દાઝી ગયેલાં ઝખમને રૂઝવી દે છે તો શું એ મલમના આધારે કોઈ પોતાના હાથને આગમાં નાંખશે ? આ મલમ તો અકસ્માતથી સળગી જાય તેના માટે છે ન કે પોતાના હાથને પોતે જ સળગાવે અને પછી મલમ એના પર અકસીર છે કે નથી તેની કસોટી કરવા લગાડે.

એ જ પ્રમાણે ગુનાહોની તારીકી અને આગ જયારે દિલને નુકસાન પહોંચાડે છે તેમજ અલ્લાહ તઆલાની દૂરી અને નારાઝગીનો વબાલ આવી જાય છે ત્યારે તવબા એ નુકસાનોને દૂર કરે છે. તવબા ગુનાહોની

આગના ઝખમનો મલમ છે પરંતુ એનો મતલબ એ લેવો કે જાણી જોઈને આગથી પોતાને દઝાડવું અને એ મલમને અજમાવવું છેલ્લી કક્ષાની મૂર્ખાઈ અને બેવકૂફી છે.

૪

ગુનાહોથી બચવાની કાળજી એટલી હોવી જોઈએ કે એ મક્કમ નિર્ધાર કરી લે કે ગુનાહોના તકાઝા પર અમલ ન કરવાની તકલીફથી ભલેને જાન પણ નીકળી જાય છતાં ગુનાહ ન કરીશ !

૫

અને આ નિર્ધાર પર અચલ રહેવા માટે અલ્લાહવાળાઓની સુહબત તેમજ સારા માહોલ અને ઝિક્રની પાબંદીની કાળજી પણ રાખવામાં આવે. એ છતાં જો બશરિયત–માનવીય નિર્બળતાના કારણે ક્યારેક ભૂલ થઈ જાય તો બેશક રુદન અને અશ્રુવહન તથા તવબાનો મલમ ખૂબજ અકસીર છે.

મૌલાના રૂમી(રહ.) એ એક જગાએ ફરમાવ્યું છે :

મરકબે તવબા અજાઈબ મરકબ અસ્ત,
તા ફલક તાઝદ બયક લહઝા ઝ પસ્ત.

ભાવાર્થ

તવબાની સવારી અજીબ સવારી છે જે એક પળ માત્રમાં ગુનાહોની પસ્તી (ગર્તા)માંથી ઉઠાવીને આસમાન સુધી પહોંચાડી દે છે ! અને તવબા કરનારો પવિત્ર–સ્વચ્છ થઈને અલ્લાહનો પ્યારો થઈ જાય છે !



# ૩૭ હકીમ જાલીનૂસની હિકાયત

એક દિવસે હકીમ જાલીનૂસે પોતાના મિત્રોને કહ્યું કે,

' દવાખાને જાઓ અને આ નામની દવા લઈ આવો.'

મિત્રોએ કહ્યું કે,

'આ દવા તો આપ પાગલોને પીવાડો છો ! આપને ગાંડપણની દવાની શી જરૂર છે ?!'

જાલીનૂસે ઉત્તર આપ્યો કે,

'એક પાગલ મારી તરફ જોતો હતો. એક કલાક સુધી તે પાગલ જોતો રહ્યો અને આનંદિત થતો રહ્યો. તે પછી તેણે આંખોથી ઈશારાબાઝી કરી અને પોતાના પહેરણની બાંય ફાડી નાંખી !'

તે પછી એનું મનોવૈજ્ઞાનિક કારણ સમજાવતાં આગળ કહયું કે,

'જો તે પાગલ મારો હમ જિન્સ (સમાન ગુણધારી કે સમાન લક્ષણધારી)ન હોત અર્થાત મારી અંદર પણ ગાંડપણનું તત્વ જો ન હોત તો કયારે તે બદસૂરત મારી તરફ આવી રીતે ધ્યાનિત થાત !'

'કયારેય કોઈ ચકલી પોતાની સજાતિય ચકલીઓના સંગાથ વિના ઊડે છે ખરી ?

અને ગયર જિન્સ (વિરોધી ગુણધારી કે વિરોધી લક્ષણધારી)ની સુહબત અને સંગાથ તો એવી છે કે જાણે કોઈ જીવતાને કબરમાં દફનાવી દીધો હોય !'



જાલીનૂસના કહેવાનો ભાવાર્થ એ છે કે, જયારે કોઈ ગુણ કે લક્ષણ બે આદમીઓમાં સમાન હોય છે ત્યારે એ સમાન ગુણ કે લક્ષણ બંને વચ્ચેની દોસ્તી, આકર્ષણ અને સ્નેહભાવનો સબબ બને છે.

હકીમ જાલીનૂસની વાત સાંભળીને મિત્રો ખૂબજ નવાઈ પામ્યા. બંને વચ્ચે સમાન ગુણધર્મ ધરાવતું તત્વ કયું છે તે શોધવા તેઓએ પ્રયત્ન કર્યો. તેઓનું કહેવું છે કે, જયારે તેઓ તે પાગલની નજીક ગયા તો વિસ્મય પામ્યા કે એ બંને લંગડા હતા ! અર્થાત બંને વચ્ચે એ સમાન ગુણધર્મના કારણે મુનાસિબત થઈ રહી હતી.

## નસીહતો

**૧**

જયારે ઈન્સાન નેક આદમીથી મળીને ખૂશ થાય અથવા નેક આદમી તેને મળીને ખૂશ થાય તો ખુદાનો શુક્ર કરે કે એ સારી અલામત છે. અથવા સ્વભાવે નેકી બંનેમાં સમાન તત્વ છે ભલે આમાલ અત્યારે સારા ન હોય પરંતુ એવો શખ્સ નેકીમાં તરકકીની સલાહિય્યત ધરાવે છે.

**૨**

જો કોઈ બુરા ઈન્સાનથી મળીને ખૂશ થાય અથવા બુરો ઈન્સાન તેની મુલાકાતથી ખૂશ થાય અને પોતાની બૂરાઈની સુધારણા પણ ચાહતો ન હોય તો સમજી લેવું જોઈએ કે, કોઈ બૂરાઈ તેની અંદર પણ છે જે સમાન ગુણધારી તત્વ બંને વચ્ચેની મુનાસિબત અને ખૂશીનું કારણ છે.

**૩**

અનુભવ છે કે જો કોઈને તેની જાહેરી હાલતના કારણે દીનદાર સમજી લેવામાં આવ્યો હોય પરંતુ તેનું બેસવું–ઊઠવું રાત–દિવસ દુનિયાદારોમાં હોય અને એ તેઓની ઈસ્લાહના માટે મળતો ન હોય બલ્કે માત્ર ખૂશ મિજાઝી અને આનંદના માટે સમય વીતાવતો હોય તો સમજી લેવું જોઈએ કે તે પણ દુનિયાદાર છે.

આ બાબતનું સમર્થન આ હદીસથી પણ થાય છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

**'અલ મરઉ અલા દીનિ ખલીલિહી'**

[દરેક આદમી પોતાના ગાઢ મિત્રના દીન પર હોય છે.]

એટલે જો કોઈ શખ્સને ઓળખવું હોય કે તે આદમી કેવો છે તો તેના ગાઢ મિત્રોને જુઓ કે તેઓ કેવા છે.

**૪**

એજ પ્રમાણે એ પણ અનુભવ છે કે દુનિયાનો લાલચુ માણસ જેને દુનિયા હાસિલ કરવાની કુદરત નથી છતાં તેઓની વાતોને લાલચુ મનથી સાંભળે છે. વળી આ દુનિયાનો લાલચુ આ દુનિયાને લાલચુ આંખોથી જુએ છે.

એજ પ્રમાણે આખિરતનો લાલચુ જેનામાં આખિરતના આમાલની કુદરત પણ નથી અથવા કમ હિમ્મત હોવાના કારણે આખિરતના આમાલ કરી શકતો નથી છતાં તે આખિરતની વાતોને લાલચુ કાનોથી સાંભળે છે અને લાલચુ આંખોથી જુએ છે.



# ૩૮ એક સહાબી(રદિ.)ની બીમારપુર્સી માટે રસૂલેખુદા (સલ.)ના તશરીફ લઈ જવાની હિકાયત

એક વખતે એક સહાબી(રદિ.) બીમાર પડયા અને કમજોર થઈ ગયા. રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની પાસે ઈયાદત–બીમારપુર્સીના માટે તશરીફ લાવ્યા.

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે જોયું કે સહાબી(રદિ.)ને ખૂબજ કમજોરી છે અને મૃત્યુ પહેલાંની હાલત તારી છે. આપે આ હાલત નિહાળીને તેના પર ઘણી જ નવાઝિશ અને કૃપા ફરમાવી.

આપ સલ્લલ્લાહુ અલયહિ વં સલ્લમની નવાઝિશ અને કૃપાના કારણે તે સહાબી(રદિ.) ફરી પાછાં હોશમાં આવ્યા. તેમણે આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા તો ખૂશીના કારણે નવી જિંદગીનો અનુભવ થયો.

સહાબી(રદિ.)એ કહ્યું કે,

'આ બીમારીએ તો મને ખૂશનસીબ અને ખૂશકિસ્મત બનાવી દીધો ! એના કારણે અમારા સુલતાનુલ મૂમિનીન અર્થાત હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ મારી ઈમ્દાદના માટે તશરીફ લાવ્યા અને મારી બીમારપુર્સી કરી રહયા છે !'

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેને પૂછ્યું કે,

'તમને કંઈ યાદ છે કે તમે એક વખતે તંદુરસ્તીની હાલતમાં શી દુઆ કરી હતી ?'

સહાબી(રદિ.)એ કહ્યું કે,

'મને તો યાદ નથી આવતું કે મેં શી દુઆ કરી હતી !'

પરંતુ થોડા સમય બાદ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની બરકતથી તેમને તે દુઆ યાદ આવી ગઈ !

તેમણે કહયું કે,

'યા રસૂલલ્લાહ ! સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મને

તે દુઆ યાદ આવી ગઈ ! મેં મારા આ'માલની કોતાહીઓ અને ખતાઓને નજર સમક્ષ રાખીને દુઆ કરી હતી કે :

"હે અલ્લાહ ! તે અઝાબ જે આખિરતમાં આપ આપનાર છો તે અઝાબ આ દુનિયામાં જ મને જલ્દીથી આપી દો કે જેથી આખિરતના અઝાબથી ફારિગ થઈ જાઉં !"



'આ દુઆના કારણે એવી મહાભારે બીમારીએ મને ઘેરી લીધો કે મારો જીવ એની તકલીફથી બેચેન થઈ ગયો. વળી એ બીમારીના કારણે હું મારા ઝિક્ર અને વઝીફાઓ પણ પઢી શકતો નથી જે તંદુરસ્તીની હાલતમાં પઢવાનો મારો રોજનો નિયમ હતો. ઉપરાંત મારા સગાં-સ્નેહીઓથી પણ હું વિખૂટો પડી ગયો છું.'

આ સાંભળીને રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે નારાઝગી દર્શાવીને ફરમાવ્યું કે,

'હવે પછી આવી દુઆ કદાપિ કરશો નહિં !'

આપે આ પ્રકારની દુઆને અબ્દિય્યત-બંદાપણાથી વિરુધ્ધ હોવાનું દર્શાવ્યુ. અર્થાત આ બાબત આદાબે બંદગીથી ખિલાફ છે કે પોતાના મવલાથી-માલિકથી બલા અને અઝાબ માંગે કારણકે એવી દુઆ કરવું જાણે એવો દાવો કરવા સમાન છે કે,

અય અલ્લાહ ! હું તારી બલા અને અઝાબને બરદાશ્ત કરવા માટે શકિતમાન છું !

રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે તેમને નસીહત ફરમાવી કે,

'તમારામાં શું એ તાકાત છે કે, તમારા જેવી બીમાર કીડી પર અલ્લાહ પાક પોતાની બલાનો આવો મોટો પહાડ મૂકી દે ?!'

વળી આપ (સલ.)એ આગળ ફરમાવ્યું કે,

'હવેથી આ પ્રમાણે દુઆ કરો :

"હે અલ્લાહ ! મારી દુશ્વારીને આસાન કરી દો !"

જેથી અલ્લાહ તઆલા તમારી મુસીબતના કાંટાને ગુલશને રાહતથી તબ્દીલ ફરમાવી દે,

વળી અલ્લાહથી કહો કે,

**આતિના ફી દારિ દુન્યા ના હસન,**
**આતિના ફી દારિ ઉકબા ના હસન.**

''હે અલ્લાહ ! દુનિયામાં પણ મને ભલાઈઓ અતા ફરમાવ અને આખિરતમાં પણ મને ભલાઈઓ અતા ફરમાવ !''

## નસીહતો

**૧**

અલ્લાહ તઆલાથી કદાપિ બલા માંગવી ન જોઈએ. હમેશાં બંને જહાંનની આફિયત (સુખ, શાંતિ અને સ્વાસ્થ્ય) માંગવી જોઈએ. અને પોતાના પરવરદિગારની સામે પોતાની કમજોરી તેમજ લાચારીનો ઈકરાર કરતા રહેવું જોઈએ.

**૨**

દાખલા તરીકે કોઈને બદનજરની બીમારી છે તો એની સિહત અને ઈસ્લાહના માટે દુઆ કરે. અલ્લાહવાળાઓથી એનો ઈલાજ પૂછે અને તેઓથી દુઆની પણ દરખાસ્ત કરે પરંતુ કદાપિ પરેશાન થઈને એમ ન કહે કે,

'હે અલ્લાહ ! મારી આ બીમારી તો સારી થતી નથી ! એના કરતાં બેહતર છે કે તું મને આંધળો કરી દે કે જેથી આંખોથી ગુનાહ ન થાય.'

આવી દુઆ કરવી જહાલત અને નાદાની છે. સારી રીતે સમજી લેવું જોઈએ કે, શકય હોય ત્યાં સુધી બલાથી બચવાની અને આફિયત મેળવવાની દુઆ કરવી જોઈએ.

**૩**

મેં મારા શયખ (હઝરત અકદસ મૌલાના શાહ અબ્દુલ ગની

સાહબ) ફૂલપુરી (રહ.)થી સાંભળ્યું કે, હઝરત (હુસૈન) મન્સૂર (રહ.) છાંયડો હોવા છતાં તડકામાં નવાફિલ પઢી રહ્યા હતા. એક સાહબે નિસ્બત બુઝુર્ગે આ જોઈને ફરમાવ્યુ કે,

'આ શખ્સ કોઈ મોટી બલામાં ગિરફતાર થનાર છે !'

મતલબ એ છે કે, જયારે આફિયત સામે હોય ત્યારે બલા (મુસીબત)ને અપનાવવું ન જોઈએ અને જો બંને તરફ જ બલા હોય તો જે બલા આસાન હોય તેને અપનાવવું જોઈએ.

૪

એક દિવસે હઝરત ઈમામ જઅફર સાદિક (રહ.)એ હઝરત ઈમામે આઝમ ઈમામ અબૂ હનીફહ (રહ.)ને પૂછયું કે,

'બુધ્ધિમાન કોણ છે ?'

આપે ઉત્તર આપ્યો કે,

'જે ભલાઈ અને બુરાઈમાં તફાવત કરી શકે તે.'

હઝરતે ફરમાવ્યું કે,

'ભલાઈ અને બુરાઈમાં તો પશુઓ પણ તફાવત કરી શકે છે. મારનારાઓ અને ચારો આપનારાઓને તેઓ પણ ઓળખી શકે છે.'

હઝરત ઈમામ અબૂ હનીફહ (રહ.)એ પૂછયું કે,

' હઝરત ! આપની નજીક બુધ્ધિમાન કોણ છે ?'

હઝરતે ઉત્તર આપ્યો કે,

' બુધ્ધિમાન તે છે કે જે બે ભલાઈ કે બે બુરાઈની વચ્ચે પરખ કરી શકે અર્થાત બે નેકીઓમાંથી જે વધારે સારી હોય તેને અપનાવે અને બે બુરાઈઓમાંથી જે વધારે ખરાબ હોય તેને છોડી દે.'



[નોંધ : નસીહત નં. ૪ અનુવાદકે ઉમેરી છે.]

# ૩૯ શાહી બાઝ પક્ષી અને એક ડોસીની હિકાયત

કહેવાય છે કે,

એક વખતે એક શાહી બાઝ પક્ષી શાહી મહેલમાંથી ઊડી ગયું અને પડોશમાં એક અતિ ઉંમરવાન ડોસીના ઘરે જઈ પહોંચ્યું !

ડોસીએ બાઝ પક્ષીના મોટાં મોટાં નખોને તેમજ મોટી મોટી પાંખોને કાપી નાંખી !

તે પછી તેણીએ કહયું કે,

'અફસોસ ! તું કેવા અણસમજુને ત્યાં પડયો હતો કે જેણે તને અનાથ જેવો બનાવી રાખ્યો હતો !'



હઝરત મૌલાના રૂમી(રહ.) ફરમાવે છે કે :

'જાહિલ અને નાદાનની મુહબ્બત એવા જ પ્રકારની હોય છે. બાઝ પક્ષીના માટે નખ (ન્હોર) અને પાંખો જ તો તેની ખૂબીઓ હતી જેના વડે તે શિકાર કરતું હતું પરંતુ નાદાન ડોસીએ એ ખૂબીઓને ખામીઓ સમજી લીધી અને બાઝ પક્ષીને એ ઝાલિમ ડોસીએ બિલ્કુલ બેકાર બનાવી દીધું !'



બાદશાહ એના શાહી બાઝ પક્ષીની તપાસ કરતો કરતો એક દિવસે પેલી ડોસીના ઘરે આવી પહોંચ્યો. તેણે અચાનક પોતાના શાહી બાઝ પક્ષીની આ હાલત જોઈ તો તેને રડવું આવી ગયું.

પેલું બાઝ પક્ષી પણ પોતાની પાંખોને બાદશાહના હાથ પર ઘસતું હતું અને જબાને હાલથી કહી રહયું હતું કે,

'મેં તમારાથી જુદાઈનો અંજામ જોઈ લીધો ! મારાથી ઘણી મોટી ભુલ થઈ ગઈ છે ! હે બાદશાહ ! મને શરમ આવે

છે ! હું તૌબા કરું છું અને તમને વચન આપું છું કે હવે હું તમને છોડીશ નહિં.'

*

હઝરત મૌલાના રૂમી(રહ.) ફરમાવે છે કે,

'આ દુનિયા પણ પેલી જાહિલ ડોસીના જેવી જ છે. જે શખ્સ આ દુનિયાની મોહ માયામાં સપડાય છે તે પણ એ જ પ્રમાણે નાદાન અને મહામૂર્ખ છે. જે શખ્સ કોઈ જાહિલની સાથે દોસ્તી કરે છે તેનો એ જ અંજામ આવે છે જે શાહી બાઝ પક્ષીનો અંજામ પેલી નાદાન ડોસીના હાથે આવ્યો !'

## નસીહતો

### ૧

હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના થાનવી (રહ.) ફરમાવે છે કે :

કેટલાક નાદાનો એ જ પ્રમાણે ખાદિમે ઈસ્લામ હોવાના દાવેદાર છે અને પોતાની જહાલત તેમજ નાદાનીથી ઈસ્લામને પોતાના મૂર્ખામી ભરેલાં દ્રષ્ટિબિંદુઓના તાબે કરીને એની હકીકી સૂરત (મૂળ સ્વરૂપ)ને બગાડી રહયા છે. બહુધા એ તે જ લોકો છે જેઓ પોતાના વ્યકિતગત વાંચનથી લેખકો બની બેઠાં છે અને કોઈ કામિલ ઉસ્તાદથી દીન શીખેલાં નથી ! એવા લોકોના પુસ્તકોના વાંચનથી બચવું જરૂરી છે.

'તિરમિઝી' શરીફમાં છે કે :

**'ઉન્ઝુરૂ અમ્મન તઅખુઝ દીનકુમ**
**વલ ઈસ્નાદુ મિનદ્દીનિ.'**

[જે શખ્સથી દીન શીખો, પ્રથમ તેના વિશે સમકાલીન કામિલીનનો અભિપ્રાય જાણી લો.]

અર્થાત જે લોટામાંથી પાણી પીવું છે તેની અંદર જોઈ લો કે પાણી સાફ અને સ્વચ્છ છે કે તેમાં કંઈ મિશ્રણ થયેલું છે કારણ કે લોટામાં હશે તે જ મોઢામાં આવશે. સહીહ દીન માટે સનદ (પ્રમાણ પત્ર) જરૂરી છે.



# બાઝ પક્ષી અને ઘુવડોની હિકાયત

એક વખતે એક બાદશાહનું બાઝ પક્ષી ઊડતું ઊડતું એક એવા વેરાન પ્રદેશમાં પહોંચી ગયું જયાં ઘણાં ઘુવડો રહેતા હતા.

બધાં ઘુવડોએ શોરબકોર અને કોલાહલ કરી મૂકયો. તેમણે આરોપ મૂકયો કે,

'આ બાઝપક્ષી આપણાં આ વેરાન પ્રદેશ પર કબ્જો કરવા ચાહે છે.'

બાઝપક્ષી આ બેવકૂફો અને મૂર્ખાઓની વાતોથી ઘણું ગભરાઈ ગયું.

તેણે કહ્યું કે,

'હું અહીં થોભનાર નથી. હું તો બાદશાહની તરફ પાછો જાઉં છું. આ વેરાન પ્રદેશ તમને જ મુબારક થાઓ. મારું સ્થાન તો બાદશાહના પંજા અને કાંડા પર છે.'

ઘુવડોએ કહ્યું કે,

'આ બાઝ પક્ષી બહાના અને છળ કપટ કરે છે. એ રીતે આપણને છેતરીને આપણો પ્રદેશ પચાવી પાડવા માંગે છે.'

ઘુવડોએ અંદરો અંદર ચર્ચા કરી કે,

'આ બાઝ પક્ષી આપણા ઘરો પર પોતાની છેતરપિંડીથી કબ્જો કરી લેશે અને ખુશામદ તથા ચાપલુસીથી આપણા આશિયાના-માળાં ઊખાડી ફેંકશે.'

બાઝ પક્ષીએ વિચાર્યું કે કયાંક આ નાદાન અને મૂરખ ઘુવડો મારા પર હુમલો કરી ન દે એટલે તેણે કહ્યું કે,

'જો તમારી શરારતથી મારી એક પાંખ પણ તૂટી ગઈ તો હું જે બાદશાહનો પાળેલો છું તે તમારા આ ઘુવડસ્થાનને જડ-મૂળ માંથી તબાહ કરાવી દેશે. શાહની ઈનાયત મારી હિફાઝત કરે છે અને હું ગમે ત્યાં ચાલ્યો જાઉં પરંતુ શાહની નિગાહે હિફાઝત

પણ મારી સાથે છે. શાહના દિલમાં પ્રત્યેક પળે મારો ખ્યાલ છે અને મારા ખ્યાલ વગર શાહનું દિલ બીમાર થઈ જાય છે. હું શાહી બાઝ છું. મારા પર તો હુમાપક્ષી પણ ઈર્ષ્યા કરે છે. તમે બેવકૂફ અકકલ વગરના ઘુવડો મારા રહસ્યને શું સમજી શકશો !'

## નસીહતો

કેટલીક વખત અવલિયા અલ્લાહ જેઓ શાહી બાઝ પક્ષી અને જાંબાઝે ઈલાહી સમાન છે તેઓ પણ દુનિયાદાર બેવકૂફો–અકકલવગરનાઓની નિગાહમાં એવી જ રીતે ઓળખવામાં આવે છે જેવી રીતે ઘુવડોએ શાહી બાઝ પક્ષી વિશે અનુમાનો અને તર્ક વિતર્કો કર્યા.

એ જ પ્રમાણે અલ્લાહવાળાઓને સતાવનારાઓ અને ત્રાસ આપનારાઓ પણ અનુમાનો કરે છે.

અલ્લાહવાળાઓની હિફાઝત પણ ઈનાયતે હક કરે છે અને તેઓ કોઈ સમયે પણ શાહે હકીકી (અલ્લાહ તઆલા)ની નિગાહે હિફાઝત તેમજ નિગાહે ઈનાયતથી દૂર નથી હોતા ભલેને ગમે ત્યાં હોય.

**'કમા કાલલ્લાહો તઆલા ફી શાનિ રસૂલિહી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ફઈન્ન–ક બિ અઅયુનિના.'**

## ભાવાર્થ

અલ્લાહ તઆલા ફરમાવે છે કે,
'હે મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !
આપ મારી આંખોની સામે છો.
અર્થાત કાફિરો આપનો વાળ પણ વાંકો કરી શકે એમ નથી કારણ કે આપ પ્રત્યેક પળે મારી નિગાહે હિફાઝતમાં છો.'





# મોર અને હકીમની હિકાયત

એક મોર પોતાના ખૂબસૂરત પીંછાંને પીખી પીખીને ફેંકી રહ્યો હતો ! એક હકીમ (વિદ્વાન) ત્યાંથી પસાર થતા હતા.

હકીમે પૂછ્યું કે :

'હે મોર ! આવા ખૂબસૂરત પીંછાંને પીખીને નાશુક્રી શા માટે કરે છે ?'

મોરે જવાબ આપ્યો :

'શું તું નથી જોતો કે ચોતરફથી સેંકડો બલાઓ અને મુસીબતો આ પીંછાઓને કારણે જ મારી તરફ આવે છે !

'હે શખ્સ ! અધિકતર ઝાલિમ શિકારી આ પીંછાંઓના માટે જ ચોતરફ જાળ બિછાવે છે. જયારે દિવસે હું આ આફતો બલાઓ અને ફિત્નાઓથી પોતાને સુરક્ષિત રાખવા માટે સમર્થ અને શક્તિમાન નથી તો એના કરતાં બેહતર છે કે હું મારા પીંછાંઓને દૂર કરી દઉં અને પોતાની સૂરતને મકરૂહ—અણગમતી બનાવી લઉં કે જેથી પહાડો અને મેદાનોમાં બેફિકર થઈને મુક્ત રીતે ફરી શકું !

'મારી દ્રષ્ટિએ જાન (જીવ)ની હિફાઝત–રક્ષા પીંછાંની હિફાઝતના કરતાં વધારે જરૂરી અને મહત્વની છે. જાન મેહફૂઝ–સુરક્ષિત રહેવો જોઈએ. જિસ્મની બદસૂરતીની જાનની તુલનામાં શી વિસાત !

**નસીહતો**

અલ્લાહવાળાઓ એટલા જ માટે પોતાને શુહરત અને ખ્યાતિથી દૂર રાખે છે.

હઝરત મૌલાના રૂમી (રહ.) એક જગાએ ફરમાવે છે કે,

'પોતાને બે નામો નિશાં અને આજિઝ તથા મિસ્કીન બનાવીને

રાખો કે જેથી શુહરત અને ખ્યાતિથી બચો. કારણ કે શુહરત અને ખ્યાતિથી સુખ–શાંતિમય એકાંત છિનવાય જાય છે તેમજ તેની સાથે બીજી અનેક મુસીબતો અને બલાઓ પણ આવે છે.'

અલબત્ત જો ખુદ હક તઆલા કોઈ કામિલ બુઝુર્ગને મશહૂર ફરમાવી દે, વિખ્યાત કરી દે તો પછી અલ્લાહની જ હિફાઝત પણ તેને સતત પોતાની છાયામાં રાખે છે. અયોગ્ય શુહરત–ખ્યાતિ તે છે જે પોતે પ્રયત્ન કરીને મેળવવામાં આવે છે.

હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ સાહબ મુહાજિરે મકકી (રહ.) ફરમાવે છે કે :

મૈં તો નામો નિશાં મિટા બયઠા,
મેરા શુહરહ ઊડા દિયા કિસને ? !

❋

ટૂંકમાં શકય હોય ત્યાં સુધી ખૂબ જ સાદાઈ અને પોતાને મિટાવીને રાખવામાં જ આફિયત છે. જેવી રીતે આપણા બુઝુર્ગોએ પોતાને બિલકુલ સાદા અને મિટાવીને રાખ્યા હતા.

મેં મારા શયખ હઝરત (મૌલાના શાહ અબ્દુલગની સાહબ) ફૂલપુરી (રહ.)થી સાંભળ્યું છે કે,

એક વખતે હઝરત મૌલાના મુહમ્મદ કાસિમ સાહબ (રહ.) (દારુલ ઉલૂમ) દેવબંદના સ્થાપક, લુંગી બાંધીને સાદા લિબાસમાં કયાંકથી પસાર થતા હતા. એક શખ્સે મવલાનાની લિબાસની સાદગીથી તેમને વણકર સમજીને પૂછયું કે,

'બજારમાં આજે સુતરનો શું ભાવ છે ?'

મવલાનાએ જવાબ આપ્યો કે,

'મારે આજે બજાર જવાનું થયું નથી.'

આપે એમ નહીં ફરમાવ્યું કે,

'શું હું વણકર છું ?'

કારણ કે એમાં વણકર જાતિ તરફ તિરસ્કાર પ્રગટ થાય છે.

ઈઝઝતનો મેઅયાર (માપદંડ) અલ્લાહની નજીક માત્ર તકવો (પરહેઝગારી) છે.

# ૪૨ હઝરત અનસ બિન માલિક (રદિ.)ની હિકાયત

એક વખતે હઝરત અનસ બિન માલિક (રદિ.)ને ત્યાં કેટલાક મહેમાનો આવ્યા. ભોજન બાદ દસ્તરખ્વાન પર પીળાં ડાઘ પડી ગયા. દસ્તરખ્વાનમાં શોર્બહ (સેરવો) લાગવાના કારણે તેની સફાઈના માટે હઝરત અનસ બિન માલિક (રદિ.)એ ખાદિમાને હુકમ આપ્યો કે,

'એને સળગતી ભઠ્ઠીમાં નાંખી દો !'

ખાદિમાએ હુકમ પ્રમાણે એવું જ કર્યું. તમામ મહેમાનોને નવાઈ લાગી અને દસ્તરખ્વાન સળગી જવાની અને તેમાંથી ધૂમાડો નીકળવાની રાહ જોવા લાગ્યા. પરંતુ દસ્તરખ્વાન જયારે ભઠ્ઠીમાંથી બહાર કાઢવામાં આવ્યું ત્યારે બિલકુલ સુરક્ષિત હતું અને સાફ–સ્વચ્છ થઈ ગયું હતું !

મહેમાનોએ પૂછયું કે,

'હે સહાબી (રદિ.) ! આ દસ્તરખ્વાન આગમાં સળગી કેમ ન ગયું અને સળગવાના બદલે સાફ–સ્વચ્છ કેમ થઈ ગયું ?!'

હઝરત અનસ બિન માલિક (રદિ.)એ ફરમાવ્યું કે,

'એનું કારણ એ છે કે, મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે આ દસ્તરખ્વાનથી અનેક વખત પોતાના પવિત્ર હાથો અને મુબારક હોઠો સાફ કરેલાં છે !'



આ પ્રસંગ ટાંકીને હઝરત મૌલાના રૂમી (રહ.) નસીહત ફરમાવે છે કે :

અય દિલે તર્સન્દહ અઝ નારો અઝાબ,
બા ચુનાં દસ્તો લબે કુન ઈકિતરાબ.
ચું જમાદેરા ચુની તશરીફ દાદ,
જાને આશિકરા ચહા ખ્વાહદ કુશાદ.

## ભાવાર્થ

હે શખ્સ ! જો તારું દિલ જહન્નમની આગ અને અઝાબથી ભયભીત હોય તો, તારે એવા મુબારક હાથો અને હોંઠોથી નીકટ થઈ જવું જોઈએ. એનો તરીકો માત્ર ઈત્તિબાએ સુન્નત છે.

જયારે નિર્જીવ, જડ પદાર્થ (દસ્તરખ્વાન)ને મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના મુબારક હોંઠોએ શરાફત અતા ફરમાવી તો પોતાના આશિક આત્માઓ જીવોને તો ન જાણે કંઈ કેટલું અતા ફરમાવ્યું હશે !

## નસીહતો

જો દસ્તરખ્વાનને હિસ્સી કુર્બ (સ્પર્શિય સમીપતા)ના કારણે આ શર્ફ (બહુમાન) અર્પણ થયું તો ઈત્તિબાએ સુન્નત (સુન્નતનું અનુસરણ અને પાલન) કે જે કુર્બે મઅનવી અને કુર્બે હકીકી છે તેનાથી તો ન જાણે કેટલાયે ઈનામો બંને જહાનમાં અર્પણ થતાં હશે !

અલ્લાહ તઆલા આપણને સૌને ઈત્તિબાએ સુન્નતની તૌફીક નસીબ ફરમાવી દે અને એ અઝીમ–મહાન નેઅમત મેળવવાનું આકર્ષણ પેદા ફરમાવી દે ! આમીન !





# ૪૩ હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતકાળના એક ચોરની હિકાયત

હઝરત ઉમર (રદિ.)ના ખિલાફતકાળમાં એક ચોરને જલ્લાદોના હવાલે કરવામાં આવ્યો.

તેણે કાકલૂદી અને કાલાવાલા કરતાં કહયું કે,

'મને માફ કરો ! આ મારો પહેલો જ ગુનો છે. હવે ભવિષ્યમાં ન કરીશ.'

હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે,

'માશાઅલ્લાહ ! અલ્લાહ તઆલા (પણ) પહેલી ખતા પર કહેર (કોપ) નાઝિલ નથી ફરમાવતા. મોટા ભાગના પ્રસંગોએ પોતાનો ફઝલ–કૃપા દર્શાવવા માટે બંદાઓના અપરાધોને છુપાવે છે. પરંતુ જયારે કોઈ બંદો હદ વટાવી જાય છે, મર્યાદા ઓળંગી જાય છે, ત્યારે પોતાનો અદલ–ન્યાય દર્શાવવા માટે તેને બલા અને રુસ્વાઈમાં ગિરફતાર કરે છે, કે જેથી હક તઆલાની બંને સિફતો જાહેર થઈ જાય ! એક સિફત (ફઝલ) બશારત–ખૂશખબર આપનારી બને તથા બીજી સિફત (અદલ–ન્યાય) ડરાવનારી બને છે.'

## નસીહતો

આ હિકાયતથી સાલિકોના માટે મોટો બોધપાઠ મળે છે કે, (કેટલાક સાલિકો) બદનિગાહી અને એજ પ્રકારના ઘણાં ગુનાહોમાં લાંબો સમય ડૂબેલાં રહે છે છતાં હિમ્મત અને સુધારાની ફિકર-ચિંતાથી ગાફિલ છે ! વળી લોકોમાં સૂફી પણ ગણાય છે !

પરંતુ હક તઆલાની એક સિફત સત્તારિય્યત (ગુનાહોને છૂપાવવા)થી સંતોષિત થવું અને બીજી સિફત કહહારિય્યત

(કહેર ઊતારવું)થી બેખૌફ–નચિંત થવું સખત નાદાની છે !

અલ્લાહ તઆલાના ફઝલની જે સિફત છે તે આપણને ઈસ્લાહ અને સાચી તવબાનો મોકો પૂરો પાડે છે. જો એ નેઅમતથી આપણે ફાયદો ન ઉઠાવીશું તો અદલની સિફત આપણને બલા અને ઝિલ્લતમાં ગિરફતાર કરી દેશે !

એટલે બીજી સિફત જાહેર તો ન થઈ જાય તે માટે હરેક પળે ભયભિત અને ડરતાં રહેવું જોઈએ, તેમજ ઈસ્તિગફાર અને રુદન તથા અશ્રુવહન સાથે ગુનાહોને છોડવાની સખત ફિકર–ચિંતા કરવી જોઈએ અને પોતાના મુસ્લિહ (સુધારક અર્થાત પીરો મુરશિદ)ની સાથે સતત સંપર્કમાં રહેવું જોઈએ. નહિતર ગુનાહોની સાથે કરેલાં ઝિક્ર અને વઝીફાઓનો સંપૂર્ણ ફાયદો ન થશે. એવો સાલિક હંમેશાં અધૂરો રહેશે અને કુર્બે ઈલાહીની મંઝિલથી હંમેશા દૂર રહેશે કારણ કે ગુનાહોમાં સતત ડૂબેલાં રહેવું અને કુર્બે ઈલાહી બંને વિરોધી બાબતો છે.

**વિલાયતની શર્ત તકવો (પરહેઝગારી)છે,**
**ન કે અઝકાર અને વઝાઈફની વિપુલતા !**

અલબત્ત, અઝકાર વગેરે તકવો મેળવવા માટે સહાયક જરૂર છે.

અલ્લાહ તઆલા આપણને સૌને તકવો મેળવવાની અને ગુનાહોથી દૂર રહેવાની તૌફીક તથા કાળજી અતા ફરમાવે તેમજ ગુનાહોથી બીમારીઓના ઈલાજની ફિકર–ચિંતા નસીબ ફરમાવે અને એ મકસદો–હેતુઓની સિધ્ધી માટે કોઈ અલ્લાહવાળાથી રુજૂઅ થવાની, તેમની ખિદમતમાં હાજર થવાની તૌફીક બખ્શે. આમીન !



# ૪૪ હઝરત મૂસા(અલે.) અને મરીઝની ઈયાદતની હિકાયત

હઝરત મૂસા (અલૈ.) પર હક તઆલાના તરફથી વહી આવી કે,

'હે મૂસા ! તમે મારી બીમારીમાં મારી ઈયાદત ન કરી ?!'

હઝરત મૂસા (અલૈ.)મેં અરજ કરી કે,

'હે પરવરદિગાર ! આપ નુકસાન અને બીમારીથી પાક છો એટલે આપના આ ઈર્શાદમાં શું રહસ્ય છે તે જાહેર ફરમાવી દો !'

ગયબથી અવાજ આવ્યો,

'હે મૂસા ! મારો એક ખાસ બંદો જે મારો પસંદગી પાત્ર છે તે બીમાર છે એટલે તમે તેને કૃપાદૃષ્ટિથી જુઓ અને ખબર અંતર પૂછો. મારા એ મુકર્રબ બંદાની માઝૂરી મારી માઝૂરી છે અને તેની બીમારી મારી બીમારી છે.'

'તમારું તેની ઈયાદતના માટે જવું તમારા જ લાભમાં છે. તેનો ફાયદો, સવાબ, કુર્બ અને તે બીમાર માટેની ખાસ દુઆનું ફળ પરાવર્તન પામીને તમને જ પાછું મળશે.'

'અને જો કોઈ બીમાર દુશ્મન પણ હોય છતાંય તેની ઈયાદત બેહતર છે કારણ કે એહસાનથી દુશ્મન પણ ઘણી વખત દોસ્ત થઈ જાય છે.'

'અને જો આ અમલથી દોસ્ત ન પણ થશે તો ઓછામાં ઓછું તેની અદાવત અને કીના–કપટમાં કમી થઈ જશે એટલા માટે કે એહસાન કીનારૂપી ઝખમના માટે મલમ સમાન હોય છે. ઉપરાંત એહસાન અને ઉપકાર કરવામાં બીજા પણ અનેક ફાયદાઓ સમાયેલા છે.



## નસીહતો

૧

અલ્લાહ તઆલાને પોતાના ખાસ બંદાઓથી કેટલો સંબંધ છે કે તેઓની બીમારીને પોતાની બીમારી ફરમાવી. એનાથી તેઓની મેહબૂબિય્યતનો મકામ જાણવા મળે છે.

એ જ હકીકતને હઝરત મવલાના રૂમી (રહ.)એ બીજી જગાએ આ રીતે દર્શાવી છે :

**હર કે ખ્વાહદ હમનશીની બા ખુદા,**
**ઊ નશીનદ બા હુઝૂરે અવલિયા.**

જે શખ્સ અલ્લાહની સાથે હમનશીનીનો તાલિબ હોય તેને જોઈએ કે તે અવલિયાની મજલિસમાં બેસતો રહે તથા તેઓની મુહબ્બત અને ખિદમતને મુહબ્બતે હક તેમજ ખિદમતે હકનો વાસ્તો (ઝરિયો) સમજે.

**ખિદમતે ઊ ખિદમતે હક કર્દન અસ્ત.**

પરંતુ વાસ્તા (ઝરિયા)નું બંધન જરૂર ધ્યાનમાં રાખે કે જેથી એતિકાદ સલામત રહે.

૨

જો દુશ્મન પણ હોય તો તેની ઈયાદત કરવાથી તેને દોસ્ત બનાવી દેશે.

૩

અને જો દોસ્ત ન બની શકશે તો તેનો કીનો—કપટ તો જરૂર ઓછો થઈ જશે.

## નોંધ

પરંતુ જેના સાથે અલ્લાહના માટે સંબંધો ત્યાગવાનો હેતુ હોય, તે શખ્સ તવબાની જાહેરાત ન કરે ત્યાં સુધી તેનાથી દૂર જ રહે અને કોઈ આલિમ મુત્તકીથી એ મસ્અલાને સમજી લે.




# અમૃતફળ આપતા ઝાડની હિકાયત

એક જ્ઞાની પુરુષે કસોટી કરવાના હેતુથી કોઈને કહયું કે,

'હિન્દુસ્તાનમાં એક ઝાડ એવું છે કે જે શખ્સ તેના ફળ ખાય લે છે તે અમર થઈ જાય છે, તે કદી મરતો નથી.'

આ વાત બાદશાહના સાંભળવામાં આવી. બાદશાહ એ અમૃતફળ આપતા ઝાડને મેળવવા માટે આશિક અને દીવાનો થઈ ગયો. તરતજ તેણે તેના એક અધિકારીને તે ઝાડની શોધ કરવા માટે હિન્દુસ્તાન મોકલ્યો.

પેલો અધિકારી કંઈ કેટલાયે વરસો સુધી હિન્દુસ્તાનની ધરતીને ખૂંદી વળ્યો પરંતુ કયાંય એવું ઝાડ ન મળ્યું. જયારે પણ તે હિન્દુસ્તાનના લોકોને એ ઝાડ વિશે પૂછપરછ કરતો ત્યારે લોકો તેને જવાબ આપતા કે,

'એ ઝાડને તો માત્ર પાગલ અને ગાંડાઓ તલાશ કરે છે !'

લોકો તેની મઝાક મશ્કરી કરતાં.

વિદેશની ધરતી પર વરસો સુધી સતત પ્રવાસ કરવાના પરિશ્રમ અને થાકના કારણે તેણે નિરાશ અને નાઉમ્મીદ થઈને પોતાના વતન પાછાં ફરવાનો ઈરાદો કર્યો.

પાછાં જતી વખતે તેને રસ્તામાં એક શયખ મળ્યા. તેઓ કુત્બે વકત અને સાહબે કરમ બુઝુર્ગ હતા. પેલા અધિકારીએ ખૂબ રડતાં રડતાં અરજ કરી કે,

'હે શયખ ! આ રહેમ અને કૃપાનો કાળ છે. હું નિરાશ અને ના ઉમ્મીદ થઈ ગયો છું. વરસોના રઝળાટ છતાં મારો મકસદ પૂરો થયો નથી. આપ મારી સહાય અને મદદ ફરમાવો !'

શયખે પૂછયું કે,

'બતાવો, તમે શા માટે નિરાશ થઈ ગયા છો ? તમારો મકસદ શું છે. ?'

તેણે જવાબ આપ્યો કે,

'મારા બાદશાહને એ વાત જાણવા મળી કે હિન્દુસ્તાનમાં એક એવું ઝાડ છે કે તેના ફળ જે વ્યક્તિ ખાય લે તે અમર થઈ જાય છે. બાદશાહે મને એ ઝાડની તલાશ કરવા માટે હિન્દુસ્તાન મોકલ્યો હતો. હું અહીં કેટલાયે વરસોથી એ ઝાડની તલાશ કરવા માટે પાગલની જેમ ભટકું છું પરંતુ એ ઝાડ મને મળ્યું નથી. લોકો મને ગાંડો સમજે છે અને મારી મઝાક ઉડાવે છે ! હવે હું બિલકુલ ભાંગી પડયો છું અને નિરાશ થઈ ગયો છું.

આપ હવે કંઈક રસ્તો બતાવો તો કામ બને.'

તેની વાત સાંભળીને શયખ મુસ્કુરાયા.

તેમણે તેને ફરમાવ્યું કે,

'હે ભાઈ ! તું જે ઝાડ શોધે છે તે માત્ર ઈલ્મરૂપી ઝાડ છે. ઈલ્મ એક એવી નેઅમત છે કે ઈન્સાન તેનાથી અમર જિંદગી મેળવે છે. અને ઈલ્મ વગરનો આદમી મુર્દા સમાન છે.'

'તું એ અમૃતફળ આપતા ઝાડની સાચી હકીકત સમજયો નહીં એટલે તેને જાહેરી સ્વરૂપમાં શોધતો રહ્યો અને આખરે થાકીને નિરાશ થઈ ગયો.'

જો અમરત્વ મેળવવાની ઈચ્છા હોય તો ઈલ્મ હાસિલ કરો !

## નસીહતો

૧

પેલા જ્ઞાની પુરુષે કસોટી કરવા માટે ઈલ્મને ઝાડની ઉપમાં આપી.

૨

ઈલ્મ એ અર્થ અને ભાવાર્થ છે. અને અર્થ તથા ભાવાર્થનું સ્વતંત્ર અસ્તિત્વ નથી. તેના અસ્તિત્વ માટે કોઈક અવલંબનની જરૂર હોય છે. એટલે ઈલ્મને આલિમોથી જ મેળવી શકાય છે અને આલિમો જ એના ઝાડો છે.

૩

ઈલ્મથી મુરાદ માત્ર તે જ ઈલ્મ છે જે બંદાને અલ્લાહ સુધી પહોંચાડી દે. જે ઈલ્મના મારફતે આજિવિકા અને નોકરીઓ મળે છે તેને વિદ્યા, કળા અને હુન્નર કહે છે.

ઈલ્મ પોતાના સાચા ભાવાર્થની દ્દષ્ટિએ માત્ર દીનનો ઈલ્મ છે જેના મારફતે બંદો પોતાના માલિકને રાજી કરીને બંને જહાનની ઈજ્જતવાળી જિંદગી મેળવી શકે છે. અને જેના વગર આદમી જીવતો હોવા છતાં મરેલા સમાન હોય છે.

એ જ ભાવાર્થને દ્દષ્ટિ સમક્ષ રાખીને ઈલ્મને આબે હયાત–અમૃતજળની ઉપમા આપવામાં આવી છે.

**'બે ઈલ્મ ન તવાન ખુદારા શનાખ્ત'**

ઈલ્મ વગર આદમી અલ્લાહને ઓળખી શકતો નથી.



અલ્લાહ તઆલા ઈલ્મે સહીહ (ઈલ્મે દીન) આપણને બધાંને અતા ફરમાવે અને અમલની તવફીક બખ્શે. આમીન !



# ૪૬ ઈઝરાઈલ (અલે.)એ એક શખ્સને મીટ માંડીને જોવાની હિકાયત

એક સાદો ભોળો આદમી હઝરત સુલયમાન (અલૈહિસ્સલામ)ની ખિદમતમાં હાજર થયો. તેનો ચહેરો ભયના કારણે પીળો પડી ગયો હતો.

હઝરત સુલયમાન (અલૈહિસ્સલામ)એ પૂછયું કે,

'કેમ ગભરાયેલા લાગો છો ?'

તેણે અરજ કરી કે,

'મને હઝરત ઈઝરાઈલ (અલૈહિસ્સલામ)એ ગુસ્સાભરેલી નજરે જોયો છે એટલે મને બેહદ ભયવ્યાપી ગયો છે.'

'તો તમે શું ચાહો છો ?'

હઝરત સુલયમાન (અલૈહિસ્સલામ)એ પૂછયું.

તેણે કહયું કે,

'મને અહીંથી હિન્દુસ્તાન પહોંચાડી દો !'

હઝરત સુલયમાન (અલૈહિસ્સલામ)એ હવાને હુકમ આપ્યો કે તેને હિન્દુસ્તાનમાં જયાં જવા ચાહતો હોય ત્યાં પહોંચાડી દે !'



બીજા દિવસે ઈઝરાઈલ (અલૈહિસ્સલામ)થી મુલાકાત વખતે હઝરત સુલયમાન (અલૈહિસ્સલામ)એ પૂછયું કે,

'આપે એક મુસલમાનને આ રીતે મીટ માંડીને, ઘૂરીને શા માટે જોયો જેના કારણે તે ભયભીત થઈ ગયો ? શું તમારો ઈરાદો તેની રૂહ કબ્ઝ કરવાનો હતો ? શું તમારો ઈરાદો તે બિચારાને અહીં વિદેશમાં અનાથ અને લાવારિશ કરવાનો હતો ?'

ઈઝરાઈલ (અલૈહિસ્સલામ)એ જવાબ આપ્યો કે,

'મેં તેને નવાઈભરેલી નજરે જોયો હતો કારણ કે તેની રૂહ કબ્ઝ કરવાનો હુકમ મને હિન્દુસ્તાનમાં હતો. અલ્લાહ

તઆલાએ હુકમ ફરમાવ્યો હતો કે ગઈકાલે હું તેની જાન હિન્દુસ્તાનમાં કબ્જા કરી લઉં ! પરંતુ મેં તેને અહીં જોયો તો હું નવાઈ પામ્યો અને ફિકર તથા ચિંતામાં ડૂબી ગયો કે હું એની રૂહ હિન્દુસ્તાનમાં કેવી રીતે કબ્જા કરું ? પરંતુ જયારે હુકમે ઈલાહી પ્રમાણે હું હિન્દુસ્તાન પહોંચ્યો ત્યારે મેં તેને ત્યાં જોયો અને તેની રૂહ મેં કબ્જા કરી લીધી !'



હઝરત મૌલાના રૂમી (રહ.) વાચકને સંબોધીને ફરમાવે છે કે,
'હે વાચક !
તું આ જહાનના તમામ કારનામાઓને એના પર જ કિયાસ કરી લે ! અને આંખો ખોલીને જોઈ લે !
આપણે કોનાથી ભાગીએ છીએ ?
હક તઆલાથી ?!
અરે ! એ ખ્યાલ અસંભવિત છે.
આપણે કોનાથી સરકશી કરી રહયા છીએ ?
હક તઆલાથી ?!
અરે ! એ વબાલ જ વબાલ છે !'



## નસીહતો

### ૧

આ હિકાયતથી આ વાત જાણવા મળી કે, પ્રત્યેક પળે અલ્લાહ તઆલાથી સંબંધ જોડેલો રાખો અર્થાત હુકૂકુલ્લાહ અને હુકૂકુલ ઈબાદના તમામ ફરાઈઝ અને વાજિબાત અદા કરીને જ ચેનથી બેસો કે ન જાણે કયાં અને કયારે આપણને હિસાબના માટે દુનિયામાંથી (આખિરતમાં) બોલાવી લેવામાં આવે !



રહકે દુન્યામેં બશરકો
નહીં ઝયબા ગફલત,
મવતકા ધ્યાન ભી લાઝિમ
હય કે હર આન રહે,
જો બશર આતા હય દુન્યામેં
યહ કહતી હય કઝા,
મંય ભી પીછે ચલી આતી હૂં
ઝરા ધ્યાન રહે !



# ૪૭ નદી કિનારે એક તરસ્યાની યુક્તિની હિકાયત

એક નદી કિનારે એક તરસ્યો માણસ બેઠો હતો. નદીના કિનારા પર એક દીવાલ વચમાં આડ રૂપ હતી. તરસ્યો માણસ દીવાલની ઉપર ચઢી ગયો પરંતુ દીવાલ પાણીની સપાટી કરતાં ઘણી ઊંચી હતી એટલે તેના હાથ પાણી સુધી પહોંચતા ન હતા.

પાણીની તિવ્ર તરસના કારણે પેલો માણસ આકૂળ વ્યાકૂળ થઈ રહયો હતો. તેણે દીવાલની એક ઈંટ ઉખેડી નાખી અને જોરથી પાણીમાં ફેંકી. પાણીમાં ઈંટ પડવાના કારણે તેમાં ધબાકો થયો. એ અવાજ સાંભળીને પેલા તરસ્યા માનવીને ખૂબ આનંદ અને સંતોષ થયો.

તેણે વળી પાછી બીજી ઈંટ ઉખેડીને પાણીમાં નાંખી. વળી પાછો ધબાકો થયો. વળી પાછી તેને મજા પડી. તેણે વારંવાર ઈંટ ઉખેડીને નદીના પાણીમાં ફેંકવા માંડી.

પાણીએ તેને કહ્યું,

'તમે મને ઈંટ વડે શા માટે મારો છો ? એમાં તમારો શું ફાયદો છે ?'

તરસ્યાએ કહ્યું,

'એમાં બે ફાયદા છે :

પ્રથમ ફાયદો તો ધબાકાનો અવાજ છે. મારા જેવા તરસ્યાને એમાં વાજિંત્રની મધુર સૂરાવલીઓ સંભળાતી હોય એવું લાગે છે. બીજો ફાયદો એ છે કે, જેમ જેમ ઈંટો નીકળતી જાય છે, તેમ તેમ દીવાલ નીચી થતી જાય છે ! અને દીવાલ જેમ જેમ નીચી થતી જાય છે, તેમ તેમ હું પાણીથી વધારેને વધારે નજીક થતો જાઉં છું ! આમ દીવાલથી જુદાઈ પાણીથી મુલાકાતનો ઝરિયો છે.'



## નસીહતો

### ૧

હઝરત મૂસા અલયહિસ્સલામે અલ્લાહ તઆલાથી અરજ કરી કે,
'હે અલ્લાહ !
આપથી મુલાકાતનો ઝરિયો શું છે ? '
ઈર્શાદ થયો કે :
**'દઅ નફસ-ક વ તઆલ.'**
નફસને છોડો અને મારી પાસે આવો !



આ હિકાયતથી સાલિકોના માટે આ સબક મળે છે કે સાલિક અને તાલિબ અલ્લાહની તિવ્ર પ્યાસમાં વ્યાકૂળ હોય છે પરંતુ નફસ ઊંચી દીવાલની જેમ સામે આડ બને છે. નફસની સામે કુર્બે હક (અલ્લાહની સમીપતા)ની નદી છે.

જે તાલિબ નફસને મિટાવવાનું શરૂ કરશે. અર્થાત શરીઅતના ખિલાફ ઈંટ સમાન ખ્વાહિશોની નફસરૂપી દીવાલમાંથી, એક એક ખ્વાહિશને ઉખેડીને, અલ્લાહની પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે, સમીપતાની નદીમાં એક પછી એક ફેંકવાનું શરૂ કરશે તો તેને બે ફાયદાઓ થશે :

**પહેલો ફાયદો :**

પહેલો ફાયદો એ થશે કે દરેક બૂરી ખ્વાહિશ પર અમલ ન કરવાથી અને તેને મર્ઝીએ હકમાં ફના કરી દેવાથી કુર્બે ઈલાહી-અલ્લાહની સમીપતાની નદીમાંથી કુર્બનો-સમીપતાનો એહસાસ આપવામાં આવશે.

**બીજો ફાયદો :**

બીજો ફાયદો એ થશે કે નફસની દીવાલ જેમ જેમ નીચી થતી જશે તેમ તેમ કુર્બે હકની નદીથી સાલિક નજીક થતો જશે. અહીં સુધી કે ફનાઈય્યતે તામ્મહ-પરિપૂર્ણ ફનાઈય્યત એક દિવસે પરિપૂર્ણ કુર્બનો સબબ બનશે.

## ૨

'ફનાઈય્યતે તામ્મહ'–પરિપૂર્ણ ફનાઈય્યતથી મુરાદ એ છેકે, પોતાની તમામ ખ્વાહિશાતને અલ્લાહ તઆલાની મર્ઝીયાતના તાબે કરી દે.

જે દિવસે આ મકામ મુજાહદાઓ અને કોઈ અલ્લાહવાળાની ગુલામીના સદકામાં અર્પણ થશે તે દિવસે કેવી અદભુત પવિત્ર જિંદગી અર્પણ થશે તેનો કંઈક ખ્યાલ ખ્વાજા સાહબ મજઝૂબ (રહ.)ના કલામથી કરી લેવામાં આવે.



મૈં રહતા હૂં જન્નતમેં દિન રાત ગોયા,
મેરે બાગે દિલમેં વોહ ગુલકારિયાં હય.
હરદમ હય એક બારિશે અનવાર કલ્બ પર,
હર વકત હય તસવ્વુરે જાનાનહ આજ કલ.
જાઝબ હઝાર હુસ્ન હો ઉઠતી નહી નઝર,
મજઝૂબ હર હસીનસે હય બેગાનહ આજ કલ.
હટતા નહી ખ્યાલ કિસી દમ હબીબકા,
વોહ મસ્ત હૂં મંય નગમએ ઈન્ની કરીબકા.
મજઝૂબે ખસ્તહ હાલ સમઝતેં હય સબ જિસે,
કયા જાને હાલે ખૂશ કોઈ ઈસ ખૂશ નસીબકા.
અબ ઔર હી કુછ હય મેરે દિન રાત કા આલમ,
હર વકત હય એક ઉનસે મુનાજાતકા આલમ.
અબ દિલમેં શબો રોઝ જો હય ઉનકા તસવ્વુર,
ફુરકતમેં ભી રહતા હય મુલાકાતકા આલમ.





# 'કાલે કરીશ' કહીને કામને ભવિષ્ય પર ટાળતા રહેવાનું પરિણામ દર્શાવતી હિકાયત

એક શખ્સે એક કાંટાદાર ઝાડ લોકોની આવજાના રસ્તામાં રોપ્યું. દિન–પ્રતિ–દિન જેમ જેમ એ ઝાડ વિકસીને વિશાળ થવા લાગ્યું તેમ તેમ લોકોના પગો એના કાંટાઓથી ઝખ્મી થઈને લોહીલુહાણ થવા લાગ્યા.

લોકોએ તેને ફરિયાદ કરી પરંતુ તેના પર કંઈ અસર ન થઈ. લોકોને તે જૂઠો વાયદો કરતો કે, ' આવતી કાલે એને ઉખાડી નાંખીશ.'

તેના આ દુષ્ટ કાર્યની જાણ બાદશાહને થઈ. બાદશાહે પણ તેને હુકમ કર્યો કે એને ઉખાડી નાંખે પરંતુ તે ઝાલિમ એ જ કહેતો રહયો કે,

'આવતી કાલે ઉખાડી નાંખીશ.'

આ રીતે ઝાડને ઉખાડવાના કામને ભવિષ્ય પર ટાળતા રહેવાનું પરિણામ એ આવ્યું કે પેલું ઝાડ મજબૂત થઈ ગયું અને તેના મૂળો જમીનમાં એટલાં ઊંડા ઊતરી ગયા કે હવે તેને ઉખાડવું મુશ્કેલ થઈ ગયું અને તે ઝાલિમના માટે એ કામ અશકય થઈ ગયું.



(હઝરત) મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે, આપણી બૂરી આદતો અને દુર્ગુણો પણ એવા જ છે. તેની સુધારણા અને ઈસ્લાહ કરવામાં જેટલું મોડું કરવામાં આવે તેટલાં તેના મૂળો મજબૂત થતાં જશે. બે વિરોધી ક્રિયાઓ થશે :

ઝાડ વિકસતું અને મજબૂત થતું જશે જયારે
એનો ઉખાડનારો વૃધ્ધ અને કમજોર થતો જશે !

હે શખ્સ ! અનેક વખત તને પોતાના બૂરા કામોનો પસ્તાવો થયો છે. અનેક વખત તું પોતાની બૂરી આદતોથી બરબાદ થયો છે. છતાં તું સુધરતો કેમ નથી? શું તું લાગણી શૂન્ય થઈ ગયો છે? તારી લાગણીઓને લકવો થઈ ગયો છે?

હે લાગણી શૂન્ય આળસુ ! ઊઠ અને પોતાની પુરાની આદતોની ઈસ્લાહના માટે કુહાડો ઉપાડ અને બહાદુરોની જેમ આક્રમણ કરીને હઝરત અલી (રદિ.)ની જેમ આ ખયબરના દરવાજાને ઉખાડી નાંખ !

## નસીહતો

**૧**

આ હિકાયતનો ભાવાર્થ એ છે કે સાલિકે અને હકના તાલિબે પોતાની કોઈ બૂરી આદત અને ગુનાહની આદતની સુધારણામાં વિલંબ કરવો ન જોઈએ અર્થાત એમ કહેવું ન જોઈએ કે,

‘આવતી કાલે કરીશ.’

કારણ કે જયારે કાલ આવશે ત્યારે ફરી પાછો એ જ કહેશે કે,

‘આવતી કાલે કરીશ.’

શયતાન આ પ્રકારે તેની ‘આવતી કાલ’ને મોત સુધી ખેંચી લઈ જશે. અને ઈસ્લાહ તેમજ સુધારણા વગર ઝલીલ અને ખ્વાર કબરમાં ધકેલીને ખૂશી મનાવશે.

**૨**

જેવી રીતે હઝરત અલી(રદિ.)એ હિંમત અને બહાદુરીથી ખયબરના દરવાજાને ઉખાડીને ફેંકી દીધો હતો અને હઝરત અલી (રદિ.)ને હિંમતનો ફયઝ બારગાહે રિસાલતથી અતા થયો હતો. તેવી રીતે તું પણ બારગાહે રિસાલતના ગુલામોથી (અલ્લાહવાળાઓથી) રિશ્તો જોડી દે અને તેઓની સુહબતથી આ ફયઝે મર્દાનહ હાસિલ કરી લે.

**૩**

હઝરત અકદસ હકીમુલ ઉમ્મત મૌલાના થાનવી(રહ.)ફરમાવે છે કે,

‘હજુ આજે પણ કોઈ ખુરશી (પદ) ખાલી નથી.

‘કુતુબ’, ‘ગવસ’ અને ‘અબ્દાલો’ની તમામ ખુરશીઓ (આજે પણ) ભરેલી છે !’

(અર્થાત આજે પણ અલ્લાહવાળાઓ દુનિયામાં મૌજૂદ છે પરંતુ તમે ઓળખી શકતા નથી અને તેમને તુચ્છ સમજો છો.)

એ જ અવલિયાએ કિરામ જેઓ આજે તમારી સમક્ષ પોતાની જિંદગીમાં તુચ્છ, ખસ્તહ હાલ અને બેકદર માલૂમ પડે છે, તે જ અવલિયાએ કિરામ એક સદી પસાર થવા પછી ઈતિહાસમાં

હઝરત જુનયદ બગદાદી (રહ.),
હઝરત મૌલાના રૂમી (રહ.),
હઝરત ફરિદુદ્દીન અત્તાર (રહ.),
હઝરત અલઉદ્દીન અત્તાર (રહ.),
હઝરત અબૂ બક્ર શિબ્લી (રહ.)... વગેરે
જેવા ઉચ્ચ કક્ષાના જણાશે !



આ વિચાર મૂર્ખાઈ ભરેલો છે કે,

'હવે પહેલાં જેવાં બુઝુર્ગો કયાં મળે છે ?'

આ શયતાની ખયાલ છે. એના વડે શયતાન એ બુઝુર્ગોની સુહબતથી અને ફયઝથી લોકોને મેહરૂમ રાખવા ચાહે છે.

શું શારીરિક બીમારીઓના સંબંધમાં કોઈ એવું કહીને ઈલાજ કરવાથી વંચિત રહે છે કે,

અરે ! હવે,
જાલીનૂસ (Galen),
સુકરાત (Socrates) અને
અફલાતુન (Aristotle)
જેવા હકીમો, વૈદો અને ડોકટરો કયાં છે ?
બલ્કે એવું વિચારવાના બદલે આજે જે કોઈ ડોકટરો હોય તેની પાસે ઈલાજ કરાવે છે.

એ જ પ્રમાણે રૂહાની અને કલ્બી (દિલની) બીમારીઓની ઈસ્લાહ માટે વર્તમાનકાળના સુન્નતના પાબંદ હઝરાત જેમને અકાબિરે સિલસિલાથી ઈજાઝતે બયઅત હાસિલ છે તેમનો સંપર્ક કરીને પોતાની ઈસ્લાહ શરૂ કરી દેવી જોઈએ.

ઈસ્લાહના માટે બયઅતનો ઈન્તેઝાર કરવાની પણ જરૂરત નથી કારણ કે બયઅત થવું સુન્નતે ગયર મુઅક્કિદહ છે અને નફસની ઈસ્લાહ કરવી ફર્ઝ છે. એટલે માત્ર સુન્નતના કારણેફર્ઝમાં વિલંબ કરવો કેવી રીતે જાઈઝ થઈ શકે? અલબત્ત, ઈસ્લાહ શરૂ કરી દેવા પછી જો મુનાસિબત માલૂમ પડે તો સુન્નત સમજીને બરકત મેળવવાના માટે બયઅત પણ થઈ જાય કારણકે બયઅતથી, શયખ અને મુરીદ બંનેની વચ્ચે એક ખાસ સંબંધ સ્થાપિત થઈ જાય છે જેનાથી ઘણો ફાયદો થાય છે.



# ૪૯ ઊંટની લગામ હાથમાં લેવાની ઊંદરની મૂર્ખાઈ દર્શાવતી હિકાયત

એક ઊંદરે એક ઊંટની લગામ હાથમાં લઈને ભાગવાની કોશિશ કરી. ઊંદરની મૂર્ખાઈ જોઈને ઊંટને હસવું આવ્યું. તેને પણ ઊંદર સાથે ગમ્મત કરવાનું મન થયું. તેણે ઊંદરની તાબેદારી સ્વીકારી લીધી અને એક તાબેદાર ગુલામની જેમ ઊંદરની પાછળ પાછળ ચાલવા લાગ્યો.

ચાલતાં ચાલતાં એક નદી સામે આવી. ઊંદર હવે વિમાસણમાં પડયો. તે મનોમન વિચારવા લાગ્યો કે :

'અત્યાર સુધી તો મેં આવા પડછંદ અને અતિઊંચા કદાવર ઊંટનું માર્ગદર્શન કર્યું અને મને એ ફખ્ર–ઘમંડ હતો કે એક ઊંટ મારા તાબે છે. પરંતુ હવે પાણીમાં એની રહબરી કેવી રીતે કરું ?!'

ઊંદર વિચાર શૂન્ય થઈને નદી કિનારે ઊભો થઈ ગયો.

ઊંટે કહયું,

'હે પહાડ અને જંગલના મારા સાથી ! થોભી કેમ ગયા ?! અને ચિંતામાં શાને પડી ગયા ?! બહાદુરીથી નદીના પાણીમાં આગળ વધો !'

ઊંદરે કહ્યું,

'મને એમાં ડૂબી જવાનો ભય લાગે છે !'

ઊંટે કહયું,

'ઠીક ! હું જોઉં છું કે નદીમાં કેટલું પાણી છે અને તમે ડૂબશો કે નહિ ?'

ઊંટે એક પગલું નદીમાં મૂકીને કહયું,

'હે ઊંદર ! હે મારા શયખ અને રાહબર ! માત્ર ઘૂંટણ સુધી જ પાણી છે ! આવો અહીં સુધી તો રાહબરી કરો !'

ઊંદરે કહ્યું,

'જયાં પાણી તમારા ઘૂંટણ સુધી છે ત્યાં તો મારા માથા પર

કેટલુયે ઊંચું થઈ જશે ! તમારા અને મારા ઘૂંટણોમાં તફાવત છે !'
ઊંટે કહયું,

'હવે ગુસ્તાખી ન કરો ! સીધા સીધા પાણીમાં આવીને રહબરી કરો ! તમને તો મારી રહબરી પર ઘણો નાઝ અને ફખ્ર હતો ! ઘણાં બહુમાનો હાસિલ હતા ! હે મૂરખ ! મેં તારી પાછળ ચાલવાનું એટલા માટે પસંદ કર્યું હતું કે તારી મૂર્ખાઈમાં ઓર વધારો થાય !'

ઊંદરે કહયું,

'પાણીમાં ઊતરવું મારી હલાકત છે. હું તવબા કરું છું અને માફી માંગું છું. મને માફ કરી દો ! ભવિષ્યમાં તમારો રાહબર અને શયખ બનવાનો વિચાર પણ ન કરીશ !'

ઊંટને ઊંદરની માફી અને પસ્તાવા પર રહેમ આવ્યો તેણે કહયું,

'ઠીક ! મારી પીઠ ઉપર બેસી જા ! તારા જેવા તો બીજા સેંકડો ઊંદરો એક સાથે મારી પીઠ ઉપર બેસીને આવા ઊંડા પાણીમાંથી હેમખેમ પાર થઈ શકે છે !'



- ❑ જો તું રાજા ન હોય તો પ્રજા બનીને રહે !
- ❑ જો તને નાવ હંકારતા આવડતું ન હોય તો નાવિક ન બન !
- ❑ તાંબાની જેમ તું કીમિયાગરોની ખિદમત કર કે જેથી તેઓ પોતાની સુહબતના ફયઝથી તને સોનું બનાવી દે ! અર્થાત કોઈ અલ્લાહવાળાની સુહબતમાં રહીને તેની નાઝબરદારી સહી લે કારણ કે :

**ગર તુ સંગે ખારઓ મરમર બૂદી,**
**ચૂ બ સાહિબદિલ રસી ગવહર શવી.**

**ભાવાર્થ**

જો તું પથ્થરની જેમ લાગણી શૂન્ય છે અર્થાત ખશિયત અને ખવફ

આખિરતથી મેહરૂમ છે તો જા ! કોઈ અહલેદિલ (અલ્લાહવાળા)ની સાથે સંબંધ બાંધ કે તેની સુહબતથી તું મોતી બની જાય.

- અલ્લાહવાળાઓના વિશે અયબ ગોઈ (બૂરૂ બોલવા) થી બચો અને બાદશાહ પર ચોરીનો આરોપ ન લગાવો કારણકે બાદશાહને ચોરી કરવાની શી જરૂર છે ?

## નસીહતો

અલ્લાહવાળાઓ પોતાના બાતિન (અંતર)માં ઘણી દવલત ધરાવે છે. તેમની સામે પૃથ્વીના સાતેય ખંડો પણ તુચ્છ છે કારણકે પૃથ્વીના સાતેય ખંડોના સર્જનહારની જોડે તેમના દિલનો સંબંધ જોડાયેલો છે.

અલ્લાહવાળાઓને હકીર–તુચ્છ ન સમજો અને પોતાના દિવસ–રાતને તેમના દિવસ–રાત સમાન ન સમજો. પેલા ઊંદરની જેમ પોતાના દુન્યવી ઠાઠમાઠ યા ઈલ્મી કે અમલી પદ અને હોદ્દાથી ધોકો ન ખાઓ ! જો કોઈ પણ પ્રકારે તમે અલ્લાહવાળાઓથી ઊંચા હોવાની ગુરૂતાગ્રંથી રાખશો તો મેહરૂમ અને ઝલીલ થશો. છેવટે તો તેઓની જ પીઠ પર બેસીને રસ્તો પાર કરવો પડશે. અને એજ ઊંદરની જેમ તવબા કરવી પડશે !

એટલે અત્યારથી જ પોતાના દિમાગમાંથી આ નાશવંત દુનિયાના પદો, હોદ્દાઓ, ઈઝઝત, માલ–દવલત, ઈલ્મે જાહેરી અને અમલે બે–રૂહના મૂર્ખાઈ ભરેલાં ઘમંડ તથા અભિમાનને કાઢીને કોઈ અલ્લાહવાળાથી નિયાઝમંદાનહ–વિનમ્ર સંબંધો સાંધી લો !

થોડા જ દિવસો પછી આ હકીકતથી તમે પોતે જાણકાર થઈ જશો અને કસમ ખાઈને કહેશો કે :

તૂને મુઝકો કયા સે કયા
શવકે ફરાવાં કર દિયા,
પહલે જાં, ફિર જાને જાં,
ફિર જાને જાનાં કર દિયા.

અને પોતાના શયખના વિશે તમે પણ એ જ કહેશો જે હઝરત મજઝૂબ (રહ.)એ કહ્યું છે :

નકશે બુતાં મિટાયા
દિખાયા જમાલે હક,
આંખોકો આંખે, દિલકો મેરે
દિલ બના દિયા !
ગફલતમેં દિલ પડાથા
કે નાગાહ આપને
આગાહ હકસે, ગયર સે
ગાફિલ બના દિયા !
મુશ્કિલ થા દીન, સહલ થી
દુન્યા, અબ આપને,
મુશ્કિલકો સહલ, સહલ કો
મુશ્કિલ બના દિયા !
હિમ્મત બળ્હા કે, બારે
અમાનત કા આપને,
મુઝ જયસે નાતવાં કો ભી
હામિલ બના દિયા !
આહનકો સોઝે દિલસે
કિયા નર્મ આપને,
નાઆસ્નાએ દર્દ કો
બિસ્મિલ બના દિયા !
'મજઝૂબ' દરસે જાતા હય,
દામન ભરે હુએ,
સદ શુક્ર હકને આપકા
સાઈલ બના દિયા !



# ૫૦ હાથીના બચ્ચાને કતલ કરવાનું પરિણામ દર્શાવતી હિકાયત

હિન્દુસ્તાનનો બનાવ છે. કેટલાક લોકો પ્રવાસમાં માર્ગ ભુલીને જંગલમાં કયાંક દૂર થઈ પહોંચ્યા. રઝળાટના કારણે તેઓ ભૂખથી બેચેન થઈ ગયા.

જંગલમાં હાથીના નાનાં નાનાં બચ્ચાંઓ (મદનિયા) ફરતા હતા. પ્રવાસીઓએ એક બચ્ચાને કતલ કરીને ભૂખ સંતોષવાનો ઈરાદો કર્યો. તેઓમાં એક ઘણોજ શાણો અને બુદ્ધિશાળી માણસ હતો.

તેણે આ બાબતનો વિરોધ કરતાં કહ્યું કે,

'ખબરદાર ! હાથીના બચ્ચાને હરગિઝ કતલ ના કરશો. હાથી કયાંક ગયો છે. તે જયારે પાછો આવશે અને પોતાના બચ્ચાને કતલ થયેલું જોશે તો આપણને જીવતા ન છોડશે. મારી સલાહ માનો અને આ કામ ન કરો !'

પરંતુ તિવ્ર ભૂખના કારણે તેઓ સબર કરી શકયા નહિ. તેઓએ હાથીના એક બચ્ચાને કતલ કરીને તેના કબાબ બનાવી ખાધા.

પેલા શાણા અને બુદ્ધિશાળી માણસે અફસોસ વ્યકત કરતાં કહયું કે,

'કાશ ! તમે આ જંગલનું ઘાસ ખાય લેત પરંતુ હાથીના બચ્ચાને કતલ કરવાના કામથી થોભી જાત ! હવે તમે તમારા આ કામનો અંજામ પણ જોઈ લેશો.'

પેલા બુદ્ધિશાળી માણસે કબાબ ન ખાધાં. તે તેના સાથીઓથી અલગ થઈ દૂર જઈને સૂઈ ગયો. તેણે વિચાર્યું કે, ઝાલિમોની સાથે રહેવાથી હું પણ એમના જેવો જ ગણાઈશ અને હાથી મને પણ છોડશે નહિ.

મોડેથી હાથી આવ્યો. તેણે પોતાના બચ્ચાનું ખૂન જોયું. ગઝબ અને ગુસ્સાની તિવ્રતાના કારણે તેની સૂંઢમાંથી જાણે આગ અને ધુમાડો નીકળવા માંડયો. પોતાના બચ્ચાના ખૂનીઓને તે શોધવા માંડયો. તેની નજર પેલા એકલા અલગ સૂતેલા શાણા માણસ પર પડી. તેની નજીક જઈને તેનું મોઢું સૂંઘયું. ત્રણ વખત તેની ફરતે ચકકરો લગાવ્યા.

પરંતુ પોતાના બચ્ચાના ગોશ્તની ગંધ આવી નહિ. તેને બેગુનાહ જાણીને માફ કરી દીધો અને આગળ વધ્યો.

તેના બચ્ચાનું ગોશ્ત ખાઈને જેઓ સૂતેલાં હતાં તેઓની નજીક તે આવ્યો. દરેકનું મોઢું સૂંઘયું. દરેકના મોઢાંમાંથી પોતાના બચ્ચાના ગોશ્તની ગંધ તેને આવી. હાથીએ ગુસ્સે થઈને, એક પછી એક, દરેકને પોતાની સૂંઢ વડે પકડીને, ખેંચીને બે ટુકડા કરીને હવામાં ફંગોર્યા !



આ હિકાયત બયાન કરીને હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે :

હે લોકો ! તમે અલ્લાહની મખ્લૂકની જાનોને હલાક કરો છો અને તેઓના માલને લૂંટો છો ! પરંતુ અલ્લાહ એવા ઝાલીમોથી જાણકાર છે.

હાથી પોતાના બચ્ચાની ગંધને સારી રીતે ઓળખે છે.

હઝરત મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું હતું કે,

'હવા મારફતે મને યમનથી અલ્લાહની ખુશ્બૂ આવી રહી છે !'

(અર્થાત હઝરત ઉવેસ કરની (રહ.)ની અલ્લાહની મુહબ્બત અને તેમના ઈખ્લાસ તેમજ ઈમાનની ખુશ્બૂ.)

જે ઝાતે ગિરામી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુદાની ખુશ્બૂને યમનથી મેહસૂસ કરી લેતી હોય, તે શું ઝમાનાના અહલે બાતિલને ન ઓળખશે ?



**બૂએ કિબ્રો બૂએ હિરસો બૂએ આઝ,**
**દર સુખન ગુફતન બયાયદ ચૂં પિયાઝ.**

**ભાવાર્થ**

મોઢામાંથી આવતી કાંદાની દુર્ગંધની જેમ,
હિર્સ (ઈર્ષ્યા અને અદેખાઈ)ની દુર્ગંધ તેમજ,

ખ્વાહિશ (મનેચ્છા અને વાસના)ની બદબૂ (દુર્ગંધ) પણ વાતચીત વખતે જાહેર થઈ જાય છે.

તૂ હમી ખુસ્પી વ બૂએ આં હરામ,
મી ઝનદ બર આસમાને સબ્ઝ ફામ.

**ભાવાર્થ**

હરામ કામો કરીને જાણે કોઈ જાણતું જ નથી એ રીતે તું નિરાંતે ઊંઘે છે પરંતુ તને એ ખબર નથી કે તારા હરામ કામો અને કુકર્મોની બદબૂ (દુર્ગંધ)તો ઉપર આસમાન સુધી પહોંચે છે !

**નસીહતો**

આ હિકાયત બયાન ફરમાવીને મારા મુરશિદ અને શયખ ફરમાવ્યા કરતા હતા કે,

'હાથીને પોતાની બદબખ્તીથી છેડવું એટલું ખતરનાક નથી જેટલું કે તેના બચ્ચાને છેડવું ખતરનાક છે (કારણ કે હાથી પોતાની તકલીફ તો સહન કરી લેશે) પરંતુ તેના બચ્ચાને છેડનારને તો અંજામે પહોંચાડીને જ દમ લેશે.'

તે પછી આ મિસાલથી નસીહત ફરમાવતા હતા કે,

'અલ્લાહ તઆલાની નાફરમાની તવબા કરવાથી માફ થઈ જાય છે પરંતુ અલ્લાહવાળાઓને સતાવનારાઓથી અલ્લાહ ઈન્તિકામ (બદલો) લે છે.'

હદીસે કુદસીમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે :

'જે કોઈ મારા અવલિયાને દુઃખ પહોંચાડે છે તેની સાથે હું જંગનું એલાન કરું છું.'

અલ્લાહ તઆલા આપણને સૌને પોતાના અવલિયાના અદબ અને ઈહતિરામની તવફીક આપે ! આમીન !






# બીજાઓથી દુઆની દરખ્વાસ્ત કરવાની ફઝીલત દર્શાવતી હિકાયત

એક વખતે હઝરત મૂસા (અલૈહિસ્સલામ) પર વહી આવી કે :

'હે મૂસા ! મને એવા મુખ વડે પુકારો જે મુખ વડે કોઈ ખતાં થઈ ન હોય !'

હઝરત મૂસા (અલૈહિસ્સલામ)એ અરજ કરી કે :

'હે અમારા પરવરદિગાર ! મારી પાસે એવું મુખ તો નથી !'

તો અલ્લાહ તઆલા તરફથી ઈર્શાદ થયો કે:

'અમને બીજાઓની ઝુબાનથી પુકારો !'

## ભાવાર્થ

બીજાઓથી દુઆના માટે કહો, બીજાઓની ઝુબાનથી તમે ખતા નથી કરી એટલા માટે તમારા હકમાં તે બેખતા (ખતા વગરની) છે.

## નોંધ

પયગમ્બરો મા'સૂમ, નિર્દોષ અને ખતા વગરના હોય છે. એટલે ઉપર અલ્લાહ તઆલા તરફથી જે સંબોધન થયું છે તે જાહેરમાં હઝરત મૂસા (અલૈહિસ્સલામ)ને છે પરંતુ ખરેખર હઝરત મૂસા (અલૈહિસ્સલામ) મારફતે આપની ઉમ્મતને સંબોધન કરવામાં આવ્યું છે કે :

જો ગુનાહોના કારણે તમે એવી ઝુબાન ધરાવતા ન હો કે તમારી ઝુબાનથી નીકળેલી દુઆ કબૂલ થાય તો જાઓ ! અલ્લાહવાળાઓથી દુઆની દરખ્વાસ્ત કરો કે એ પવિત્ર હસ્તીઓ તમારા માટે દુઆ કરે !'



હઝરત મૂસા (અલૈહિસ્સલામ)ને અલ્લાહ તઆલા તરફથી વળી આગળ ઈર્શાદ થયો કે :

યા દહાને ખિશતનરા પાક કુન,
રૂહે ખૂફ્તરા ચાબુકો ચાલાક કુન.

**ભાવાર્થ**

અથવા તું પોતાના મુખને પાક–સાફ કરી લે અને પોતાની સુસ્ત અને ગાફિલ રૂહને ચુસ્ત અને ચંચળ બનાવી દે !

**નોંધ**

આ સંબોધન પણ હઝરત મૂસા (અલૈહિસ્સલામ) મારફતે આપની ઉમ્મતને કરવામાં આવેલું છે.



વળી મુખને પાક–સાફ કરવાની રીત પણ બતાવવામાં આવી :

ઝિક્રે હક પાકસ્ત ચૂં પાકી રસીદ,
રખત બર બંદદ બીરૂં આયદ પલીદ.

**ભાવાર્થ**

હક તઆલાનો ઝિક્ર પાક છે. જયારે તેનું નામ લેશો ત્યારે તમારા મુખમાં પાકી અને પવિત્રતા આવી જશે તથા નાપાકી પોતાના બિસ્તરા–પોટલાં બાંધીને વિદાય થઈ જશે.

મી ગુરીઝદ ઝિદહા અઝ ઝિદહા,
શબ ગુરીઝદ ચૂં બરઅફરૂઝદ ઝિયા.

**ભાવાર્થ**

દરેક વિગુણ (વિરુધ્ધ ગુણવાળી વસ્તુ) પોતાના વિગુણથી દૂર ભાગે છે. રાત ભાગી જાય છે જયારે દિવસનું અજવાળું થાય છે. અર્થાત અજવાળું અને અંધારું, નૂર અને તારીકી ભેગાં થઈ નથી

શકતા કારણકે વિગુણવાળી વસ્તુઓ ભેગી થવી અશકય છે. એ જ પ્રમાણે અલ્લાહના નામની પાકી તમારી નાપાકીને દૂર ભગાવી દેશે. જયારે અલ્લાહ તઆલાનું નામે પાક મુખમાં આવશે ત્યારે ત્યાં ગંદકી અને ગુનાહની તારીકી થોભી શકતી જ નથી.

## નસીહતો

આ બનાવમાં સાલિકોના માટે ઘણી મોટી નસીહત છે. જે હાલતમાં પણ હોય, કેટલાયે ગુનાહો અને બૂરાઈઓમાં પડેલાં હોય, પરંતુ પોતાની ગંદકી અને નાપાકીના કારણે ઝિક્રમાં મોડું ન કરો અને ઈસ્લાહનો ઈન્તેજાર ન કરો બલ્કે ખુદ ઈસ્લાહ પણ ઝિક્રની જ બરકતથી આસાન થઈ જશે કારણકે ઝિક્રના જ નૂરથી ગુનાહોના અંધારાનો એહસાસ પણ થાય છે.

**'અલ અશ્યાઉ તુઅરફુ બિ અઝદાદિહા.'**

[દરેક વસ્તુ તેના વિગુણવાળી વસ્તુથી ઓળખાય છે.]

અવલોકન અને અનુભવ છે કે, ઝાકિર–ઝિક્ર કરનારથી જયારે ખતા થાય છે ત્યારે તરત જ તેને તવબાની તવફીક થાય છે કારણકે ઝિક્રના નૂરમાં ગુનાહો અને બૂરાઈઓના અંધારાનો એહસાસ તરત જ થઈ જાય છે અને ઝિક્રના અત્તર પછી ગુનાહોની દુર્ગંધનો એહસાસ વધારે તિવ્ર થઈ જાય છે. એનાથી જલ્દી તવબા કરીને દિલ સાફ કરવાની તવફીક થાય છે.

દાખલા તરીકે :

સાફ અને સ્વચ્છ લિબાસવાળો માણસ સાધારણ ગંદકીના ધબ્બાને પણ સહન કરી શકતો નથી અને જયાં સુધી તેને ધોઈ ન લે ત્યાં સુધી તેને ચેન પડતું નથી જયારે એનાથી વિરુધ્ધ ગંદા અને મેલા લિબાસવાળા માણસોને પ્રથમ તો ધબ્બો દેખાશે જ નહીં કારણકે અગાઉથી જ કેટલાયે ધબ્બાઓ મોજૂદ છે. વળી ધબ્બાની જાણ થઈ જાય તો પણ તેને ધોવા માટે દિલમાં તકાઝો થતો નથી.

આ જ મસ્લેહતોને નજર સામે રાખીને અલ્લાહવાળાઓ સાલિકોને સર્વ પ્રથમ ઝિક્ર શરૂ કરાવી દે છે. એની જ બરકતથી ધીરે ધીરે બધી જ સુધારણાઓ શરૂ થઈ જાય છે !



# આપણું 'અલ્લાહ' કહેવું અલ્લાહનું 'લબ્બૈક' છે એ દર્શાવતી હિકાયત

એક સૂફી દરવેશ એક રાતે ઘણાં જ ઈખ્લાસથી અલ્લાહનું નામ લઈ રહયો હતો. અને આ ખુલૂસ ભરેલા ઝિક્રના કારણે તેના હોઠોં મીઠાં-મધુરાં થઈ ગયા.

શયતાને કહ્યું :

'હે સૂફી ! ચૂપ રહે ! તું નકામો નિરંતર ઝિક્ર કર્યા કરે છે! તને ફાયદો તો કંઈ થતો નથી ! અલ્લાહના તરફથી તો તને કોઈ જવાબ મળતો નથી ! તો પછી એક તરફી મુહબ્બતનો સંબંધ વધારવાનો શું ફાયદો ?'

શયતાનની આ ફરેબી વાતોથી તે સૂફી આઘાત પામીને અને દિલમાં દુ:ખી થઈને સૂઈ ગયો ! અને ઝિક્ર કરવાનું બંધ કર્યું !

તેણે ખ્વાબમાં જોયું કે હઝરત ખિઝર (અલૈ.) તશરીફ લાવ્યા છે અને પૂછી રહ્યા છે કે :

'ઝિક્રમાં કેમ ગફલત કરી ?'

સૂફીએ કહ્યું કે :

'અલ્લાહના તરફથી 'લબ્બૈક' (અર્થાત હું હાજર છું)નો અવાજ આવતો નથી જેથી દિલમાં ખ્યાલ આવ્યો કે, મારો ઝિક્ર કબૂલ નથી.'

હઝરત ખિઝર (અલૈહિસ્સલામ)એ કહ્યું કે :

'તને અલ્લાહે સંદેશો મોકલ્યો છે અને ફરમાવ્યું છે કે મારા એ બંદાને કહી દો કે :

" હે મારા બંદા ! તારું અલ્લાહ કહેવું જ મારું 'લબ્બૈક' છે અર્થાત જયારે તારું પ્રથમ અલ્લાહ કહેવું કબૂલ થાય છે ત્યારે તને બીજી વખત અલ્લાહ કહેવાની તૌફીક થાય છે. એટલે આ બીજી વખત અલ્લાહ કહેવું મારા તરફથી લબ્બૈક છે.

અને હે મારા બંદા ! તારી આ વિનમ્રતા અને મારા ઈશ્કમાં આ બળવું અને દર્દ અનુભવવું એ સર્વ મારો પયગામ છે !

અને હે મારા બંદા ! મારી મુહબ્બતમાં તારો આ પુરુષાર્થ અને ઝિક્ર તેમજ શુગ્લ અને મહેનતો સર્વ અમારા તરફથી જઝબ અને કશિશનું અકસ (પ્રતિબિંબ) છે !''

કોઈએ સરસ કહયું છે :

**મેરી તલબભી કિસીકે કરમકા સદકહ હય,**
**કદમ યહ ઉઠતે નહી ં હય ઉઠાએ જાતે ં હય !**

✻

'હે બંદા ! તારો ખૌફ અને તારો ઈશ્ક મારી ઝાતથી મારું જ ઈન્આમ છે અને મારી મહેરબાની તથા મુહબ્બતની કશિશ છે. અને તારી દરેક વખતે ''યા રબ !'' અને ''યા અલ્લાહ !''ની પુકારમાં મારો ''લબ્બૈક'' પણ શામિલ છે. અર્થાત જયારે તું ''યા અલ્લાહ'' કહે છે ત્યારે મારો આ અવાજ પણ ત્યાં જ હાજર છે કે :

**''ફઈન્ની કરીબુન''**
'હાજર છું હું અય મારા બંદા !'

### નસીહતો

ઝાકિરોના માટે આ હિકાયતમાં ઘણી ખૂશખબરી છે એટલે ઝિક્ર કરતી વખતે આ કલ્પના પણ કરવી જોઈએ કે આપણું પ્રથમ ''અલ્લાહ'' કહેવું કબૂલ થાય છે ત્યારે આપણી ઝુબાનથી બીજી વખત ''અલ્લાહ'' નીકળે છે અને એ જ બીજી વખત ''અલ્લાહ'' નીકળવું પહેલી વખત ઝબાનથી નીકળેલા ''અલ્લાહ''ની કુબૂલિય્યતની નિશાની છે.

મુબારક થાઓ ઝાકિરોના માટે આ ઈન્આમ ! અલ્લાહ તઆલા આપણને સૌને પોતાના ઝિક્રની છેલ્લા શ્વાસ સુધી તૌફીક બખ્શે ! આમીન !

# ૫૩ લયલાની ગલીના કૂતરાને, મજનૂંએ પ્યાર કરવાની હિકાયત

એક વખતે મજનૂંએ લયલાની ગલીના કૂતરાને કયાંક જોયો અને તેને ઓળખી લીધો.

મજનૂંએ તે કૂતરાના પગોને ચૂંબન કર્યું અને તેને પ્યાર કર્યો !

લોકોએ કહ્યું કે :

' હે પાગલ ! આ શું કરી રહયો છે ?! આવા નજીસ અને નાપાક તેમજ અયબોથી ભરપૂર પ્રાણીને તું પ્યાર કરે છે ?!'

મજનૂંએ જવાબ આપ્યો :

'હે ટીકા કરનાર !
હે જાહેરી જિસ્મને જોનાર !
હે ઝવકે આશિકી–પ્રેમભાવથી વંચિત !
તું મારા દિલની ભાવનાઓને જો અને કૂતરાનું મારી આંખોથી અવલોકન કર !
અરે ! આ કૂતરો તો મારા મવલા–માલિકનો બનાવેલો અને પયદા કરેલો છે તથા મારી લયલાની ગલીનો ચોકીદાર પણ છે !
મારી નજીક, જે કૂતરો લયલાની ગલીમાં રહે છે તેના પગોની ધૂળ મોટા મોટા સિંહોના કરતાં બેહતર છે !
જે કૂતરો લયલાની ગલીમાં રહે છે તેની કિંમત મારી નિગાહમાં એટલી ઊંચી છે કે હું સિંહોના બદલામાં તેના એક બાલને પણ આપી શકતો નથી !
હે ટીકાકાર ! કેટલાંયે સિંહો લયલાની ગલીના કૂતરાના ગુલામ થઈ ગયા !
આ વાતો ઝુબાનથી સમજાવી શકાતી નથી એટલે હવે હું મારી વાતો બંધ કરીને ચૂપ થઈ જાઉં છું !
ફકત વસ્સલામ !'

આ હિકાયત બયાન કર્યા પછી હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે :

ગર ઝ સૂરત બગુઝરીદ અય દોસ્તાં,
જન્નત અસ્ત વ ગુલિસ્તાં દર ગુલિસ્તાં !

### ભાવાર્થ

હે મિત્રો ! જો સૂરતપરસ્તીથી, રૂપાળા ચહેરાઓ પર મુગ્ધ થવાથી તમે પાર થઈ જાઓ અને એ સૂરતોના સર્જનહારથી સંબંધ સાંધી લો, કારણ કે સર્જન હાર જ સૌંદર્ય અને હુસ્નનો અસલ સરચશમહ તેમજ મર્કઝ છે તો દુનિયામાં જ તમને જન્નતનો લુત્ફ અને આનંદ શરૂ થઈ જાય અને ચોતરફ ગુલિસ્તાન જ ગુલિસ્તાન નજર આવે !

### નસીહતો

આ હિકાયતમાં આ બોધપાઠ છે કે લયલાની મુહબ્બતમાં મજનૂંની તો આ અકકલ અને અદબ હોય કે પ્રિયતમાની ગલીનો કૂતરો પણ વહાલો લાગે અને મવલા (અલ્લાહ)ના આશિકોને મકકા શરીફ અને મદીના શરીફના શહેરવાળાઓથી મુહબ્બત ન હોય ! અને હજજથી પાછાં આવીને તે હઝરાતની શિકાયતો, ટીકાઓ અને ત્યાંની તકલીફોની વાતો કરે ! એવા લોકોના માટે તો શંકા થાય છે કે તેમની હજજ પણ કબૂલ થઈ હશે કે કેમ !

મદીના શરીફમાં એક શખ્સે દહીં ખરીદ્યું અને કહયું :

'અરે ! આ દહીં તો ખાટું છે ! એના કરતાં તો હિન્દુસ્તાનનું દહીં સારું હોય છે !'

રાતે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તે શખ્સના ખ્વાબમાં આવ્યા અને ફરમાવ્યું કે :

'હે બેઅદબ ! હે ઈશ્કથી મહરૂમ ! મદીના છોડીને ચાલ્યો જા ! તું અહીં રહેવાને લાયક નથી.'

અલ્લાહ તઆલા બેઅદબીથી આપણને સૌને સુરક્ષિત રાખે ! આમીન!

હદીસ શરીફમાં આવ્યું છે કે :

'હે લોકો ! આરબોથી મુહબ્બત રાખો !'

પરંતુ અફસોસ કે આજે આપણને આ અદબનો જરાયે ખ્યાલ નથી!



આ બનાવથી ઉલમાએ દીન અને અવલિયાએ કિરામ, ખાસ કરીને પોતાના શયખ અને મુરશિદ તેમજ તેમના ઘરવાળાઓ અને તેમની અવલાદના હકો તથા આદાબ પણ જાણવા મળે છે.



એ જ પ્રમાણે મસ્જિદોના ઈમામો અને મુઅઝ્ઝિનોના ઈહતિરામ અને આદરનો સબક પણ મળે છે કે એ હઝરાતને મવલા (અલ્લાહ)ના ઘરોના પાસબાન—રખેવાળો સમજીને તેમનાથી મુહબ્બત અને તેમની ખિદમતથી રઝાએ ઈલાહી હાસિલ થવાની ઉમ્મીદ રાખો.

જો કમિશ્નરના કૂતરાને તકલીફ આપવાથી લોકો ડરે છે તો હકીકતમાં એ ડર કમિશ્નરનો સમજવામાં આવે છે. એ જ પ્રમાણે અલ્લાહ તઆલાથી જેને જે પ્રકારની પણ નિસ્બત હાસિલ હોય, ખાસ કે આમ, તેનો ખ્યાલ એ જ મરતબા પ્રમાણે તફાવત પ્રમાણે કરવો હક તઆલાનો જ અદબ કરવા સમાન છે.

પરંતુ આ વાતો મહરૂમ લોકોની સમજમાં નથી આવતી જેમ કે મૌલાના રૂમી (રહ.)એ ફરમાવ્યું છે કે :

**અઝ ખુદા જૂઈમ તવફીકે અદબ,**
**બેઅદબ મહરૂમ માન્દ અઝ ફઝલે રબ.**

**ભાવાર્થ**

હે અલ્લાહ ! અમે આપથી અદબની તવફીક માંગીએ છીએ કારણકે બેઅદબ તે જ હોય છે જે આપના ફઝલથી મહરૂમ હોય છે.

હે અલ્લાહ ! અમને બધાંને અદબની તવફીક નસીબ ફરમાવ !

આમીન !

# ૫૪ લયલા અને બગદાદના ખલીફાની હિકાયત

એક વખતે બગદાદના ખલીફાએ લયલાને કહ્યું કે,

'તું આવી કાળી મેશ જેવી છે છતાં મજનૂં તારા ઈશ્કમાં પાગલ કેમ છે ?!

બીજી રૂપાળી–ખૂબસૂરત સ્ત્રીઓ કરતાં તારામાં કોઈ વિશિષ્ટતા તો છે નહી છતાં આ મજનૂં તારો દીવાનો કેમ છે ?!'

લયલાએ જવાબ આપ્યો કે :

'હે ખલીફા ! તમે ખામોશ રહો કારણકે તમે મજનૂં નથી !

હે ખલીફા ! જો મજનૂંની આંખો તમને પણ મળી જાય તો બંને જહાનથી તમે પણ બેખ્યાલ થઈ જાઓ !

હે ખલીફા ! તમે ખૂદીમાં પડેલાં છો જયારે મજનૂંને મારા ઈશ્કે બેખૂદી આપી છે.

રાહે ઈશ્કમાં બેહોશી લાભકારક અને હોશ હાનિકારક હોય છે. અર્થાત મહબૂબથી બાહોશ અને બાખબર રહેવું તથા ગયરોથી બેહોશ અને બેખબર થવું જ ઈશ્કની તકમીલ–પરિપૂર્ણતાની નિશાની છે.'

## નસીહતો

### ૧

હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ સાહબ મુહાજિરે મકકી (રહ.) અલ્લાહ તઆલાથી અરજ કરે છે કે :

**તૂ કર બેખબર, સારી ખબરોસે મુઝકો,**
**ઈલાહી રહૂં ઈક ખબરદાર તેરા !**

એનો મતલબ એ નથી કે બાલબચ્ચાંઓથી અને સગાં સંબંધીઓથી પણ બેખબર થઈ જાય. મતલબ એ છે કે તેમની ખબરગીરી-સારસંભાળ

પણ અલ્લાહના માટે જ હોય, તેમનાથી વળતર કે બદલો મેળવવાની ભાવના ન હોય.

આ નિયમ પ્રમાણે,

આવી શુધ્ધ નિય્યત અને ઈખ્લાસની બરકતથી, મખ્લૂક સાથેનો સંબંધ પણ, ખાલિક સાથેનો સંબંધ બની જશે !

૨

અલ્લાહ અને રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તથા હઝરાતે સહાબા (રદિ.) અને અવલિયાએ કિરામ તેમજ બયતુલ્લાહ અને બયતુર્રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ, હજરે અસ્વદ, સફા–મરવા, મિના, અરફાત, મુઝદલિફહ, તમામ મસ્જિદો અને મસ્જિદોના ખાદિમો... એ તમામ પર નિગાહે મજનૂં અને નિગાહે ઈહતિરામે ઈશ્ક નાખનારી નઝરને કોઈ અહલે નઝર (અલ્લાહવાળા)ની સુહબતથી ભીખ માંગી લો ! કારણકે અલ્લાહવાળાઓની નઝરે ઈનાયત વગર અને તેમના સુહબતે ફયઝ વગર આ નઝર મળતી નથી.

આંખોની બસારત (બાહ્યદૃષ્ટિ) અને કલ્બની બસીરત (આંતરદૃષ્ટિ)માં મોટો તફાવત છે. આપણી ઝાહિરી બસારત બાતિની બસીરતના તાબે હોય છે. એટલે જો કલ્બી બસીરત સહીહ હોય તો બસારત પણ સહીહ જુએ છે અને જો કલ્બ (દિલ) કુફ્ર કે ફિસ્કની ઝુલ્મત (અંધકાર)થી બીમાર છે તો ઝાહિરી બસારત પણ સહીહ કામ નથી કરતી. એટલે હકીકતની વિરુધ્ધ બસીરતના કારણે હકીકતના વિરુધ્ધ બસારત થવું (દેખાવું) અનિવાર્ય છે.

એની મિસાલ દુનિયામાં મળે છે :

એક શખ્સ અલ્લાહનો તાલિબ છે. તે અલ્લાહવાળાઓના પગરખાં શિર પર રાખવાને પોતાની ખૂશનસીબી અને ફખ્ર સમજે છે.

બીજો શખ્સ દુનિયાનો તાલિબ અને ખુદાથી વિમુખ છે. તે દુનિયાદારોની ખુશામદ અને તેઓની સમચાગીરીમાં ફખ્ર સમજે છે !

તો બંનેની બસીરતે કલ્બી (આંતરદૃષ્ટિ)ના નિર્ણયોએ બસારત (બાહ્યદૃષ્ટિ)ના નિર્ણયોને ફેરવીને વિરુધ્ધ બનાવી દીધાં !

એ જ પ્રમાણે સહાબા (રદિ.)ના સમયમાં જુઓ કે :

હઝરત અબૂહુરયરહ (રદિ.)ની સહીહ બસીરત મારફતે આપની બસારતે (બાહ્યદષ્ટિએ) હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને જોયા. ફરમાવે છે કે :

**'કઅન્નશ્શમ્સ તજરી ફી વજહિ**
**રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ'**

'મને તો આં હઝરત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુબારક ચહેરો એવો ચમકદાર અને રોશન જણાતો હતો કે જાણે આપના મુબારક ચહેરામાં સૂરજ ચમકી રહયો છે !

અને અબૂજહલની ફાસિદ તેમજ ગલત બસીરત (આંતરદષ્ટિ)એ તેની બસારત (બાહ્યદષ્ટિ)ને એટલા દરજજે આંધળી બનાવી દીધી કે તેને હકના આયનામાં હક નઝર ન આવ્યો ! બલ્કે પોતાની જ બદસૂરતી નઝર આવી !

જેમ કે હબશીની હિકાયત મશહૂર છે કે :

એક હબશી કયાંક મુસાફરી કરી રહયો હતો. રસ્તામાં કોઈનો પડી ગયેલો આયનો તેને મળી ગયો. તેણે આયનો ઉઠાવીને જોયું તો તેને પોતાની જ શિકલ નઝર આવી.

તે હબશી આયનામાંના પ્રતિબિંબને સંબોધીને કહેવા લાગ્યો કે :

'જો તું આવો કદરૂપો, કાળો અને મોટા હોઠોંવાળો ન હોત તો તને આ રીતે આવી લાપરવાહીથી કોઈ અહીં જંગલમાં શા માટે નાંખી જાત ?!'

એ બેવકૂફને–અકકલ વગરનાને એ હકીકતની જાણ ન થઈ કે એ તો પોતાની જ શિકલનું પ્રતિબિંબ છે !

૩

અવલિયાએ કિરામને અહલે ઝાહિર પોતાની મહરૂમ અને ખાલી નિગાહથી જુએ છે એટલે તે હઝરાત (અવલિયાએ કિરામ) તેઓને (અહલે ઝાહિરને) મહરૂમ અને ખાલી નઝર આવે છે !

એક વખતે હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ સાહબ મુહાજિરે મકકી (રહ.)થી એક મહરૂમ શખ્સે–અંતરના આંધળાએ કહ્યું કે :

'મને નવાઈ લાગે છે કે આપથી દેવબંદ (દારૂલ ઉલૂમના સ્થાપક મૌલાના કાસિમ (રહમતુલ્લાહિ અલયહ) અને મૌલાના શરફઅલી સાહબ થાનવી (રહ.) શા માટે મુરીદ થયા ?'
હઝરત હાજી સાહબ (રહ.)એ જવાબ આપ્યો કે :

'હાં ભાઈ ! મને પણ નવાઈ લાગે છે કે મારા જેવાથી આ હઝરાત શા માટે મુરીદ થયા ?!'

હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ મુહાજિરે મક્કી (રહમતુલ્લાહિ અલયહ)ની એ ફનાઈય્યત હતી કે જરા પણ નારાજગીની અસર અને પરિવર્તન જાહેર ન થયા !



અલ્લાહ તઆલા આપણને સૌને પોતાના દીવાના બનાવી લે ! આમીન !

કિસીકો રાત દિન સરગર્મ
ફર્યાદો ફુગાં પાયા,
કિસીકો ફિક્રે ગુનાગૂંસે
હરદમ સરગિરાં પાયા.
કિસીકો હમને આસૂદહ
ન ઝીરે આસમાં પાયા.
બસ ઈક મજ્ઝૂબ કો ઈસ
ગમકદહમેં શાદમાં પાયા.
જો બચના હો ગમોંસે
આપકા દીવાનહ હો જાએ.






# લયલાનું નામ વારંવાર લખવાથી મજનૂંના દિલને મળતી રાહત દર્શાવતી હિકાયત

એક વખતે મજનૂં રણમાં બેસીને આંગળીઓ વડે રેતી પર વારંવાર 'લયલા'... 'લયલા'... લખી રહયો હતો !

એક રણવાસીએ આ જોઈને કહ્યું કે :

'હે મજનૂં ! હે આશિક ! આ શું કરી રહયો છે ? આ કોના નામે પત્ર લખી રહ્યો છે ?'

મજનૂંએ જવાબ આપ્યો :

'લયલાની જુદાઈનો ગમ જયારે સતાવે છે ત્યારે હું તેનું નામ વારંવાર લખવાનું શરૂ કરી દઉં છું. અને આ રીતે મહબૂબનું નામ વારંવાર લખવાના કારણે દુ:ખી દિલને સાંત્વન અને શાતા મળે છે !'



હવે મૌલાના રૂમી (રહમતુલ્લાહિ અલયહ) નસીહત ફરમાવે છે કે :

હે લોકો ! જો લયલા પ્રત્યેના દુન્યવી પ્રેમમાં આટલી અસર હોય તો અલ્લાહ પ્રત્યેનો ઈશ્કે હકીકી શું લયલાના ઈશ્કના કરતાં કમ હોઈ શકે ખરો ?

મવલા (અલ્લાહ)ના માટે દડા (ફૂટબોલ) સમાન બની જવું વધારે બેહતર છે. જેવી રીતે દડાને દરેક શખ્સ લાત મારે છે અને તે બરદાશ્ત કરે છે તે જ રીતે ઈશ્કની રાહમાં પોતાને મિટાવવું એ જ ધ્યેય અને લક્ષ્ય હોય છે.

**નસીહતો**

**૧**

આ બનાવમાં તે અહલે ઝાહિર અને (અલ્લાહના ઈશ્ક વગરના) ખુશ્ક (શુષ્ક) લોકોની તે ટીકાઓનો જવાબ છે જે 'અલ્લાહ'...

'અલ્લાહ'... કરનારાઓ પર કરે છે.

જેમકે :–

- આ સૂફીઓ 'અલ્લાહ'... 'અલ્લાહ'... નો એટલો ઝિક્ર કેમ કરે છે !
- તેઓ એટલા પ્રમાણમાં ઈશ્ક જાહેર કેમ કરે છે !
- તેઓ આહ અને વિલાપની એટલી વિપુલતા શાને કરે છે ?!

– અમે પણ તો આટલી સંખ્યામાં કિતાબો પઢી છે !

– અમારી પાસે પણ પુસ્તકાલય છે !

– અમે પણ વાઅઝ અને તકરીર કરીએ છીએ !

– છતાં અમને આ બાબતો કેમ પ્રાપ્ત થતી નથી ?!

તે પછી તેઓ પોતે જ દિલમાં પોતાની મહરૂમીને આવી રીતે સમજાવી લે છે કે :–

આ સૂફીઓનું 'હાય'... 'હૂ'... કરવું તથા
ઝિક્ર અને શુગ્લ કરવું તેમજ
આહ અને વિલાપ કરવું

બધું લોકોને દેખાડવા માટે અને પોતાના અનુયાયી બનાવીને પોતાના હલવા–પુરી એકત્ર કરવા માટે છે !

હાય ! કાશ કે આ ઝાલિમો સાચા અલ્લાહવાળાઓના એકાંતવાસનું અવલોકન કરતે કે ત્યાં કયા લોકો છે જેની સામે તેઓ સિજદહમાં સિજદહગાહોને આંસૂઓથી તર કરી રહયાં છે ! અને પોતાની આહોંને રબ્બુલ અર્શ સુધી પહોંચાડી રહયા છે ! અને પોતાના તમામ દુ:ખ–દર્દને પોતાના મૌલા સમક્ષ રડી લે છે !

**સારે જહાંકા દુખડા મજઝૂબ રો ચુકા હય,**
**અબ ઈસપે ફઝલ કરના થા રબ હય કામ તેરા.**



આ તે અવલિયાએ પાક છે જેમની આહોં અને જેમના સલામ
14 અને પયામ નિરંતર રબ્બુલ અર્શની સાથે સંબંધ સ્થાપિત કરે છે !

તેઓ ખામોશ બેઠેલાં છે પરંતુ તેમના દિલ મૌલા (અલ્લાહ) સુધી પોતાના ઈશ્કના નઅરહ પહોંચાડી રહ્યા છે !

હઝરાતે સૂફીયહ ખામોશ છે પરંતુ તેમના નઅરહનું રટણ મહબૂબે હકીકી તથા તખ્તે મહબૂબે હકીકી સુધી પહોંચી રહી છે !

મેરા પયામ કહ દિયા જાકે મકાંસે લામકાં,
અય મેરી આહે બેનવા તૂને કમાલ કર દિયા !

['અખ્તર']

**નોંધ**

અહીં હઝરાતે સુફિયહ (સૂફીઓ)થી મુરાદ તેઓ છે જેઓ શરીઅતના પાબંદ છે અને જરૂરત પ્રમાણે દીનના ઈલ્મથી વાકિફ છે તથા ઉલમાએ શરીઅતનો ઈકરામ–આદર કરે છે.

સૂફીઓથી મુરાદ તે જાહિલો અને ગુમરાહ સૂફીઓ બિલકુલ નથી જેઓ શરીઅતથી તરીકતને અલગ સમજે છે અને અહલે ઈલ્મ (ઉલમા)નું અપમાન કરે છે.

*

આ મુબારક એકલતા કોને બતાવવામાં આવી રહી છે કે તેઓ હલવા–પુરી પેશ કરે જો કે આ આહોં સમગ્ર કાએનાત (જગત)ના કરતાં છુપી છે ?!

આ મકબૂલીનની આહોંનો આસમાનના સિવાય કોઈ હમદમ નથી અને તેમના મુહબ્બતના આ રાઝ (રહસ્ય)નો અલ્લાહ સિવાય કોઈ જાણકાર નથી !

૨

લયલા કે જે સડી જનારી, પેશાબ–પાખાનહવાળી લાશ હતી તે તો (કયસને) મજનૂં (પાગલ) બનાવી દે અને તે ઝાતે પાક જે લાખો આવી લયલાઓને બનાવે છે અને ફરી પાછી નષ્ટ કરી દે છે, શું તે સરચશ્મએ નકશો નિગાર તથા મરકઝે હુસ્ન પોતાના હુસ્ન અને ઈશ્કના મજનૂં (પાગલ) નથી બનાવી શકતી ?!

તે ઝાત પાક છે. તેના મજનૂં પણ પાક હોય છે. અંબિયા

અલયહિસ્સલામ અને અવલિયાએ કિરામની રૂહો તેની મજનૂં છે. જે બન્ને જહાનમાં સુર્ખરૂ અને મુઅઝ્ઝિઝ-ઈજ્જતવાન છે. હક તઆલા પોતાના આશિકોને આ ઈનામ આપે છે.

એનાથી વિરુધ્ધ લયલાના મજનૂં(પાગલ)ને શું મળ્યું ?

અને મજાઝ તો શબ્દકોશમાં પણ ખિલાફે હકીકતને કહે છે. એટલે એનું ઈનામ પણ ખિલાફે હકીકત મળે છે. અર્થાત ઈશ્કે મજાઝીમાં પડેલા હમેશાં ધોકામાં રહે છે. જે હુસ્ન પર તે મરે છે તે હુસ્ન તેના મહબૂબની મોતથી ખતમ થઈ જાય છે. અને પછી હાથ ઘસતાં રહે છે. અને જો પોતે મરી જાય છે તો કેટલા હસરત અને અફસોસથી જાય છે.

આશિકે હકનો મહબૂબ હક તઆલાની ઝાત છે જે ગયરફાની (અવિનાશી અને અમર) છે એટલે તેના ઈશ્કનો હંગામહ હમેશા ગર્મ રહે છે અને મરતી વખતે પોતાના મહબૂબે હકીકીની મુલાકાતની ઉમ્મીદની ખૂશી લઈને જાય છે. મરવા પછી બરઝખ (કબર) અને મેદાને હશર તેમજ જન્નત સુધી ખુદાના આશિકોની ઝબાન પર મૌલા જ મૌલાનું રટણ ચાલતું હશે !

૩

લયલા અને મજનૂંની હિકાયતથી કોઈ અહલે નફસને (મનેચ્છા પ્રમાણે ચાલનારાને) ઈશ્કે મજાઝી જાઈઝ હોવાની શંકા થવી ન જોઈએ, કારણ કે ઈશ્કે મજાઝી તદ્દન હરામ છે. મજાઝ અને હકીકત એક બીજાના વિગુણ (વિરોધી ગુણવાળી વસ્તુઓ) છે અને વિગુણવાળી વસ્તુઓ એક સાથે ભેગી થવી અશકય છે.

(દાખલા તરીકે રોશની અને અંધારું બંને વિગુણ છે એટલે બંને એક સાથે ભેગી થઈ શકતી નથી. અજવાળું હશે તો અંધારું ન હશે અને અંધારું હશે તો અજવાળું ન હશે. બંને એક જગાએ એક સાથે રહી શકતા નથી.)

એટલે મૌલાના રૂમી (રહ.) મજનૂંની આ હિકાયત મારફતે અલ્લાહની જે મુહબ્બત શીખવે છે તેની મિસાલ એવી છે કે :

નાના બાળકોને કાઈદહ (બાળપોથી) શીખવતી વખતે મૂળાક્ષરો




શીખવવા માટે 'લામ'થી 'લડ્ડુ' વંચાવવામાં આવે છે. શું ત્યાં શિક્ષકનો હેતું લડ્ડુ હોય છે ? સૌ જાણે છે કે ત્યાં લડ્ડુ હોતો નથી પરંતુ માત્ર 'લામ' મૂળાક્ષર શીખવવાનો હેતુ હોય છે.

એ જ પ્રમાણે 'અલિફ' શીખવવાના માટે ત્યાં 'ઉલ્લૂ' (ઘુવડ)નું ચિત્ર હોય છે અને શીખવતી વખતે 'અલિફ'થી 'ઉલ્લૂ' શીખવવામાં આવે છે તો શું એનાથી ઉલ્લૂ (ઘુવડ)નું મહત્વ દર્શાવવાનો હેતુ હોય છે?

એ તો બાળકોના રસ અને રુચિ પ્રમાણે ઉલ્લૂ અને બંદર (વાંદર)ના નામો લેવામાં આવે છે કે એ બહાને મૂળાક્ષરોને યાદ કરી લે.

અલ્લાહમાં મસ્ત માનવો અને અલ્લાહના જાંબાઝ લોકો સિવાય તમામ મખ્લૂક બાળક અને નાબાલિગ છે. જયાં સુધી નફસની ખ્વાહિશો (મનેચ્છાઓ)ની ચુંગાલમાંથી મુકત ન થાય ત્યાં સુધી શારીરિક રીતે બાલિગ (પુખ્ત) છે પરંતુ રૂહના એતિબારથી નાબાલિગ છે ભલેને સો (૧૦૦) વરસની ઉમર જ કેમ ન હોય !

હવે વાચકોને આ વાત સ્પષ્ટ થઈ જશે કે મવલાના રૂમી (રહ.)નું લયલા-મજનૂંની હિકાયત બયાન કરવું માત્ર આપણા બાળકો જેવા સ્વભાવ અને પ્રકૃતિની અનુકૂળતા માટે છે કે આપણે એ બહાને અલ્લાહની મુહબ્બત શીખીએ.

જો મજનૂંને લયલાની કબર ખોદીને તેની સડેલી-ગંધાતી બદબૂદાર લાશ દેખાડવામાં આવતે તો તેને પણ પોતાની જિંદગી નકામી જણાતે, અને ઈશ્કે મજાઝીથી તવબા કરતે.

હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશરફઅલી થાનવી (રહ.) એ ફરમાવ્યું છે કે :

> 'પાગલ થઈ ગયા બાદના આમાલ વિશે તો મજનૂંથી પૂછપરછ ન થશે પરંતુ જે ઈખ્તિયારી અસબાબથી-ઈશ્કે મજાઝીથી પાગલ થયો છે તેના વિશે તો તેને (આખિરતમાં) પૂછપરછ થઈ શકે છે.'

હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશરફઅલી સાહબ થાનવી (રહ.) ઈર્શાદ ફરમાવે છે કે :

> 'ઈશ્કે મજાઝી અઝાબે ઈલાહી છે. ખુદાવંદ તઆલા આપણને બધાંને મહફૂઝ-સુરક્ષિત રાખે.'




એક વખતે એકલતામાં આપના ભત્રીજા મવલાના શબ્બીરઅલી સાહબ મરહૂમે કોઈ તાલિબે ઈલ્મ (વિદ્યાર્થી)ને કોઈ કામ અંગે (હઝરતની પાસે) મોકલ્યો. હઝરત મવલાના થાનવી (રહ.) માળ ઉપર કોઈક ખંડમાં લેખનકાર્ય કરી રહ્યા હતા. આ અમ્રદને (દાઢી–મૂંછ નીકળ્યા વગરના છોકરાને, કિશોરને) જોતાં જ (હઝરત) નીચે ઉતરી આવ્યા અને એક મિનિટ પણ એકાંતવાસને પસંદ ન કર્યો.

આપે મૌલાના શબ્બીરઅલી સાહબને હુકમ કર્યો કે :

'કોઈ અમ્રદ (કિશોર)ને એકાંતમાં મારી પાસે મોકલશો નહીં.'

હક તઆલાના રસ્તામાં પરાયી સ્ત્રીઓ સાથે અને અમ્રદો (કિશોરો) સાથે હળવું–ભળવું કાતિલ ઝેર છે. આ બે ચીઝોથી હકના સાલિકો અને તાલિબોએ એવી રીતે દૂર રહેવું જોઈએ જેવી રીતે ઝેરી સાપથી દૂર રહે છે.

હુસ્ને ફાની પર અગર તૂ જાએગા,
યહ મુનક્કશ સાપ હય ડસ જાએગા.
['મજઝૂબ (રહ.)']

બીજા ગુનાહોથી સાલિકને એટલું નુકસાન નથી પહોંચતું જેટલું નુકસાન બદનિગાહી અને ઈશ્કે મજાઝીના ફિત્નાથી નુકસાન થાય છે. અત્યંત ઘોર અંધકાર ઈશ્કે મજાઝીથી પેદા થાય છે બલકે એમ કહો કે કિબ્લાની દિશા જ બિલકુલ બદલાઈ જાય છે ! દિલ દિશાદર્શક કાંટો છે. હક તઆલાની તરફ નેવું અંશ પશ્ચિમ તરફ રહેવો જોઈએ. બીજા ગુનાહો અને અપરાધોથી જો એ કાંટો બે–ચાર અંશ ઉત્તર કે દક્ષિણ તરફ ખસી જાય તો તવબાથી ફરી પાછો નેવું અંશ પર આવી જાય છે પરંતુ અવરતો અને કિશોરોના ઈશ્કમાં જો દિલ સંડોવાઈ ગયું અને બદનિગાહી તથા તેના ખ્યાલે દિલમાં સ્થાન જમાવી લીધું તો હવે દિલનો કાંટો (પશ્ચિમ દિશાના બદલે) પૂર્વ દિશા તરફ નેવું અંશનો ખૂણો બનાવશે અને એવા દિલને હક તઆલાથી પશ્ચિમ અને પૂર્વ દિશા જેટલું અંતર થઈ જશે ! અર્થાત અલ્લાહ તઆલાથી એની દિશા બિલકુલ વિરુધ્ધ થઈ જશે !

હે અલ્લાહ ! 'અખ્તર'ને અને એની જિસ્માની તથા રૂહાની

અવલાદને તેમ જ દુનિયાના તમામ મુસલમાનોને ઈશ્કે મજાઝીના અઝાબથી મહફૂઝ–સુરક્ષિત ફરમાવ ! આમીન ! સુમ્મ આમીન !

યા રબ્બલ આલમીન બિરહમતિક વ બિ નબિય્યિક
નબિય્યિર્રહમતિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.

**નોંધ**

- જો ઈશ્કે મજાઝી (સ્ત્રી અને પુરુષ વચ્ચેના પ્રેમ)ની નાપાક બીમારી દિલમાં લાગી ગઈ હોય તો તરત જ કોઈ અલ્લાહવાળાથી સંપર્ક સાંધવામાં આવે. તેમની પાસે એનો સંપૂર્ણ અને શાફી ઈલાજ મવજૂદ છે. અને હઝારો અલ્લાહના બંદાઓ આવી રીતે શિફા મેળવી ચૂકયા છે.
- ઝેર (પર પ્રક્રિયાઓ કરીને ઔષધ બનાવનારો જયારે તેમાંથી) ભસ્મ બનાવે છે ત્યારે તે ખૂબ ફાયદાકારક અને શક્તિ વર્ધક દવા બની જાય છે. એ જ પ્રમાણે નફસના આ તકાઝાઓ (દુષ્ટ વૃત્તિઓ અને આવેગો)ની ભસ્મ ફાયદાકારક હોય છે.
- જેવી રીતે ખાલી ઝેર નુકસાનકર્તા છે તેવી રીતે નફસના બૂરા તકાઝાઓ (દુષ્ટ વૃત્તિઓ અને આવેગો) પર અમલ પણ દીન તથા દુનિયામાં નુકસાનકર્તા છે અને તેનો ઈમાલહ (નિવારણ) રાહે હકમાં ફાયદાકારક અને સહાયક થાય છે.



## ૫૬ હઝરત મૂસા અલયહિસ્સલામની તવહીદ દર્શાવતી હિકાયત

હઝરત મૂસા અલયહિસ્સલામ પર વહી આવી કે :

'હે મૂસા ! અમે તમને પોતાના બરગુઝીદહ—પસંદીદહ બનાવી લીધા !'

હઝરત મૂસા અલયહિસ્સલામે અરજ કરી :

'હે પરવરદિગાર ! તે કઈ ખસલત (આદત) છે જેનાથી આપ બંદાઓને પોતાના બરગુઝીદહ બનાવો છો? (એની મને જાણ થઈ જાય તો) હું એ ખસલતમાં તરકકી કરું.'

ઈર્શાદ થયો :

'માતા તેના બાળક પર ગુસ્સો કરે છે અને ધમકી આપે છે ત્યારે બાળક તેનાથી દૂર ભાગવાના બદલે માતાની નજીક જઈને તેને વળગી જાય છે !

માતા બાળકને તમાચો મારે છે ત્યારે તે માતાની તરફ દોડી જાય છે અને તેના શરીરને પોતાના નાનકડા હાથ વડે મજબૂત પકડી લઈને તેનાથી કાકલૂદી કરે છે !

કોઈ બંદો જયારે મારી સાથે એ બાળકના જેવું વર્તન કરે છે ત્યારે તેની એ અદા મને ઘણી ગમે છે !'

મેં કેટલીયે વખત આ દશ્ય જોયું છે કે માતાએ ત્રણ—ચાર વરસના બાળકને ખૂબ માર્યો અને ઘરમાંથી કાઢી મૂકવા તૈયાર થઈ પરંતુ બાળક રડતું, ચિત્કાર કરતું માતાના પગોમાં વીંટળાઈ ગયું !

હે અલ્લાહ ! પોતાની રહમતથી 'અખ્તર'ને પોતાની ઝાતે પાકની સાથે એના કરતાંયે વધારે સંબંધ અર્પણ કર અને દુનિયાના તમામ મુસલમાનોને પણ આ દવલત અતા ફરમાવ ! આમીન !



અલ્લાહ તઆલા તરફથી આગળ ઈર્શાદ થયો :

'નાનું બાળક પોતાની માતાના સિવાય બીજા કોઈથી મદદ

નથી માંગતુ અહીં સુધી કે પોતાના પિતાના તરફ પણ ધ્યાન નથી આપતું અને પોતાની માતાને જ તમામ ખૈર અને શર, ભલાઈ અને બૂરાઈ, ઈષ્ટ અને અનિષ્ટની સરમસિમા અને મૂળ ઉદભવસ્થાન સમજે છે.!'

વળી આગળ ઈર્શાદ થયો :

'હે મૂસા (અલયહિસ્સલામ!) આપનો ખ્યાલ અને આપનો સંબંધ પણ અમારી સાથે ખયર અને શરમાં એ જ પ્રમાણે છે કે અમારા સિવાય કોઈ બીજી જગાએ આપનું ધ્યાન નથી જતું !'

વળી આગળ ઈર્શાદ થયો :

'હે મૂસા (અલયહિસ્સલામ !) આપની સામે મારો ગયર (મારા સિવાયનો) ખયર અને શરમાં તેમજ નફા અને નુકસાનમાં ઢેફાં અને પથ્થર સમાન છે અર્થાત તદ્દન બેઅસર છે ભલે તે ગયર બાળક હોય, જુવાન હોય કે વૃધ્ધ હોય !'

## નસીહતો

**૧**

આ હિકાયતમાં હઝરત મૂસા (અલૈહિસ્સલામ)ની તવહીદનો મકામ બયાન ફરમાવીને (હઝરત) મૌલાના રૂમી (રહમતુલ્લાહિ અલયહ)એ આ નસીહતો ફરમાવી છે કે :

એક સગીર બાળક પોતાની માતા પર જે કક્ષાએ ભરોસો કરે છે તે કક્ષાએ આપણે પણ હક તઆલાની સાથે પોતાનો સંબંધ અને શ્રધ્ધા સ્થાપવાની દુઆ, કોશિશ અને પ્રયત્ન કરીએ.

હક તઆલા આપણને જે હાલતમાં રાખે :–

- તકલીફમાં રાખે કે આરામમાં,
- તંદુરસ્તીમાં રાખે કે બીમારીમાં,
- તંગદસ્તીમાં રાખે કે ફરાખદસ્તીમાં,
- ખૂશીમાં રાખે કે નાખૂશીમાં,
- મીઠાશમાં રાખે કે કડવાશમાં,
- સ્વભાવને અનુકૂળ હાલતમાં રાખે કે પ્રતિકૂળ હાલતમાં

તમામ હાલતોમાં આપણે :—

- હક તઆલાના તરફ જ ધ્યાન આપીએ,
- તેની જ તરફ દોડીને જઈએ,
- તેની જ ચોખટ પર પેશાની મૂકીએ,
- તેની જ સમક્ષ રુદન અને અશ્રુવહન કરીએ,
- તેની જ સમક્ષ આહ અને વિલાપ કરીએ,
- તેનાથી જ આફિયત—સુખ અને શાંતિ માંગીએ,
- તેનાથી જ પોતાના ગુનાહોની માફી માંગીએ,
- તેના સિવાય કોઈને પણ પોતાનો કાર્યસાધક કે પનાહ (આશ્રય) આપનાર ન સમજીએ,
- અને આમ કરવા છતાંયે તે જે હાલતમાં રાખે તેના પર રાજી રહીએ. અને

**અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ**

[હર હાલતમાં અલ્લાહના હમ્દ અને શુક્ર છે.]

કહેતા રહીએ.

- આપણી નારાઝગી અને બેસબરીથી મુસીબત તો ટળવાની નથી. અલબત્ત ઈમાન હાથમાંથી જતું રહેશે. દુનિયાની સાથે આખિરત પણ ચાલી જશે.
- દુઆ કબૂલ થવામાં મોડું થાય તો કદાપિ ગભરાય નહીં. ઉમ્મીદવાર રહે. માયૂસી–નિરાશાને કુફ્ર સમજે.
- સય્યદના યઅકૂબ (અલૈ.)ની તેમના પુત્ર હઝરત યૂસુફ (અલૈ.)ને પરત મેળવવા માટેની દુઆ ચાલીસ વરસ પછી કબૂલ થઈ !
- અલ્લાહ તઆલા હાકિમ પણ છે અને હકીમ પણ છે. તે જ જાણે છે કે ગમની આગથી ઈમાન અને ઈખ્લાસના નૂરમાં શું તરક્કી થઈ રહી છે અને જન્નતમાં આ સબ્રનો શું દરજજો મળનારો છે ! જે મુજાહદહ ઈખ્તિયાર કરવાથી હરગિઝ મળી નથી શકતો.
- પરદેશના દિવસો વીતી જ જાય છે. અંબિયા (અલૈહિમુસ્સલામ) અને હઝરાતે સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ની મુસીબતોને યાદ કરો. એનાથી પ્રોત્સાહન મળશે.
- અલ્લાહવાળાઓની સુહબતમાં હાજર થઈને તેમનાથી પોતાના

હાલાત કહીને મશ્વરો (સલાહ) લેતા રહો.

○ અલ્લાહ તઆલાથી પોતાની અશકિત અને આજિઝી–લાચારીનો ઈકરાર કરીને આફિયતે દારયન-બંને જહાંનમાં સુખ-શાંતિ તલબ કરતા રહો તેમજ તેની **'અરહમર્રાહિમીન'** હોવાની સિફતને તથા હકીમ હોવાની સિફતને પણ ખૂબ વિચારો.

આ બધી વાતો બુઝુર્ગોની સુહબતની બરકતથી સારી રીતે સમજમાં આવી જશે.

૨

એક બીજી વાત યાદ રાખો કે, નાની મુસીબત મોટી મુસીબતથી બચવાનો ઝરીયો બને છે.

માત્ર આ પ્રમાણે કહો કે :

'હે અલ્લાહ ! શુક્ર છે કે એનાથી મોટી મુસીબત ન આવી ! અને હે અલ્લાહ ! અમે કમજોર છીએ, આ નાની મુસીબતને પણ પોતાની રહમતથી આફિયત (સુખ-શાંતિ) રૂપી નેઅમતમાં ફેરવી આપો !'

એક બુઝુર્ગ સવારે ઘરથી બહાર જઈ રહ્યા હતા. માથામાં બારણાંની બારસાખ અથડાઈ. મારની તકલીફના કારણે સૂઈ ગયા અને કહ્યું :

**'અલ્હમ્દુલિલ્લાહિ અલા કુલ્લિ હાલ.'**

[હર હાલતમાં અલ્લાહના હમ્દ અને શુક્ર છે.]

'અલ્લાહ હકીમ છે તેના દરેક કામમાં બંદાના માટે ખયર અને હિકમત છુપાયેલી હોય છે !'

બુઝુર્ગના નોકરે ટીકા કરી કે :

'આ વાત સમજમાં નથી આવતી કે આ ચોટ લાગી તેનાથી આપને શું ફાયદો થયો ?!'

થોડા સમય પછી ખબર પડી કે જે તરફ આ બુઝુર્ગ જવાના હતા ત્યાં કેટલાંક દીનના દુશ્મનો દંડાઓ લઈને તેમને જાનથી મારી નાખવાના માટે ઊભા હતા.

આ જાણીને સૌની આંખો ખૂલી ગઈ !

અલ્લાહ તઆલા આપણને બધાંને પણ એવી જ સુંદર શ્રધ્ધા અતા ફરમાવે જે હક તઆલાની મહબૂબિયત અને મકબૂલિયતના ઈન્આમનો ઝરીયો બની જાય ! આમીન !




# હઝરત સુલયમાન (અલૈ.)નું બિલ્કીસને ઈસ્લામનું આમંત્રણ આપવાની હિકાયત

હઝરત સુલયમાન (અલૈહિસ્સલામ)એ સંદેશાવાહક મારફતે બિલ્કીસને સંદેશો મોકલ્યો કે :–

હે બિલ્કીસ ! ઊઠ !
મુલ્કે અસલી (સાચા સામ્રાજય)ને જો !
તઅલ્લુક મઅલ્લાહ (અલ્લાહ સાથેના સંબંધ)ને નિહાળ !
દરિયાએ હક (હકના મહાસાગર)ના કિનારા પર રઝાએ ઈલાહી (અલ્લાહની પ્રસન્નતા)ના મોતી વીણ !
ઈમાન લાવી ચૂકેલી તારી બહેનો,
અલ્લાહ તઆલાના સંબંધના સૌભાગ્યની બરકતથી,
રોશન આસમાન પર રહે છે, અર્થાત
કુર્બે આલા (ઉચ્ચ સામીપ્ય)થી મુશર્રફ છે.
હે બિલ્કીસ !
તને શું થઈ ગયું છે કે તું એક મુર્દાર દુનિયા પર આશિક છે ? !
અલ્લાહ તઆલાએ તારી પેલી બહેનોને પોતાની મહાન ઈનાયતોથી શું શું ભેટ આપ્યું છે તેની તને કંઈ ખબર છે ?
હે બિલ્કીસ !
ઊઠ ! અને આવ ! દવલતે બાતિની જો ! અને
અમારી દવલતે બાતિનીથી હમેશાં ફળ ખા !
હે બિલ્કીસ !
ઊઠ ! અને સખાવતના સાગર પર આવ ! અને
અમૂલ્ય ફાયદો હાસિલ કર !
અમારી પાસે ઈબાદતો વગેરેની પૂંજી પણ પોતાની નથી !
બધું જ ફઝલે ઈલાહી અને તૌફીકે ઈલાહીનું પરિણામ છે.
તારી ઈમાનવાળી બહેનો બધી જ અયશે ઈમાનીથી લુત્ફ ઉઠાવી રહી છે અને તું દુનિયાના રંજ તેમજ તકલીફોને કયાં સુધી સહન

કરતી રહેશે ? !
હે બિલ્કીસ ! ઊઠ ! અને
સઆદતની સાથી થઈ જા ! અને
તમામ મુલ્કે સબા જે ફાની, નાશવંત છે તેનાથી બેઝાર થઈ જા !
તું ખુશીથી પેલા ફકીરની જેમ ઢોલ વગાડી રહી છે જેણે પોતાની તંગદસ્તી છતાં ઢોલ વગાડવું શરૂ કર્યું અને કહેવા લાગ્યો કે :

'હું કોડીઓનો બાદશાહ છું અને રઈસ છું !'

તો શું એ ફકીરને એના બુમ-બરાડાના કારણે કોઈ બાદશાહ સમજી લેશે ?
એ જ પ્રમાણે તું આ દુનિયાની રઈસ અને રાણી બને છે કે જે આ કોડીના કરતાં પણ વધારે પલીદ અને ગંદી છે. માટે એને છોડી દે અને આખિરતની અવિનાશી દવલતની તરફ ધ્યાન આપ !
હે બિલ્કીસ !
ઊઠ ! અને પોતાના ઈરાદા અને ઈખ્તિયારથી હિદાયતને કબૂલ કરી લે એનાથી પહેલાં કે એ જ ગંદકી અને મુર્દારપરસ્તીની હાલતમાં તને મૌત આવીને બેઈખ્તિયાર-લાચાર કરી દે !
હે બિલ્કીસ !
આવી જા અને મૌતથી પહેલાં ઈસ્લામ કબૂલ કરી લે ! અને હકતઆલાના કુર્બ (નઝદીકી)ની લાઝવાલ (અવિનાશી) સલતનતની શાનો શવકત જોઈ લે !
હે બિલ્કીસ !
ઊઠ ! અને પોતાના નકામા નાઝ પર ગર્વ ન કર કારણ કે બારગાહે હકમાં નિયાઝમંદી જ કબૂલ થાય છે,
ત્યાં નાઝ-ગર્વની કોઈ કદર કે કિંમત નથી.
હે બિલ્કીસ !
ઊઠ ! અને કઝાથી જંગ ન કર નહિતર મૌત આવશે અને તારો કાન પકડીને માલિકે હકીકીની પાસે લાવશે અને ત્યારે પસ્તાવા સિવાય બીજું કંઈ મળશે નહિ.
હે બિલ્કીસ !
જો આજે પોતાના ઈખ્તિયારથી તેં ઈસ્લામ ન કબૂલ કર્યો તો તેના પછી મૌત તારો કાન એવી રીતે ખેંચશે જેવી રીતે ચોરને સિપાહી

કોટવાલની પાસે ખેંચે છે.

હે બિલ્કીસ !

V Fભઘેડાંઓથી કયાં સુધી નાળની ચોરી કરતી રહેશે ! જો ચોરી જ કરવી હોય તો આવી જા, અને ઈસ્લામ કબૂલ કરી લે, તે પછી લઅલ (હીરા–માણેક)ની ચોરી કરવી શરૂ કર અર્થાત મારી પાસે દવલતે બાતિનીનો ફયઝ મેળવવો શરૂ કરી દે અને દુનિયા મપરસ્તીથી અટકી જા !

હે બિલ્કીસ !

તારી બહેનો ઈમાન અને ઈસ્લામની દવલતથી અવિનાશી સલ્તનતની માલિક છે અને તું આ તુચ્છ દુનિયા મેળવીને ખૂશ થઈ રહી છે !

મુબારક છે તે શખ્સ જે આ મુલ્કે ફાની–નાશવંત દુનિયાથી આઝાદ થઈ ગયો કારણ કે મૌત આ દુનિયાને અને દુનિયાની તમામ લિઝઝતોને આપણાથી છોડાવનારી છે. એટલે તે જ શખ્સ સારો છે જે આ બેવફા (દુનિયા)ને મોઢું જ ન લગાવે. જરૂરત જેટલી દુનિયા મેળવી લે પરંતુ દિલથી દૂર રાખ અને આખિરતની દવલતમાં સમગ્ર શરીર અને સમયને લગાવી દે!

હે બિલ્કીસ !

ઊઠ! અને આવ ! અને દીનના સુલતાનોની અવિનાશી સલતનતને નિહાળ !

તેઓ આ સલ્તનતને હરેક સમયે પોતાની સાથે લઈને ફરે છે ! અલ્લાહ તઆલા ફરમાવે છે કે,

'નૂરંય્યમ્શી બિહી ફિન્નાસ '

'તેને અમે એવું (ઈમાનનું) નૂર આપ્યું કે જેને લઈ લોકોમાં હરેફરે છે.' [સૂરએ 'અન્આમ' : ૧૨૨]

અલ્લાહ તઆલા કામિલ મોમિનોના દિલોમાં એવું નૂર અતા ફરમાવી દે છે કે તેઓ એ નૂરને લઈને લોકોમાં ફર્યા કરે છે. તે નૂર જ તેમના બાગો બહાર છે પરંતુ સામાન્ય લોકો એ બાગને જોઈ શકતાં નથી !

સૂરજ, ચાંદ, સિતારાઓની જેમ તેઓ પાંખો વગર આસમાન પર ચકકર લગાવે છે !

અર્થાત હે લોકો ! અલ્લાહની મુહબ્બત શીખો અને અર્શવાળાથી સંબંધ જોડીને પાતાળમાંથી નીકળીને આસમાનમાં સૂરજ અને ચાંદની જેમ રોશન થઈ જાઓ !

હે બિલ્કીસ !

ઈમાન લાવવાની બરકતથી તું હરવખત પોતાની ઝાતમાં અલાયદી સલ્તનત અને લશ્કર તેમજ તખ્તેશાહી નિહાળશે કારણ કે સુલતાનોને તખ્ત અને તાજની ભીખ આપનારો તારા દિલ પર પોતાના લુત્ફો કરમની સાથે છાંયડો કરશે. તે વખતે તું કેટલી ખૂશનસીબ હશે બલ્કે સરાપા બખ્ત-નિતાંત ભાગ્ય હશે !

હે તે જાને પાક જે અલ્લાહ તઆલાની મુહબ્બત અને કુર્બ તથા રઝાની અવિનાશી સલ્તનત તેમજ અમર દૌલતથી માલામાલ થઈ ગઈ છે ! એવી જાન પોતે ઝાતે જ સલ્તનત અને દવલત છે. એટલે મૌત વખતે તમામ ચીઝો અલગ થઈ જશે પરંતુ તું પોતાની ઝાતથી કેવી રીતે અલગ થઈ શકે છે અર્થાત કુર્બે બાતિનીની દવલત જે તારી ઝાતમાં દાખલ થયેલી હતી તેને તારી રૂહ પોતાની સાથે લઈને સુર્ખરૂ ખુદાની રૂબરૂ હાજર થશે, કારણ કે તારો મુલ્ક અને માલ તારી અયન ઝાત બની ગયા છે !

## નસીહતો

મતલબ એ કે હઝરત સુલયમાન અલયહિસ્સલામ બિલ્કીસને ઈસ્લામની દઅવત પેશ કરી રહ્યા છે કે :

હે બિલ્કીસ !

આ ઝાહેરી મુલ્ક અને માલને છોડ અને બાતિની દવલતને હાસિલ કર ! એનાથી આ સર્વ મુલ્ક અને માલ તેમજ સર્વ નોકર-ચાકર, બાંદી-ગુલામ ખુદ તારી અંદર પયદા થઈ જશે અને પછી તને આ ઝાહેરી ઠાઠમાઠની જરૂરત ન રહેશે અને આ ઝાહેરી દવલત હોવાથી તું માત્ર ખૂશબખ્ત છે પરંતુ બખ્ત અને તું (બંને) એક નથી ! બખ્ત (ભાગ્ય) તારા માટે એક ભ્રામક વસ્તુ છે પરંતુ જો તું ઈસ્લામ કબૂલ કરી લે તો એ દવલતે બાતિનીના સદકામાં બખ્ત ખુદ (ભાગ્ય સ્વયંવ) તારી અયન ઝાત થઈ જશે. તે પછી કદી એ દવલતનું પતન ન થશે !



## હઝરત મૂસા અલયહિસ્સલામનું ફિરઅવનને ઈસ્લામનું આમંત્રણ આપવાની હિકાયત

હઝરત મૂસા અલયહિસ્સલામે ફિરઅવનથી ફરમાવ્યું કે,

'હે ફિરઅવન ! તું મારી એક વાત માની લે અને એના બદલામાંમારી પાસેથી ચાર નેઅમતો મેળવી લે !'

ફિરઅવને પૂછયું,

'તે એક વાત કંઈ છે ?'

આપે ફરમાવ્યું,

'તું જગજાહેર આ વાતનો સ્વીકાર કરી લે કે :–

– અલ્લાહના સિવાય બીજો કોઈ અલ્લાહ નથી.
– તે ઊંચે આકાશનો અને સિતારાઓનો સર્જનહાર છે.
– તે નીચે ઈન્સાનો, શયતાનો, જિન્નો અને જાનવરોનો પયદા કરનારો છે.
– તે પહાડો, સાગરો, જંગલો અને બયાબાનોનો પણ ખાલિક છે.
– તેનું સામ્રાજય અપાર છે.
– તે બેનઝીર અને બેમિસ્લ, અજોડ અને અનુપમ છે.
– તે દરેક શખ્સ અને દરેક મકાનનો નિગહબાન છે.
– તે દુનિયામાં દરેક સજીવને રિઝક આપનારો છે.
– તે આસમાનો અને ઝમીનોનો રક્ષક છે.
– તે વનસ્પતિમાં ફળ–ફૂલ ઊગાડનારો છે.
– તે બંદાઓના દિલોની વાતોથી જાણકાર છે.
– તે માથાં ફરેલ લોકો ઉપર હાકિમ અને તેમના ઘમંડને તોડનારો છે.
– તે દરેક બાદશાહનો બાદશાહ છે.
– હુકમ તેનો જ છે.
– તે ચાહે છે તે કરે છે.
– કોઈ તેમાં દખલ કરી શકતું નથી.'

આ બધું સાંભળીને ફિરઅવને કહ્યું,

'સારું, એના બદલામાં તે ચાર ચીઝો કઈ છે જે આપ મને આપશો ? કદાચ એ ઉમદા ઉમદા વાયદાઓના કારણે મારા કુફ્રની પકડ ઢીલી થઈ જાય અને મારા ઈસ્લામથી સેંકડોના કુફ્રના તાળાંઓ તૂટી જાય અને તેઓ ઈસ્લામથી મુશર્રફ થઈ જાય તેમજ આપની આ વાતોથી મારી સૂકી ખારપાટવાળી ધરતીમાં હક સુબ્હાનુહૂની મઅરેફતની લીલોતરી ઊગી નીકળે !

'હે મૂસા અલયહિસ્સલામ ! જલ્દીથી તમે તમારા વાયદાઓને મારી સમક્ષ બયાન કરો, શકય છે કે મારી હિદાયતનો દરવાજો ખૂલી જાય !'



હઝરત મૂસા અલયહિસ્સલામે અલ્લાહના હુકમથી ફિરઅવનને (નીચે પ્રમાણે) ચાર ચીઝોના ઈન્આમ સંભળાવવા શરૂ કર્યા :–

૧

આપે ફરમાવ્યું કે,

'જો તું ઈસ્લામ કબૂલ કરી લે તો પહેલી નેઅમત તને એ મળશે કે તું હમેશાં તંદુરસ્ત રહેશે અને કદી બીમાર ન પડશે. તને મોતની ઝંખના જાગશે અર્થાત પોતાના શરીરરૂપી ઘરમાં અલ્લાહ સાથે તઅલ્લુકનો એવો ખઝાનો જોશે કે જે મળવાની આશામાં તું પોતાની તમામ ખ્વાહિશાતે નફસાનિયહ–મનેચ્છાઓને અલ્લાહની મરજીના તાબે કરવાના માટે મુજાહદાતમાં જાન સુધ્ધાં આપવા માટે તૈયાર થઈ જશે !

જેવી રીતે કોઈના ઘરમાં ખઝાનો દટાયેલો હોય તો તે દટાયેલો ખઝાનો મેળવવા માટે ખૂશી ખૂશી પોતાના ઘરને ખોદીને વેરાન કરવા માટે તૈયાર થઈ જાય છે તે જ પ્રમાણે અલ્લાહ તઆલાના આશિકો પોતાની ખ્વાહિશાતના ઘરને રઝાએ મવલા અને તઅલ્લુક મઅલ્લાહની દવલતના માટે ખૂશી ખૂશી તોડી પાડવાના માટે તૈયાર થઈ જાય છે. પરંતુ તે પછી જે દવલત

મળે છે તે સમસ્ત વિશ્વના સાતેય ખંડોના મળવા કરતાંયે વધારે ઈર્ષ્યાપાત્ર હોય છે !

ખ્વાહિશાતના વાદળોને વિખેર્યા પછી જ માહતાબે હકીકી–હકીકી ચંદ્રનું ઉજજવળ નૂર (દિલને) મસ્ત કરી દે છે !'

૨

હઝરત મૂસા અલયહિસ્સલામે આગળ ફરમાવ્યું,

'હે ફિરઅવન !

જેવી રીતે એક કીડાને એક લીલું પાંદડું પોતાનામાં મશગૂલ કરીને દ્રાક્ષથી મેહરૂમ કરે છે એ જ રીતે આ તુચ્છ દુનિયાએ તને પોતાનામાં મશગૂલ કરીને મવલાએ હકીકીથી મેહરૂમ કરેલો છે. આદમી કીડાની જેમ શારીરિક લિઝઝતોમાં મસરૂફ થાય છે પરંતુ જયારે હક તઆલાનો ફઝલ શામિલે હાલ થાય છે ત્યારે તે સચેત થઈને તેને છોડી દે છે અને હકની તરફ મશગૂલ થાય છે જેનું 5 1Z6 ED V [V EJ{K [S[T GLZUvZUDF4G; –નસમાં અને સમગ્ર ચેતાતંત્રમાં ઝિક્રે હક છવાઈ જાય છે, અને તે

**મુતખલ્લક–બ–અખ્લાકલ્લાહ,**

અલ્લાહના અખ્લાકથી આભૂષિત થઈ જાય છે.'

૩

હઝરત મૂસા અલયહિસ્સલામે આગળ ફરમાવ્યું,

'હે ફિરઅવન !

ત્રીજી નેઅમત તને એ મળશે કે હમણાં તો તને એક મુલ્ક આપવામાં આવેલો છે અને ઈસ્લામના બાદ તને બે મુલ્ક આપવામાં આવશે. આ મુલ્ક તો તને અલ્લાહ તઆલાની સાથે બગાવત કરવાની હાલતમાં આપવામાં આવેલો છે તો પછી ઈતાઅત અને ફરમાંબરદારીની હાલતમાં કંઈ કેટલું મળશે ? !

જેના ફઝલે તને તારા ઝુલ્મની હાલતમાં આટલું બધું આપ્યું છે તો તેની ઈનાયત અને વફાની હાલતમાં તને કેટલું આપવામાં આવશે ?!'

૪

હઝરત મૂસા અલયહિસ્સલામે આગળ ફરમાવ્યું,

'હે ફિરઅવન !

ચોથી નેઅમત તને એ મળશે કે તું જુવાન રહેશે અને તારા બાલ હમેશાં કાળાં રહેશે ! અને આ નેઅમતો અર્થાત જુવાની અને બાલોનું કાળા રહેવું... વગેરે અમારી નજીક ખૂબ જ તુચ્છ નેઅમતો છે. જો બાળકને એમ કહેવામાં આવે કે જો તું શાળાએ જશે તો તને એક અખરોટ આપવામાં આવશે તો ઈલ્મની નેઅમતની સરખામણીમાં અખરોટની શી હેસિયત છે ? '



આ વાયદાઓને સાંભળીને ફિરઅવનનું દિલ કંઈક ઈસ્લામની તરફ આકર્ષિત થયું.

તેણે કહયું,

'સારું, હું મારી પત્ની સાથે મશ્વરો કરી લઉં.'

તે પછી તે ઘરે ગયો અને હઝરત આસિયા (રદિયલ્લાહુ અન્હા)થી મશ્વરો કર્યો.



[ હઝરત આસિયા રદિયલ્લાહુ અન્હાએ ફિરઅવનને જે મશ્વરો આપ્યો તે અજીબોગરીબ છે અને હઝરત મૌલાના રૂમી (રહ.) એ તેનું વર્ણન ખૂબ જ પ્યારા અંદાઝમાં કરેલું છે, જે ઈન્શાઅલ્લાહ હવે હિકાયત નંબર ૫૯માં કરવામાં આવશે.]



# ૫૯ ફિરઔને પોતાની પત્ની હઝરત આસિયહ (રદિ.) સાથે પોતાના ઈસ્લામના માટે સલાહ-મશ્વરો કરવાની હિકાયત

ફિરઔન ઘરે ગયો. પોતાની પત્ની આસિયહને આ ઘટના કહી સંભળાવી.

હઝરત આસિયહ (રદિ.)એ કહ્યું,

'આ વાયદા પર તો તારો જાન કુરબાન કરી દે ! આ વાત-ચીત ઘણી ઈનાયતોનું વિવરણ ધરાવે છે. તે ઈનાયતોના માટે આ વાતચીત મૂળ પાઠ (ઈબારત) સમાન છે. એટલે તું એને જલ્દીથી કબૂલ કરી લે અને એને હરગિઝ છોડીશ નહિ.'

'ખેતી તૈયાર છે અને ખૂબ જ ફાયદાકારક છે. અત્યાર સુધી જે સમય વીત્યો છે તે બધો બેકાર વીત્યો છે ! '

આટલું કહીને હઝરત આસિયહ (રદિ.) ઝારઝાર રડવા લાગી. તેમને એક જોશ આવી ગયો અને કહ્યું,

'હે ટાલિયા ! તને મુબારક થાઓ ! સૂરજ તારો તાજ બની ગયો ! હઝરત મૂસા અલયહિસ્સલામે તારી બૂરાઈઓની પરદાપોશી કરી. તને બાતિની દવલત આપવા ચાહે છે. ટાલિયાનો અયબ તો મામૂલી ટોપી છુપાવી શકે છે પરંતુ તારા અયબોને તો હક તઆલા શાનુહૂની રહમતનો તાજ છુપાવવા ચાહે છે !
મારો મશ્વેરો તો એ છે કે,
હે ફિરઅવન !

તું મશ્વરો ન કર. તારે તો તે જ મજલિસમાં તરત જ આ દાઅવતને ખૂશી ખૂશી કબૂલ કરી લેવી જોઈતી હતી. આ વાત તો હઝરત મૂસા અલયહિસ્સલામે પેશ કરી છે. એ એવી તેવી વાત તો ન હતી જેમાં તું મશ્વરો શોધતે. એતો એવી વાત હતી કે સૂરજ જેવી ઊંચું સ્થાન ધરાવતી મખ્લૂકના કાનમાં પડતે તો એને કબૂલ

કરવા માટે આસમાનથી જમીન પર શિરસાટે ઉતરી આવતે ! તને ખબર છે કે આ શું વાયદો છે ? ! અને શું અર્પણ થઈ રહ્યું છે ? !

'હે ફિરઅવન ! આ રહમત તારા પર અલ્લાહની એવી છે જેવી રીતે ઈબ્લીસ (શયતાન) પર રહમત થવા લાગે ! હક તઆલાનો આ મામૂલી કરમ–કૃપા નથી કે તારા જેવા માથાંફરેલ અને ઝાલિમને યાદ ફરમાવી રહ્યા છે !'

'અરે ! મને તો એ નવાઈ લાગે છે કે આ કરમ–કૃપાને જોઈને ખૂશીના કારણે તારો પિત્તો કેમ ફાટી ન ગયો ? ! જો તારો પિત્તો ખૂશીના કારણે ફાટી જતે તો બંને જહાનમાંથી તને હિસ્સો મળી જતે. દુનિયામાં નેકનામી અને આખિરતમાં નજાત મળતે.'



હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

'જયારે અલ્લાહવાળાઓને અયોગ્ય વ્યકિતઓ સાથે કામ પડે છે ત્યારે એ અયોગ્ય વ્યકિતઓ પોતાની વિચારસરણી અનુસાર અલ્લાહવાળાઓને પણ બનાવવા ચાહે છે અને જયારે અલ્લાહવાળાઓ તેમની વિચારસરણી અનુસાર બનતા નથી ત્યારે તેઓને દુ:ખો અને પીડાઓ આપવાનું શરૂ કરી દે છે. અલ્લાહવાળાઓના આંસુઓ જે જમીન પર પડે છે તેને ફરિશ્તાઓ પોતાના મુખો અને પાંખો પર મસળે છે. હક તઆલા શહીદોના ખૂન બરાબર તેને વજન કરે છે.'



હઝરત આસિયહ (રદિ.)એ ફિરઅવનથી કહ્યું કે,

'હે ફિરઅવન ! અલ્લાહ અલ્લાહ ! તું સોચ–વિચાર ન કર ! પોતાના એક બિંદુને આપી દે કે જેથી તેના બદલામાં આ રસૂલે પાક (હઝરત મૂસા અલયહિસ્સલામ) ની પાસેથી તને સિંધુ (સાગર) પ્રાપ્ત થઈ જાય ! અર્થાત પોતાના નફસને ઝૂકાવી દે અને ઘમંડથી એનો ઈન્કાર ન કર, જેથી કુર્બે હકના સાગરથી તું સંપન્ન થઈ જાય !'

'હે ફિરઅવન ! આવી મહાન દવલત કેવાં બિંદુને મળે છે કે તેને ખુદ સાગર તલબ કરે ! આ તારા ઉપર અત્યંત શફકત છે કે તને આવા આગ્રહની સાથે બોલાવવામાં આવી રહ્યો છે. જયારે સાગર ખુદ તને બોલાવી રહ્યો છે તો મોડું શાને કરે છે ? ઉતાવળે પોતાને તેમના હાથ પર વેચી દે કારણ કે લુત્ફના સાગરની તરફ તને બોલાવવામાં આવી રહ્યો છે.'

'હે ફિરઅવન ! જલ્દી દોડ અને આ સાગરને તલબ કર કારણ કે એ રહમતનો સાગર છે, કોઈ મામૂલી નદી નથી !'

'અરે ! જો તું હાથ-પગ વગરનો છે અને પોતાની નિજી કોશિશોથી સાગર સુધી પહોંચી નથી શકતો તો પોતાને મૂસા (અલૈ.)ના હુકમનો બિલ્કુલ તાબેદાર કરી દે તેમજ હઝરત મૂસા (અલૈ.)ની દાંડીના માટે ગિલ્લી બની જા તો તે તારા પગ બની જશે !'

'અરે ! જે ઈનામોનો તને વાયદો કરવામાં આવી રહયો છે તેના પર બદગુમાની ન કર અને ફરેબ કે ધોકો ન સમજ !'

'અલ્લાહ ! અલ્લાહ ! આ ઈનામોને જલ્દીથી હાસિલ કરી લે કે જેથી તું ગલતબીનીથી ધોકો ખાઈને બરબાદ ન થાય !'

'જયારે હક તઆલા તને પોતે તલબ કરે છે તો તું મોડું ન કર, શકય હોય ત્યાં સુધી જલ્દી કર અને પોતાની ગરદન અલ્લાહની સામે ઝૂકાવી દે!'

'અલ્લાહ ! અલ્લાહ ! જલ્દીથી અમલ કર અને આ બશારત-ખૂશખબરથી ખૂશ થઈ જા !'

'અલ્લાહ ! અલ્લાહ ! કયાં સુધી અહંકાર અને બગાવત કરતો રહેશે અને તકબ્બુરથી ગરદન ઊંચી રાખશે ? !'

'અલ્લાહ ! અલ્લાહ ! જરા પણ થોભવા વગર જલ્દી, જલ્દી મહબૂબે હકીકીથી મળી જા !'

'અલ્લાહ ! અલ્લાહ ! તે અલ્લાહ જયારે તને તારા ગુનાહો પર શરમિંદહ કરી નથી રહયો તો તેનો શુક્ર અદા કર !'

'અલ્લાહ ! અલ્લાહ ! જયારે અલ્લાહ તને પોતાના ફઝલથી પોતાના સુધી પહોંચવાનો રસ્તો આપી રહ્યો છે તો હઝરતે હક

સુબ્હાનુહૂ તઆલાની સામે ગરદન ઝૂકાવી દે !'

'અલ્લાહ ! અલ્લાહ ! જો તો ખરો, હે ફિરઅવન ! તારા આટલા મોટા કુફ્ર છતાં તેનો ઈકરામ તને કેવી રીતે કબૂલ કરી રહયો છે ! શું આ શાહી ઈનામો અને અતાઓ કદર કરવાના લાયક નથી ?'

હવે હઝરત મૌલાના રૂમી (રહમતુલ્લાહિ અલયહ) જોશમાં આવીને ફરમાવે છે કે,

'તમામ અલ્તાફ તેના લુત્ફની સામે તુચ્છ છે કારણ કે એક ખાકી (માટીનો માનવ) (તેના લુત્ફના કારણે) સાતમા આસમાને પહોંચી જાય છે અને નાસૂકી (નિમ્નકક્ષાની વ્યકિત) મલકૂતી (ફરિશ્તાઓના સમાન ઉચ્ચ કક્ષાની) બની જાય છે.'

જો કે :

**ચેહ નિસ્બત ખાકરા બા આલમે પાક !**

નિમ્ન કક્ષાની માટીના માનવીને તે વળી ઉચ્ચ

કક્ષાના આલમે પાક સાથે શી નિસ્બત ?



હઝરત આસિયહ (રદિયલ્લાહુ અન્હા)એ કહ્યું કે,

'હે ફિરઅવન ! આવું અજીબ બજાર કોને મળે છે કે એક ફૂલના બદલામાં આખો બગીચો જ મળી જાય ! '



હઝરત આસિયહ (રદિયલ્લાહુ અન્હા)ની વાતો સાંભળીને ફિરઅવને કહયું કે,

'હું મારા વઝીર (પ્રધાન) હામાનની સાથે પણ સલાહ-મશવરો કરીશ.'

હઝરત આસિયહ (રદિયલ્લાહુ અન્હા)એ કહ્યું કે,

'હામાનને આ વાત કહેશો નહિ કારણ કે તે આ વાતો કહેવાને લાયક વ્યકિત નથી. ભલા, આંધળી ડોસી શાહી બાઝ પક્ષીની કદર શું જાણે ?'❶

❶ જુઓ હિકાયત નંબર ૩૯

પરંતુ ફિરઅવન માન્યો નહિ અને હામાનની સલાહ લીધી.
હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

'અયોગ્ય માણસોના સલાહકારો પણ અયોગ્ય હોય છે ! જેમ કે હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સલાહકાર તો સિદ્દીકે અકબર (રદિ.) હતા જ્યારે અબૂ જહલનો સલાહકાર અબૂ લહબ હતો ! દરેક માણસ પોતાના જેવી પ્રકૃતિ અને ગુણ ધરાવનારથી મશ્વરો લેવાનું પસંદ કરે છે.



ટૂંકમાં જ્યારે ફિરઅવનની વાતો હામાને સાંભળી ત્યારે તે ગુસ્સાથી ઘણો ઉછળ્યો-કૂદયો અને ગમના કારણે પોતાનો પોશાક ફાડી નાંખ્યો અને શોર મચાવવાનું તેમજ રડવા-કકળવાનું શરૂ કર્યું. ટોપી અને પાઘડીને જમીન પર ફેંકી દીધાં.

તે કહેવા લાગ્યો,

'હાય ! બાદશાહ સલામતની શાનમાં મૂસા (અલયહિસ્સલામે) આવી ગુસ્તાખી કરી ? ! આપની શાન તો એ છે કે તમામ કાએનાત આપના વશમાં છે !'

'પૂર્વથી પશ્ચિમ સુધી બધાં આપની સમક્ષ ખંડણી લાવે છે અને સુલતાનો આપના આસ્તાનાની ધૂળને ખૂશીથી ચૂમે છે ! (હઝરત) મૂસા (અલયહિસ્સલામે) આપનું મહાભારે અપમાન કર્યું છે ! આપતો ખુદ આખી દુનિયાના માટે પૂજાપાત્ર અને ઈબાદતને લાયક છો ! અને આપ તેની વાત માનીને એક અદના ગુલામ બનવા ચાહો છો ? ! આપ પોતે ખુદા હોવા છતાં પોતાના જ બંદાના બંદા બનવા માટે મશ્વરો કરો છો ?!'

'મારી નજીક તો હઝારો આગમાં સળગવું આ અપમાનના કરતાં બેહતર છે. જો આપે ઈસ્લામની દઅવત કબૂલ જ કરવી હોય તો સર્વ પ્રથમ મને મારી નાંખો કે જેથી બાદશાહ સલામતનું આ અપમાન પોતાની આંખોથી ન જોઉં !'

'આપ મારી ગરદન અત્યારે જ ઉડાવી દો કે જેથી આ દ્રશ્યને જોવું ન પડે ! કે આસમાન જમીન બની જાય અને અલ્લાહ

બંદો બની જાય અર્થાત આપણા ગુલામો આપણા આકા બની જાય અને આપણે તેમના ગુલામ બની જઈએ !'



હવે હઝરત મૌલાના રૂમી (રહમતુલ્લાહિ અલયહ) બેઈમાન હામાનને ધમકાવતા ફરમાવે છે કે,

'હે મર્દૂદ–ધુત્કારાયેલ હામાન ! કેટલીયે એવી હુકૂમતો જે પૂર્વથી લઈ પશ્ચિમ સુધી વિસ્તરેલી હતી તે અલ્લાહના કહેર–કોપના કારણે એવી નાશ પામી કે આજે તેમનું નામો નિશાન પણ બાકી નથી ! જાણે કે અહીં કોઈ વસ્તી જ ન હતી ! પૂર્વ અને પશ્ચિમ પણ ખુદ બાકી રહેનારા નથી તો એ બીજાઓને કેવી રીતે બાકી રાખી શકે છે ? '



હામાનમાં જે તકબ્બુર–ઘમંડ હતું તે કાતિલ ઝહેર હતું અને એ જ ઝહેર મિશ્રિત શરાબથી હામાન ભાન ભૂલીને મૂરખ બની ગયો હતો. અને એ મલઊન–ધિક્કારપાત્ર વઝીરના મશ્વરાથી ફિરઅવને હકને કબૂલ કરવાનો ઈન્કાર કરીને પોતાને કાયમી રુસ્વાઈ અને અઝાબના હવાલે કરી દીધો !

અલ્લાહ તઆલા આપણને સૌને ગુરૂર અને ઘમંડથી બચાવે ! આમીન !



જયારે ફિરઅવન હામાનના બહેકાવવામાં આવી ગયો અને હઝરત મૂસા અલયહિસ્સલામની વાત માનવાથી ઈન્કાર કરી દીધો ત્યારે હઝરત મૂસા અલયહિસ્સલામે ફરમાવ્યું કે,

'મેં તો ઘણી સખાવત અને ઈનાયત કરી હતી પરંતુ તારી કિસ્મતમાં જ નથી તો હું શું કરું ? ! '





## ૬૦ મજનૂં અને તેની ઊંટણીની હિકાયત

એક વખતે મજનૂં ઊંટણી ઉપર સવાર થઈને લયલાની તરફ જઈ રહયો હતો. પરંતુ જયારે તે લયલાના વિચારોમાં ડૂબી જતો અને બેખુદીની હાલત થઈ જતી ત્યારે મજનૂંના હાથમાં પકડેલી ઊંટણીની લગામની પકડ ઢીલી થઈ જતી અને ઊંટણી લયલાની તરફ ચાલવાના બદલે તરત જ પોતાનું રુખ મજનૂંના ઘરની તરફ કરતી કારણ કે મજનૂંના ઘરે ઊંટણીનું બચ્ચું હતું. બચ્ચાની મુહબ્બત ઊંટણીને બેચેન કરતી હતી અને ઘર તરફ પાછી ફરવા પ્રેરતી હતી.

જયારે મજનૂંની બેખુદીની હાલત દૂર થતી ત્યારે આ દ્રશ્ય જોઈને તે ખુબ જ હયરાન અને પરેશાન થતો કે જયાંથી નીકળ્યો હતો ત્યાં જ ફરી પાછો આવી પહોંચ્યો છે ! તે ફરી પાછો ઊંટણીને લયલાની તરફ ચાલવા માટે મજબૂર કરતો.

આ પ્રમાણે કંઈ કેટલીયે વખત બન્યું. થોડી વારમાં લયલાના વિચારો મજનૂંના મન પર છવાય જતાં અને બેખુદીની હાલત ફરી પાછી થઈ જતી અને ફરી પાછી ઊંટણી ઘર તરફ ભાગી આવતી !

છેવટે મજનૂંને ગુસ્સો આવી ગયો.

તેણે કહયું કે,

'મારી લયલા તો આગળ છે અને આ ઊંટણીની લયલા પાછળ છે. અર્થાત એના બચ્ચાંની યાદ એને પાછળ ભાગવા પર મજબૂર કરે છે એટલે ઈશ્કનો આ રસ્તો કપાતો નથી. આ રીતે તો હું મેહબૂબની મંઝિલ સુધી આખી જિંદગીમાં પણ પહોંચી શકીશ નહિ !'

આટલું કહીને તે ઊંટણી ઉપરથી નીચે કૂદી પડયો જેના કારણે તેનો એક પગ ભાંગી ગયો !

મજનૂંએ પોતાના બન્ને પગો દોરડીથી બાંધી લીધાં અને કહ્યું કે,

'હવે હું ગિલ્લી બની જાઉં છું અને લયલાના ઈશ્કરૂપી દંડાના આકર્ષણથી ગબડતો ગબડતો તેની પાસે પહોંચીશ.'




[ નોંધ : બાળકો ગિલ્લી-દંડાની રમત રમે છે ત્યારે દંડા વડે ગિલ્લીને ફટકો મારતાં જ તે ગબડતી ગબડતી દૂર ચાલી જાય છે તેની ઉપમા અહીં આપી છે.]

**નસીહતો**

**૧**

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

આપણી રૂહ (આત્મા) મેહબૂબે હકીકી અર્થાત અલ્લાહ તઆલા શાનુહૂની જુદાઈમાં ઝૂરે છે જયારે આપણું શરીર મોજ-શોખ અને આનંદ-પ્રમોદના સાધનો શોધવામાં ઊંટણીની જેમ એનાથી વિરુધ્ધ ચાલે છે.

મજનૂંના ઉપરોકત બનાવથી આપણે સબક લેવો જોઈએ કે લયલા કે જે મૃત્યુ પામીને સડી જનારી એક લાશ સમાન છે તેની મુહબ્બતમાં તો મજનૂંને એટલી હિમ્મત અને અકલ હોય અને આપણે મવલા (અલ્લાહ તઆલા) ના આશિકો કહેવડાવીએ છીએ તો મવલા (અલ્લાહ તઆલા)નો ઈશ્ક શું કમ હોય શકે છે ? ! તેના માટે તો ગિલ્લી સમાન બની જવું વધારે આસાન હોવું જોઈએ.

**૨**

વર્તમાનકાળમાં આપણી ગફલત અને આખિરતથી લાપરવાહીનું મોટું કારણ એ જ છે કે આપણી રૂહ અને અકલ તો અલ્લાહની તરફ ચાલવા ચાહે છે પરંતુ આપણો નફસ દુનિયાના લોભ અને લાલચમાં મજનૂં થઈને દુનિયાની તરફ દોડે છે ! નફસ (મન)ની સાથે હંમેશા આ જ પ્રમાણે જંગ (સંઘર્ષ) ચાલ્યા કરે છે. આખિરત અને દુનિયા એમ બે લયલાઓથી આપણો પનારો પડયો છે. એટલે જે લયલા અમર અને અવિનાશી છે તેને લઈ લો અને જે લયલા ફાની અને નાશવંત છે તેના પર સબર કરી લો. એનો મતલબ એ નથી કે દુનિયાને છોડી દો અને જંગલમાં ભાગી જાઓ. એ પ્રમાણે કરવું તો જહાલત છે. માત્ર આખિરતની મુહબ્બતને દુનિયાની મુહબ્બત પર ગાલિબ (પ્રભાવી) કરી લો એ જ પુરતું છે. પરંતુ એની હિંમત કોઈ અલ્લાહવાળાની સુહબત અને તેની ગુલામીથી જ મળે છે.




# ૬૧ દિવસે ચિરાગ લઈને ફરતા એક શખ્સની હિકાયત

એક શખ્સ દિવસના અજવાળામાં ચિરાગ લઈને બજારમાં ફરી રહયો હતો !

કોઈએ તેને પૂછયું કે,

'તને શું થઈ ગયું છે ? ! દિવસના અજવાળામાં ચિરાગ લઈને ફરવાની શી જરૂરત છે ? !'

તેણે જવાબ આપ્યો કે,

' હું ચિરાગ વડે આદમીઓને શોધું છું, મને કોઈ આદમી મળતો નથી !'

પેલા શખ્સે કહયું કે,

'આદમીઓથી તો આ બજાર ભરેલું છે છતાં તને કોઈ આદમી મળતો નથી ? !'

તેણે કહયું કે,

'આ બજારમાં મર્દ (માનવી) કોઈ નથી ! માત્ર સૂરત (ચહેરા) માનવી જેવાં છે ! ખરેખર તો એ બધાં રોટી અને મનેચ્છાઓ (ખ્વાહિશાતે નફસાનિયહ)ના અભિલાષીઓ છે !'

'આ બજારમાં તું જે માનવીઓને જુએ છે તે બધાં ઈન્સાનિયત અને આદમિયતની ખસલતો તથા ગુણોથી ખિલાફ છે. એ આદમીઓ નથી માત્ર આદમીના ગિલાફ (મ્હોરાં) દેખાય છે ! આદમીના માટે સિફાતે આદમિયત (માનવતાના લક્ષણો) હોવા જરૂરી છે. જો ઊદ જે એક ખૂશ્બૂદાર લાકડું છે તેમાં ઊદની ખૂશ્બૂ ન હોય તો પછી તેનામાં અને સામાન્ય ઈંધણના લાકડાંમાં શું ફરક છે ? એવા ખૂશ્બૂ વગરના ઊદને ઈંધણ જ કહી શકાય !'

'આદમિયત અને ઈન્સાનિયત માંસ, ચરબી, અને ચામડીનું નામ નથી. આદમિયત તે સિફાત, અખ્લાક અને આમાલનું નામ છે જેનાથી અલ્લાહની રઝા-પ્રસન્નતા પ્રાપ્ત થાય છે.'

ગર બસૂરત આદમી ઈન્સાં બૂદે,
અહમદો બૂ જહલ હમ યકસાં શુદે.

**ભાવાર્થ**

જો આદમિયત-માનવતા માત્ર ઈન્સાનની સૂરત-ચહેરાનું નામ હોત તો અહમદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને અબૂજહલ એક સરખા હોત જો કે એવું નથી. (બંનેમાં જમીન-આસમાનનો તફાવત છે.)

**નસીહતો**

જો આ માપદંડ, કસોટી અને દ્દષ્ટિબિંદુના આધારે દરેક શખ્સ પોતાની ઈન્સાનિયત અને આદમિયતને તપાસે અને પરીક્ષણ કરે તો આખી ધરતી પર માત્ર અલ્લાહવાળાઓ જ આદમી નઝર આવશે ! બાકી તમામ દુનિયાના ઈન્સાનો જેઓ માત્ર ખાવા–પીવા અને કુદરતી હાજતમાં–મળત્યાગ કરવામાં જ મશ્ગૂલ છે અને એજ ધ્યેયના વિકાસ માટે મશ્ગૂલ છે તેમજ 'ખાવા માટે જીવો' જ જેમનું અંતિમ ધ્યેય છે તેમનું સ્થાન શું છે તે દર્શાવવા માટે તો સૌથી યોગ્ય ઉદાહરણ એ જ સમજવામાં આવે છે કે જેવી રીતે અનાજ દળવાની ઘંટી છે જેમાં એક તરફથી ઘઉં નાંખવામાં આવે છે અને બીજી તરફથી લોટ કાઢવામાં આવે છે અને એનું નામ અનાજ દળવાની ઘંટી રાખવામાં આવે છે એ જ પ્રમાણે જિંદગીને માત્ર ખાવા અને કુદરતી હાજત કરવાનું સમજનારા એક ઘંટી–મશીન સમાન છે જેમાં એક તરફ રોટી–ખોરાક નાંખવામાં આવે છે અને બીજી બાજુથી પાયખાના–મળ કાઢવામાં આવે છે તો જાણે કે એ તો પાયખાના–મળ બનાવનારી ઘંટી–મશીન છે !

અર્થાત પોતાની જિંદગીને માત્ર ખાવા અને કુદરતી હાજતો કરવા માટે સમજવું પોતાને પાયખાના–મળ બનાવનારું યંત્ર બનાવી દેવા જેવું છે. અલ્લાહ તઆલા આવા મૂર્ખાઈ ભરેલાં દ્દષ્ટિબિંદુથી બચાવે !



હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે માત્ર ગોશ્ત, ચરબી અને ઈન્સાની ચામડી–ખાલનું નામ આદમિયત નથી બલ્કે દોસ્તની




પ્રસન્નતાનું નામ આદમિયત છે અર્થાત અલ્લાહ તઆલાની રઝા-પ્રસન્નતા જેને પ્રાપ્ત થઈ જાય તે જ ખરેખર આદમી કહેવા લાયક છે. તેની નિશાની એ છે કે અલ્લાહ તઆલાની રઝા-પ્રસન્નતા પ્રાપ્ત થાય તેવા આમાલ અને અખ્લાકથી આભૂષિત હોય અને હકની નારાઝગીના આમાલથી બચતો હોય તેમજ તકવો-પરહેઝગારી હાસિલ હોય. એવો આદમી બેશક આદમિયતવાળો છે અર્થાત નિસ્બતનો ભાવાર્થ તેનામાં મોજૂદ છે.

હઝરત આદમ અલયહિસ્સલામની ખાસ સિફત આ હતી :

**'રબ્બના ઝલમના અનફુસના વઈલ્લમ તગ્ફિરલના**
**વ તર્હમ્ના લનકૂનન્ન મિનલ ખાસિરીન.'**

**ભાવાર્થ :**

હે અમારા પરવરદિગાર ! અમે અમારી જાત પર ઝુલ્મ કર્યો છે. જો તું અમારી મગફિરત નહિ કરે અને અમારા ઉપર રહમ નહિ કરે તો અમે જરૂર નુકસાન ઉઠાવનારાઓમાંથી થઈ જઈશું.

– સૂરએ 'અઅરાફ' : ૨૩

અર્થાત હઝરત આદમ અલયહિસ્સલામ પોતાની ભૂલો અને કુસૂરો પર લાંબી ઉંમર સુધી રડતા રહ્યા અહીં સુધી કે આપના આંસુઓથી નાના નાના ઝરણાંઓ બની ગયાં અને તેમાંથી જ ખૂશ્બૂદાર-સુગંધિત ફૂલો : ગુલાબ, બેલા... વગેરે પયદા કરવામાં આવ્યા. એની રિવાયત અલી મહાઈમી (રહ.)ની તફસીરમાં મોજૂદ છે.

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

જે લોકો હઝરત આદમ અલયહિસ્સલામની ખાસ ઔલાદ છે તેઓ પોતાના પિતા (હઝરત આદમ અલયહિસ્સલામ)ના તરીકા પ્રમાણે પોતાના પરવરદિગારથી પોતાની ખતાઓ પર, **'રબ્બના ઝલમના...'**નો અવાજ બુલંદ કરે છે અર્થાત રડી-કકળીને માફી માંગે છે.



હઝરત મૌલાના રૂમી (રહ.)ના આ દ્રષ્ટિબિંદુથી જોવામાં આવે તો મોટા મોટા બંગલાઓ અને કારવાલાઓનો પોતાના વિષે મોટા કે નાના આદમીનો ફેસલો કરવો તો દૂર રહ્યો બલ્કે આદમી હોવું પણ







ખતરામાં દેખાય છે. મોટો આદમી તે જ છે જેણે માલિકને રાઝી કરી રાખ્યો છે. મેદાને મેહશરમાં કોઈની ખોપરી પર જોડાંઓ મારી–મારીને ટાલ પાડવામાં આવી રહી હોય અને ત્યાં કોઈ કહે કે આ મોટો આદમી છે ! એની પાસે બે હજાર ગજનો બંગલો અને ત્રણ કારો તથા ત્રણ ફેકટરીઓ હતી તો એવા મોટા આદમી બનવાથી શું ફાયદો કે પરદેશમાં (દુનિયામાં) તો રઈસ–ધનવાન હોય અને વતને આખિરતમાં ભંગી તથા મુફલિસ હોય !

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'હે લોકો ! તમે જાણો છો કે મોટા આદમી કોણ છે ?'

તે પછી ફરમાવ્યું કે,

'મોટા આદમી **અસ્હાબુલ્લયલ** અને **હમલતુલ્કુર્આન** છે.'

અર્થાત રાતે ઉઠનારા, તહજ્જુદગુઝાર અને હાફિઝે કુર્આન.

પરંતુ **હામિલીને કુર્આન** શબ્દો બતાવે છે કે કુર્આનની અમલી જિંદગી બની ચૂકયો હોય, માત્ર કુર્આન મોંઢે હોય અને અમલમાં શૂન્ય હોય તેનો એમાં સમાવેશ થતો નથી. જો અમલની શરત ન હોત તો **હફઝતુલ્કુર્આન** શબ્દો ફરમાવ્યા હોત.



અલ્લાહ તઆલા આપણને સૌને સહીહ આદમિયત અને ઈન્સાનિયતને લાયક બનાવે. આમીન ! અને બાબા આદમ અલયહિસ્સલામની નિસ્બતનો સાચો ભાવાર્થ અને તેની સહીહ રૂહ આપણા માંસ, ચરબી અને ચામડીમાં દાખલ ફરમાવે, આમીન !






# ૬૨ મસ્જિદમાંથી બહાર ન નીકળતા ગુલામની હિકાયત

એક અમીરનો એક ગુલામ હતો. તેનું નામ સનુકર હતું. સનુકર ખૂબ જ દીનદાર હતો.

એક દિવસે કોઈ કામ અંગે અમીર પોતાના એ ગુલામની સાથે કયાંક જઈ રહયા હતા. રસ્તામાં એક મસ્જિદમાંથી અઝાનનો અવાજ સંભળાયો.

સનુકરે અમીરને કહયું કે,

'થોડો વખત થોભી જાઓ. હું નમાઝ અદા કરી લઉ.'

સનુકર મસ્જિદમાં ગયો અને પેલો રઈસ તકબ્બુરના નશામાં મસ્ત એક દુકાન પર બેસીને સનુકરનો ઈન્તેઝાર કરવા લાગ્યો !

નમાઝ અને વિર્દથી પરવારીને ઈમામ તથા અન્ય નમાઝીઓ તો મસ્જિદમાંથી બહાર આવી ગયા પરંતુ સનુકર હજુ બહાર નીકળ્યો નહિ.

રઈસે બૂમ પાડી :

'હે સનુકર ! તું બહાર કેમ નથી આવતો ?
તને કોણે મસ્જિદમાં રોકી રાખ્યો છે ? '

સનુકરે અંદરથી જવાબ આપ્યો :

'હે અમીર ! તને જે બહારથી મસ્જિદની અંદર આવવા નથી દેતો તે જ મને અંદરથી બહાર નીકળવા નથી દેતો ! '

અર્થાત એ સમયે એ ગુલામને હક તઆલાનો ખાસ કુર્બ (નઝદીકી) અતા થઈ રહયો હતો અને તે દુઆ તેમજ ઝિક્રમાં મશગૂલ હતો.

હક તઆલા જેને પોતાનો બનાવી લે છે તેની એ જ અલામતો અને નિશાનીઓ હોય છે.

માછલીઓને (જળચળ અર્થાત પાણીમાં વસતાં પ્રાણીઓને) સાગર બહાર આવવા નથી દેતો અને ભૂચળ (અર્થાત ભૂમિ પર વસતાં પ્રાણીઓ તેમજ માનવોને) સાગર અંદર આવવા નથી દેતો !

માછલીનું મૂળ અસ્તિત્વ જ પાણીથી છે અને અન્ય જીવોનો સંબંધ




માટીથી છે એટલે પાણી એનાથી બહારનાને કેવી રીતે સ્વીકારી શકે ? ! અહીં યુક્તિ–પ્રયુક્તિ અને પ્રયત્નો તથા પુરુષાર્થ નકામા નીવડે છે. અલબત્ત હક તઆલાની નુસરત, ઈઆનત, સહાય અને મદદ વડે એ જ ખાકી (માટીમાંથી બનેલાં માનવો) અલ્લાહ તઆલાના પવિત્ર સાગરની માછલીઓ સમાન બની જાય છે !

ગુમરાહીનું તાળું મજબૂત છે. હિદાયતના દરવાજાને ખોલનારો અલ્લાહ છે. રઝા અને તસ્લીમની દવલત હાસિલ કરો. એના માટે કાકલૂદી અને રુદન જરૂરી છે. તકબ્બુર અને તદબીર–પ્રયત્નો અને પુરુષાર્થ પર નાઝ કરવાથી આ રસ્તો ખૂલશે નહિ.

જો સમસ્ત વિશ્વનું રજકણે રજકણ, અણુએ અણુ ચાવી બની જાય તો પણ હિદાયતના દરવાજાને ઝાતે કિબ્રિયા (અલ્લાહ) સિવાય બીજો કોણ ખોલી શકે છે !

## નસીહતો

આ હિકાયતનો સારાંશ એ છે કે નેક અમલોની તૌફીક અલ્લાહ તઆલાના હાથમાં જ છે. જ્ઞાન, વિદ્યા, બુધ્ધિ અને મહેનત પર નાઝ કરવાથી આ રસ્તો મળશે નહિ. માત્ર અલ્લાહના ફઝલો કરમ અને રહમતથી જ રસ્તો મળે છે. એ મેળવવાનો ઝરીયો આહ, અશ્રુવહન, રુદન અને દુઆ કરવું તેમજ અલ્લાહના મકબૂલ બંદાઓથી દુઆની દરખ્વાસ્ત કરતા રહેવું છે.

## નોંધ

ગુલામ પર તે વખતે એક ખાસ કયફિયત તારી હતી જેના કારણે તેના પર બેખુદી છવાઈ હતી અને એવી બેખુદ વ્યક્તિ શરીઅતનીરૂએ હુકૂકુલ ઈબાદમાં મઅઝૂર હોય છે.






# ૬૩ હઝરત ઈસા અલયહિસ્સલામની મૂર્ખ માનવીથી દૂર ભાગવાની હિકાયત

એક વખતે હઝરત ઈસા અલયહિસ્સલામ પહાડ તરફ ભાગી રહયા હતા. આપના એક ઉમ્મતીએ મોટા અવાજે પોકારીને કહયું કે,

'હે અલ્લાહના રસૂલ ! આપ આ રીતે ભાગીને કયાં તશરીફ લઈ જઈ રહયા છો ? ! ડરવાનું કારણ શું છે ? ! આપની પાછળ કોઈ દુશ્મન તો દેખાતો નથી ? ! '

હઝરત ઈસા અલયહિસ્સલામે ઈર્શાદ ફરમાવ્યો,

'હું મૂર્ખ માનવીથી ભાગું છું. તું જા, તારું કામ કર ! હું પોતાને મૂર્ખ માનવીની સુહબતથી છોડાવવા ચાહું છું. તું મારા ભાગવામાં ખલેલ ન કર ! '

ઉમ્મતીએ કહયું,

'હે અલ્લાહના રસૂલ ! આપ શું તે મસીહા નથી જેમની બરકતથી આંધળા અને બહેરાં સારા થઈ જાય છે ? ! '

હઝરત ઈસા અલયહિસ્સલામે જવાબ આપ્યો,

'મૂર્ખાઈની બીમારી અલ્લાહનો કહેર–અઝાબ છે જયારે આંધળા હોવું એ કહેર નથી પરંતુ કસોટી છે. અને કસોટી એવી બીમારી છે જે હક તઆલાની રહમતને ખેંચી લાવે છે જયારે મૂર્ખાઈ એવી બીમારી છે જે અઝાબના ઝખ્મ લાવે છે ! '



હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે :

**ઝા અહમકાં બગુરીઝ ચૂ ઈસા ગુરીખ્ત,**
**સુહબતે અહમક બસે ખૂનહા બરીખ્ત.**

અહમકો–મૂર્ખાઓથી હઝરત ઈસા અલયહિસ્સલામની જેમ દૂર ભાગો. મૂર્ખાઓની દોસ્તી અને સુહબતથી ઘણી ખૂનરેઝીઓ થઈ છે અર્થાત દીન અને દુનિયા બંનેનું જ ખૂન થાય છે !

જેવી રીતે હવા, પાણીને ધીરે ધીરે શોષી લે છે, બાષ્પીભવન

કરી લે છે, તે જ રીતે અહમક–મૂર્ખ તમારાથી તમારી અકકલના નૂરને ધીરે ધીરે શોષી લેશે.



હઝરત ઈસા અલયહિસ્સલામનું મૂર્ખ માનવીથી આ રીતે દૂર ભાગવું ખોફ કે ડરના કારણે ન હતું. આપ તો ફઝલે ખુદાવંદીથી માસૂમ અને મહફૂઝ–સુરક્ષિત હતા. આપે આ અમલ ઉમ્મતને તા'લીમ આપવા માટે કર્યો હતો.

જો આખી દુનિયા સખત શરદીથી ઠિજી જાય તો પ્રકાશિત સૂર્યને એનાથી શું ચિંતા થઈ શકે ! અર્થાત કોઈ એકાદ વ્યક્તિ તો શું બલ્કે આખી દુનિયા મૂર્ખાઓથી ભરાઈ જાય તો પણ અલ્લાહના રસૂલને કોઈ નુકસાન થઈ નથી શકતું.

### નસીહતો

આ હિકાયતથી એ સબક મળે છે કે અહમકો–મૂર્ખાઓની સુહબતથી, સંગતથી હમેશાં દૂર રહો.

કુર્આનની ઈસ્તિલાહ–પરિભાષામાં અહમક–મૂર્ખ તે છે જે અલ્લાહ અને રસૂલની તથા તેમના ઈરશાદાતની મઝાક ઉડાવે છે, ઠેકડી કરે છે.

**કમા કાલલ્લાહુ તઆલા**

**' અલા ઈન્નહુમ હુમુસ્સુફહાઉ વલા કિલ્લા યઅલમૂન.'**

[ પારહ : ૧, રુકૂઅ :૨
સૂરએ 'બ-કરહ' : ૧૩ ]

### ભાવાર્થ

અલ્લાહ તઆલા ફરમાવે છે કે,

યાદ રાખો ! બેશક એ જ લોકો બેવકૂફ, અકકલહીન છે પરંતુ તેમને પોતાની બેવકૂફીની ખબર નથી !

એ જ અજાણી મૂર્ખાઈના કારણે એ લોકો પોતાને સૌથી વધારે બુધ્ધિમાનો, વિદ્વાનો, ચિંતકો અને ફિલોસોફરો પૈકીના હોવાનો દાવો કરે છે !

ખરેખર, અકકલ અને બુધ્ધિ તે છે જે અંજામને જોઈ શકતી હોય અને પરિણામને નિહાળી શકતી હોય ! પરંતુ આ સિફતથી એ લોકો ખાલી હાથ છે ! અર્થાત મોત પછીના અંજામની એમને જરા પણ પરવા નથી !

એટલા જ માટે તેમના વિષે હક તઆલાનો ઈરશાદ છે :

'યઅલમૂન ઝાહિરમ મિનલ હયાતિદદુન્યા
વ હુમ અનિલ આખિરતિ હુમ ગાફિલૂન.'
— સૂરએ 'રૂમ' : ૭

**ભાવાર્થ**

આ લોકો માત્ર દુન્યવી ઝિંદગીના ઠાઠમાઠનો વિચાર કરે છે અને આખિરતથી એ લોકો ગાફિલ છે !

એ લોકો માત્ર દુન્યવી ઈલ્મ ધરાવે છે. એવા લોકોની સુહબતથી પણ બચવું જોઈએ પરંતુ કોઈ દુન્યવી જરૂરતના માટે મળવામાં વાંધો નથી. જરૂરતના માટે તો જાજરૂ–સંડાસમાં પણ નાક દબાવીને બેસવું જ પડે છે પરંતુ તેનાથી દિલ નથી લગાવતા. એટલે દુનિયા અને દુનિયાવાળાઓથી દિલ ન લગાવો.

દુનિયામાં રહેવાની રીત હઝરત મૌલાના રૂમી (રહ.)એ નીચેના શેરમાં બતાવી દીધી છે.

આબ દર કશ્તી હલાકે કશ્તી અસ્ત,
આબ અંદર ઝીરે કશ્તી પશ્તી અસ્ત.

દુનિયામાં એવી રીતે રહો જેવી રીતે વહાણ પાણીમાં રહે છે. પાણી વહાણના વહનનો સબબ ત્યાં સુધી જ હોય છે જ્યાં સુધી તે નીચે રહે અને વહાણમાં દાખલ ન થાય. જો પાણી અંદર દાખલ થવા લાગે તો વહાણના વિનાશની શરૂઆત પણ થઈ જશે.

એ જ પ્રમાણે દુનિયાને આખિરતની નીચે રાખો અર્થાત મૂળ હેતુ આખિરત રાખો અને દુનિયાને તેના માટે મદદગાર સમજો. પરંતુ જો દુનિયા આખિરત પર ગાલિબ આવવા લાગે–સરસાઈ મેળવવા લાગે તો સમજી લો કે હવે એ જ દુનિયા મદદગાર અને લાભકારક હોવાના બદલે તમારી હલાકત અને વિનાશની શરૂઆત કરી રહી છે. જો સંભાળ

ન રાખશો તો ધીરે ધીરે સંપૂર્ણ વિનાશનો દિવસ પણ જોવો પડશે.

અલ્લાહ તઆલા આપણને સૌને અહમકો—મૂર્ખાઓની સુહબતથી અને દુનિયાની મુહબ્બત ગાલિબ આવવાથી મહફૂઝ (સુરક્ષિત) રાખે. આમીન !

**'અલ્લાહુમ્મ લા તજઅલિદ્દુન્યા અકબર હમ્મિના**
**વલા મબ્લગ ઈલ્મિના વલા ગાયત રગ્બતિના**
**વલા તુસલ્લિત અલયના મલ્લા યર્હમુના.'**

**[ હદીસ ]**

**ભાવાર્થ**

હે અલ્લાહ ! દુનિયાને અમારો મકસૂદે આ'ઝમ ન બનાવ અને (દુનિયાને) અમારી જાણકારીનો ઈન્તિહા (ચરમસીમા) ન બનાવ અને (દુનિયાને) અમારી રગબતની ઈન્તિહા ન બનાવ, અને અમારા પર તેઓને મુસલ્લત ન ફરમાવ જેઓ અમારા પર રહમ ન કરે.

**અલ્લાહુમ્મજઅલ હુબ્બક અહબ્બ ઈલય્ય**
**મિન્નફ્સી વ અહલી વ મિનલ માઈલ બારિદિ.**

**ભાવાર્થ**

હે અલ્લાહ !

મારા પ્રાણથી, મારા અહલો અયાલ (ઘરવાળાઓ)થી, અને ઠંડા પાણીથી પણ તારી મુહબ્બત વધારે મેહબૂબ બનાવી દે !

આમીન ! યા રબ્બલ આલમીન !

**નોંધ**

ઉપરોક્ત દુઆમાં :

'અને અમારા પર તેઓને મુસલ્લત ન ફરમાવ જેઓ અમારા પર રહમ ન કરે.'

આ શબ્દો એનાથી પહેલાંના શબ્દો સાથે એક ખાસ સંબંધ ધરાવે છે અર્થાત જો દુનિયા મકસૂદે આઝમ, અને ઈન્તિહાએ મુબલ્લિગે ઈલ્મ અને ઈન્તિહાઈ મરગૂબ થઈ જશે તો એના પરિણામે અમારા પર બેરહમ (નિર્દય) હુકમરાં—રાજયકર્તા મુસલ્લત કરી દેવામાં આવશે.

# ૬૪ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સાથે બે મહિનાના બાળકની વાતચીતની હિકાયત

કાફિરોની એક સ્ત્રી બે મહિનાના બાળકને ગોદમાં લઈને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પાસે કસોટી કરવાના ઈરાદે આવી.

પેલા બે મહિનાના બાળકે કહયું,

'યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અસ્સલામુ અલયકુમ ! હું આપની ખિદમતમાં હાજર થઈ ગયો ! '

ગુસ્સાથી તેની માતાએ કહયું,

'ખબરદાર ! ખામોશ રહે ! આ ગવાહી તારા કાનમાં કોણે શીખવાડી ? '

બાળકે કહયું,

'હે મા ! પોતાના માથા પર તું જોતી નથી !
તું ઉપર તો જો !

હે મા ! તારા માથા પર જિબ્રઈલ અલયહિસ્સલામ ઊભા છે જેઓ મારા માટે સેંકડો દલીલોના બદલે કાફી છે !

હે મા ! શું તું જુએ છે કે નહિ ?

તું જલ્દી કહી દે કે તારા પર પૂર્ણ ચંદ્ર સમાન એ ફરિશ્તા ઊભા છે !

એ ફરિશ્તા મને વસ્ફે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ શીખવાડી રહયા છે અને કુફ્ર તેમજ શિર્કના નાપાક ઉલૂમથી છુટકારો અને મુકિત અપાવી રહ્યા છે !'

તે પછી રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે,

'હે દૂધ પીતા બાળક ! એ બતાવ કે તારું નામ શું છે ? અને મારા હુકમનું તું પાલન કર ! '

બાળકે કહ્યું કે,

'મારું નામ હક તઆલાની નઝદીક અબ્દુલ અઝીઝ છે પરંતુ આ થોડાંક ઝલીલ મુશરીકોએ મારું નામ અબ્દુલ ઉઝઝા રાખ્યું છે. હું એ 'ઉઝઝા' (નામના) બુત (અર્થાત દેવતા)થી પાક અને બેઝાર તથા મુકત છું તે ઝાતે પાકના સદકામાં જેણે આપને પયગમ્બરી બખ્શી છે.'

તે જ વખતે જન્નતથી એવી ખૂશ્બૂ આવી જેણે બાળક અને માતાના દિમાગને સુગંધિત કરી દીધાં !

જે શખ્સનો ખુદ અલ્લાહ નિગહબાન હોય તેની રક્ષા પક્ષી અને માછલી પણ કરે છે.

બાળકની સાથે સાથે માતા પણ ઈમાન અને ઈસ્લામની દવલતથી મુશર્રફ થઈ ગઈ અને તેણે તે જ વખતે કલિમએ શહાદત પઢી લીધો.



## ૬૫ રસૂલે ખુદા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું મોજૂં બાઝ પક્ષીએ ઉપાડી જવાની હિકાયત

હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે એક વખતે વુઝૂ કરવા પછી મોજાં પહેરવાનો ઈરાદો કર્યો. જોયું તો અચાનક એક બાઝ પક્ષી આપનું મોજૂં ઉપાડી ગયું ! આપને ઘણી હેરાની અને રંજ થયા. પરંતુ થોડાં જ સમય પછી જોયું કે બાઝ પક્ષીએ મોજાનું મુખ જમીન તરફ કર્યું તો તેમાંથી એક કાળોતરો સાપ નીચે પડયો ! આ પ્રમાણે વર્તન કર્યા પછી બાઝ પક્ષીએ મોજૂં ફરી પાછું અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ખિદમતમાં રજૂ કરીને અરજ કરી કે,

'હે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! મેં આ ગુસ્તાખી એટલા માટે કરી છે કે મોજાંમાં સાપ ઘુસી ગયો હતો જેનાથી આપની હિફાઝત કરવા માટે અલ્લાહ તઆલાએ મને હુકમ આપ્યો નહિતર મારી શી મજાલ હતી કે આવી ગુસ્તાખી કરું ! હું તો આપની સામે સરાપા અદબ અને શિકસ્તાબાઝૂ છું !'



હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અલ્લાહનો શુક્ર બજાવી લાવ્યા અને ફરમાવ્યું,

'હું આ બનાવને સદમા અને આઘાતના કારણરૂપ સમજયો જયારે હકીકતમાં એ બનાવ વફાદારી અને રહમતનું કારણ હતું. હે બાઝ પક્ષી ! મારું મોજૂં ઉપાડવાથી હું તારા પ્રત્યે નારાઝ થયો, (જો કે) તેં મારો ગમ ઉપાડયો હતો જયારે હું એને ગમનું કારણ સમજયો હતો ! '

બાઝ પક્ષીએ કહ્યું,

'આ બનાવને અલ્લાહ તઆલાએ આપના માટે બોધપાઠ બનાવ્યો છે, જેથી આપ અલ્લાહના હરેક હુકમ પર રાજી રહો અને એને પોતાના માટે ભલાઈ ખ્યાલ કરો. અને જયારે કોઈ

બનાવ મરજીથી વિરુધ્ધ બને ત્યારે અલ્લાહ તઆલાની કઝા (નિયતિ) પર રઝા (પ્રસન્નતા)નો અમલ નેક ગુમાનની સાથે કરો. અલ્લાહ તઆલાના ફેસલા પ્રમાણે જે કંઈ જાહેરમાં નુકસાનકારક નઝર આવે તેના માટે યકીન કરો કે એ તમારી બલાને દૂર કરનાર છે. જો કોઈ બલા આવે તો આપ રંજ ન કરો અને કોઈ નુકસાનથી આપ ગમગીન ન થશો કારણ કે જે બલા આવી છે તે કોઈ મોટી બલાને દૂર કરનારી છે અને જે કંઈ નુકસાન થયું છે તે કોઈ મોટા નુકસાનને અટકાવનારું છે અર્થાત આવેલી આ મુસીબત કોઈ મોટી મુસીબતથી બચાવવાનો ઝરીયો છે.'

વળી બાઝ પક્ષીએ કહયું કે,

'હવામાં ઉડતાં ઉડતાં મેં મોજામાં સાપને જોઈ લીધો તો એ મારી કોઈ ખૂબી નથી !

હે મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ !

એ તો આપના જ નૂર અને રોશનીનો ફયઝાન અને અકસ (પ્રતિબિંબ) હતું !

અલ્લાહ તઆલાએ આ ખાસ હિકમત શીખવવા માટે એ સાપને આપથી છુપાવી રાખ્યો.'

## નસીહતો

આ બનાવમાં આ નસીહત સ્પષ્ટ છે કે કોઈ મુસીબતથી ગભરાવું ન જોઈએ અને એ વિચારવું જોઈએ કે એ કોઈ મોટી મુસીબતને દૂર કરવાના માટે આવી છે. અર્થાત્ત આફીયતની દુઆ કરવી અને મુસીબતમાંથી મુક્તિ માટે પ્રયત્નો કરવા પણ જરૂરી છે અને રઝા તેમજ તસ્લીમ પણ જરૂરી છે. પરંતુ રઝા અને તસ્લીમના માટે એમાં કોઈ ફાયદાકારક હિકમત છુપાયેલી હોવાની કલ્પના મદદરૂપ થાય છે.



# ૬૬ એક બાદશાહ અને તેની મહબૂબહની હિકાયત

એક બાદશાહ શિકાર કરવા માટે નીકળ્યો. માર્ગમાં તે એક ગુલામ યુવતિના હુસ્ન પર મોહી પડયો. તેને ખરીદીને શાહી મહેલમાં પાછો આવ્યો. શિકાર કરવા ગયો હતો પરંતુ પોતે જ શિકાર થઈ ગયો !

એ યુવતિ સમરકંદના એક સોનીના છોકરા પર આશિક હતી. બાદશાહને ત્યાં આવીને તેની જુદાઈમાં ઝૂરવા લાગી અને ઈશ્કની બીમારીના કારણે હાડપિંજર જેવી થઈ ગઈ.

તેની ચિંતામાં બાદશાહ ખૂબ બેચેન થઈ ગયો. તબીબોને બોલાવ્યા અને ઈલાજના માટે શાહી ઈનામ અને ઈકરામની લાલચો આપી અને કહયું કે,

'મારી જિંદગી બચાવો ! જો એ મરી ગઈ તો સમજી લો કે હું પણ મરી ગયો ! '

તબીબોએ ઈન્શાઅલ્લાહ કહેવા વગર દાવો કર્યો કે અમે ખૂબ જ જલ્દીથી એને સારી કરી દઈશું. પરંતુ તેમની દરેક દવા વિપરિત અસર કરવા લાગી. છેવટે તબીબો લાચાર થઈ ગયા અને પોતાની નિરાશા બાદશાહ સમક્ષ જાહેર કરી.

બાદશાહ મસ્જિદની તરફ દોડયો અને સજદહમાં માથું મૂકીને એટલું રડયો કે સજદહની જગા તેના આંસૂઓથી તર થઈ ગઈ !

તેણે કરગરીને અરજ કરી,

'હે અલ્લાહ ! આ આખું જગત તારી અદના બખ્શિશ છે.
હું તારાથી શું અરજ કરું, તું અમારા દિલના ભેદોને જાણે છે.
– મારી વર્તમાન પરિસ્થિતિ,
– તબીબોનો દવાઓ પર અંધ વિશ્વાસ,
– તેઓનું ઈન્શાઅલ્લાહ ન કહેવું,
તારા લુત્ફેઆમની સામે શી વિસાતમાં છે ? !
હે તે ઝાત જે હંમેશાં અમારી હાજતોની પનાહગાહ (આશ્રયસ્થાન)છે ! અમે ફરી પાછાં સીધાં રસ્તાથી ભટકી ગયા !'

બાદશાહે જ્યારે દિલના ઊંડાણમાંથી કાકલૂદી અને અરજ કરી ત્યારે હક તઆલાની રહમતનો સમંદર જોશમાં આવી ગયો ! રડતાં રડતાં બાદશાહ પર ઊંઘ છવાઈ ગઈ અને તેણે ખ્વાબમાં જોયું કે, એક બુઝુર્ગ ફરમાવે છે કે,

'હે શખ્સ ! નિરાશ ન થા ! હું ઈન્શાઅલ્લાહ તઆલા આ મહબૂબહનો ઈલાજ કરીશ ! '



ખ્વાબથી જાગીને બાદશાહે પોતાના દિલને પ્રફુલ્લિત જોયું. હવે તે પેલા બુઝુર્ગનો ઈંતેઝાર કરવા લાગ્યો. અચાનક પેલા બુઝુર્ગ તશરીફ લાવ્યા. બાદશાહે આગળ વધીને બુઝુર્ગનો ખૂબ જ સન્માનપૂર્વક આદર-સત્કાર કર્યો.

પેલા શયખે કામિલે પ્રથમ યુવતિનો પેશાબ તપાસ્યો. તે પછી તેના હાથની નાડ (રગ) ઉપર હાથ મૂકીને એક પછી એક જુદા જુદા શહેરોના નામો બોલવા માંડયા. જ્યારે સમરકંદ શહેરનું નામ બોલ્યા ત્યારે તેની નાડના ધબકારા ઝડપી થઈ ગયાં ! શયખ સમજી ગયા કે એ યુવતિ સમરકંદના કોઈ યુવાનની મુહબ્બતમાં બીમાર છે !

શયખે કામિલે યુવતિને વિશ્વાસમાં લઈને જાણી લીધું કે તેણી સમરકંદના એક સોની યુવાન પર આશિક છે. શયખે શાહને જણાવ્યું કે તે યુવકને અહીં તેડાવી મંગાવો. બાદશાહે દુન્યવી દવલતની લાલચ આપીને તે યુવકને બોલાવી મંગાવ્યો.

શયખે કામિલે તે શખ્સને એવી દવાઓ પીવાડી જેનાથી તે શખ્સનું હુસ્ન-સૌંદર્ય નષ્ટ થઈ ગયું. તે પછી તે યુવાનને પેલી યુવતિ સામે રજૂ કર્યો. યુવાનનો નિસ્તેજ, સૌંદર્યવિહીન, કુરૂપ ચહેરો જોઈને યુવતિનો ઈશ્ક ઓસરી ગયો અને તેના ઈશ્કની બીમારીથી શિફા મેળવીને તંદુરસ્ત થવા લાગી ! થોડા દિવસોમાં તેણી સંપૂર્ણ તંદુરસ્ત અને નિરોગી થઈ ગઈ !



આ હિકાયત બયાન કરીને હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

❑ એ યુવતિની બીમારી માત્ર સૂરત પરસ્તી (સૌંદર્યપૂજા) હતી એટલે સૂરત (રૂપ) કુરૂપ થઈ જવાથી ધીરે ધીરે તેનો ઈશ્ક પણ

ઉતરી ગયો અને તંદુરસ્ત થઈ ગઈ.

- જે ઈશ્ક માત્ર રંગ અને રૂપના માટે હોય છે તે ખરેખર ઈશ્ક નથી બલ્કે ફિસ્ક છે અને તેનો અંજામ શરમિંદગી અને રૂસ્વાઈ સિવાય કંઈ નથી.
- જેઓ મૃત્યુ પામનાર છે તેમનો ઈશ્ક અમર નથી હોતો. મૃત્યુ પામનાર આપણી પાસે આવનાર નથી બલ્કે આપણી પાસેથી જનાર છે.
- મહબૂબ જો ફાની (નાશવંત) છે તો ફાની ચીઝનો ઈશ્ક પણ ફાની હોય છે.
- હક તઆલા જે હંમેશા જીવંત (અમર) છે અને ફનાથી પાક છે તેનો ઈશ્ક પણ હંમેશાં ફૂલોના કરતાંયે વધારે તરો તાઝહ રહે છે.
- હે તાલિબ ! આ જીવંત (મહબૂબે હકીકી)નો ઈશ્ક અપનાવ જે હંમેશાં બાકી રહેનાર છે અને જે તને મુહબ્બત અને મા'રિફતની રૂહને તૃપ્ત કરનારી પાક શરાબ પીવાડનાર છે.
- તું નિરાશાથી એવું ન કહે કે, એ મહબૂબે હકીકી સુધી મારા જેવો નાલાયક કેવી રીતે પહોંચી શકે ! તે ઘણો કરીમ છે અને કરીમોના નઝદીક એવા કામો મુશ્કેલ નથી હોતા.

હદીસ શરીફમાં છે કે,
(અલ્લાહ તઆલા ફરમાવે છે કે,)
'જે બંદો મારી તરફ એક વેંત નજીક આવે છે,
હું તેની તરફ એક ગજ નજીક થાઉં છું !'

ટૂંકમાં તેના ઈશ્ક અને મુહબ્બતનો દરવાજો હંમેશાં ખુલ્લો છે. જે ચાહે તે દાખલ થાય અને તેની નઝદીકી હાસિલ કરે.

### નસીહતો

આપણી રૂહને નફસ પર બાદશાહ બનાવવામાં આવેલી છે, જેથી રૂહ નફસની પાસે અલ્લાહની મરજી મુજબ કામ લઈને જન્નતનું ઈનામ મેળવે.

પરંતુ નફસ રૂહની કનીઝ (દાસી) હોવા છતાં, દુનિયાની

લિજ્જતો પર આશિક છે અને રૂહની ઈતાઅત–ફરમાંબરદારીથી મોઢું ફેરવે છે.

અને સામાન્ય રીતે આ માહોલ (વાતાવરણ) અને આ સમાજના તબીબો નાકિસ છે જેઓ એનો ઈલાજ કરી શકતા નથી.

એટલે શયખે કામિલની જરૂરત છે જે યોગ્ય ઉપાયો વડે દુનિયાની લિજ્જતોને નફસની નઝરમાં બદસૂરત કરી દે.

તે પછી નફસના માટે રૂહની તાબેદારી કરવું અર્થાત હક તઆલાની મરજી મુજબ ચાલવું આસાન થઈ જશે.



અય ખુદાવંદે હુસ્નો ઈશ્ક,
સખ્ત ફિત્નહ હૈ મજાઝી હુસ્નો ઈશ્ક.
ગયરસે તેરે અગર હો જાયે ઈશ્ક,
ઈશ્ક ક્યા હૈ દર હકીકત હૈ યહ ફિસ્ક.
ઈશ્ક બા મુર્દહ હૈ તેરા એક અઝાબ,
રાસ્તે કા હૈ તેરે યહ સદ્દે બાબ.
હુકમ હૈ ઈસ વાસ્તે ગઝ્ઝે બસર,
તા હો ઝહરે ઈશ્કસે દિલ બે ખતર.
બદ નિગાહી મત સમજ છોટા ગુનાહ,
દિલકો એક દમમેં યહ કરતી હૈ તબાહ.
બદ નિગાહી તીર હૈ ઈબ્લીસકા,
ઝહરમેં ડૂબા હુવા તલ્બીસકા.
હો ગયે કિતને હલાક ઈસ રાહમેં,
ખોકે મંઝિલ ગિર ગયે વહ ચાહમેં.
ખો ન વૂ ઈસ તરહસે ઉમ્રે અઝીઝ,
ઉમ્રકી કીમત હૈ બસ ઝિક્રે અઝીઝ.
ચંદ દિનકા હુસ્ન હૈ હુસ્ને મજાઝ,
ચંદ રોઝહ હૈ ફકત યહ સાઝો બાઝ.
ઈશ્ક જો હોતા હૈ રંગો રૂપ પર,
જૈસે આશિક શમ્સકા હો ધૂપ પર.

જો હૈ ખુદ આજિઝ સરાપા ઈહતિયાજ,
ઈશ્કમેં ઉન્કે જો હૈ સરમસ્ત આજ.
આશિકો માશૂક કલ રોઝે શુમાર,
રૂ સિયહ હૈ દોનોં પેશે કિરદીગાર.
કાલ મવલાનાએ અશરફ થાનવી (રહ.)
ઈશ્કે ફાની હૈ અઝાબે સરમદી.
દિલકા હો મતલૂબ કોઈ ગયરે હક,
હૈ યહ મસ્તીએ શરાબે કહરે હક.
ગર હકીકત કી તરફ કોઈ મજાઝ,
હો રૂજૂઅ તો હૈ વોહ જાને પાકબાઝ.
હો ગયા ઝિંદહ વોહ ગોરિસ્તાન સે,
આ ગયા ગુલશનમેં ખારિસ્તાન સે.
ખારસે રુખ ફિર ગયા અબ સૂએ યાર,
દેખતા હૈ કલ્બમેં અબ રૂએ યાર.
ઝિક્રે હકસે મિલ ગયા જિસકો કરાર,
સામને ઉસકે ખિઝાં ભી હૈ બહાર.
નૂર આયા પસ બુઝી શહવતકી નાર,
જયસે હો જાયે ખિઝાં ફસલે બહાર.
સંગદિલ હોતે હૈ યહ સમયુનતન,
ખુદગરઝ ઔર બેવફા હૈ ગુલ બદન.
સખ્ત બદરગ બદખિસાલો ઝશ્તખૂં,
બિલ્યકી હોતે હૈ યહ બુત ખૂબરૂ.
ઘોર પર જૈસે હો કોઈ સબ્ઝહઝાર,
ચશ્મ ધોકા ખાકે હો ઉસકા શિકાર.
ગયરે હકકા દિલસે જબ નિકલેગા ખાર,
દિલમેં હોગી ચૈનો લિઝ્ઝકી બહાર.
જાનમેં હોગા તુલૂઅ વોહ આફતાબ,
ઔર હયાતે તય્યિબહકા ફત્હ બાબ.

થા દુખાને શમ્અ મુર્દહકા હિજાબ,
સખ્ત ઐરતમેં થા નૂરે આફતાબ.
આફતાબા બા તૂ ચૂ કિબલઓ અમીમ,
શબપરસ્તી વ ખફા શય મી કુનીમ.
બેગુમાં તર્કે અદબ બાશદ ઝમા,
કુફ્રે નેઅમત બાશદો ફસલે હવા.
જબકે હો ગયરે ખુદાકા દિલમેં ખાર,
હોગી ઉસ પર ઝુલ્મતો કુલ્ફતકી માર.
હાય ! કયા દેખેગા વોહ રૂએ બહાર,
જો ન હો પાબંદે ઝિક્રો ફિક્રે યાર.
ઉમ્ર ભર રખ્ખેગા સાકી તિશ્નહ કામ,
ગર પિએગા ઝહરે નઝરે બદકા જામ.
જબકે ગયરોમેં ભી હો મશગૂલ દિલ,
ઝિક્રો તાઅતમેં કહાં લગતા હે દિલ.
દિલમેં તેરે હે જો ફિક્રે ઈનો આન,
ઈસ લિએ આતા નહીં હે નૂરે જાન.
અય ખુદા ઈં બંદહરા રુસ્વા મકુન,
ગર બદમ મન સિર્રેમન પયદા મકુન.
ગર તૂ ચાહે પાક હો મુઝસા પલીદ,
ફઝલસે તેરે નહીં કુછ ભી બઈદ.
ઈશ્કસે તેરે રહૂં મેં જામહચાક,
દર્દે દિલસે લૂં મેં તેરા નામે પાક.
જો બશર ભી સુન લે મેરી આહ કો,
બસ તળપ જાએ વોહ તેરી ચાહકો.
ઈશ્કસે અપને તૂ દિલકો તૂર કર,
નૂરસે 'અખ્તર'કા દિલ મઅમૂર કર.

[ અખ્તર ]

વોહ સુર્ખિયાં કે ખૂને તમન્ના કહેં જિસે,
બનતી શફક હૈ મત્લએ ખૂરશીદ કુર્બ કી. [ અખ્તર ]

# ૬૭ હક તઆલાની બારગાહમાં એક સ્ત્રીના રડવાની હિકાયત

એક સ્ત્રીના બાળકો જીવતાં ન હતાં. છ મહિના પછી કોઈ બીમારીના કારણે મરી જતાં. આ રીતે એ લાચાર સ્ત્રીના વીસ બાળકો કબ્રસ્તાન પહોંચી ગયાં.

તેના દિલમાં દુઃખની જવાળા ભડકી ઊઠી. અરધી રાતે ઊઠીને તે સ્ત્રી પોતાના પરવરદિગારની સામે સિજદામાં ખૂબ રડી અને ખૂબ દુઆઓ કરી. તે પછી સૂઈ ગઈ. તેણીએ ખ્વાબમાં જોયું કે તેણી જન્નતમાં ફરી રહી છે. તેણીએ ત્યાં એક આલીશાન મહેલ જોયો. મહેલ પર તેણીનું નામ લખેલું હતું. જન્નતના બાગો અને તજલ્લિયાતથી તે સ્ત્રી ખૂશ અને બેખૂદ થઈ ગઈ.

તે પછી ફરિશ્તાઓએ તેણીને કહયું કે,

'હે સ્ત્રી ! આ નેઅમત ભારે ઈબાદતો અને મહેનતો પછી મળે છે પરંતુ તું આળસુ હતી અને ઈબાદતો કરીને આ મકામ મેળવી શકતી ન હતી એટલે અલ્લાહે દુનિયામાં તને આ મુસીબત આપી જેના પર સબ્રના કારણે તને આ જન્નત અને આ મહેલ આપ્યો છે.'

તે પછી તે સ્ત્રીએ ત્યાં પોતાના બાળકોને પણ જોયાં.

તેણીએ કહયું,

'હે અલ્લાહ ! આ બાળકો મારી નિગાહોથી છુપાઈ ગયા હતાં પરંતુ તારી નિગાહથી ગાયબ થયાં ન હતાં. અહીં તો બધાં હાજર છે !

'હે મારા પરવરદિગાર ! જો તું મને દુનિયામાં સેંકડો વરસ આવી જ રીતે રાખે જેવી રીતે હું અત્યારે છું તો કંઈ ગમ કે દુઃખ નથી બલ્કે એના કરતાં પણ વધારે તું મને દુઃખ આપે તો પણ હું રાજી છું કારણ કે આ ઈનામો તો મારા સબ્રના કરતાં કંઈ કેટલાયે ઘણાં વધારે છે !'

## નસીહતો

- અલ્લાહ તઆલાનું કોઈ કામ હિકમત અને મસ્લેહતથી ખાલી નથી હોતું.
- જાહેરી રીતે મુસીબત લાગતી બાબતમાં પણ બંદાની કંઈક ભલાઈ છુપાયેલી હોય છે.
- મુસીબત વખતે સબ્ર કરવું જોઈએ અને કોઈ અયોગ્ય શબ્દો ઉચ્ચારવા ન જોઈએ.
- મુસીબતના વખતે અલ્લાહ તઆલાની બારગાહમાં ખૂબ રડવું જોઈએ અને દુઆ તથા ઈસ્તિગફાર કરવા જોઈએ.
- આખિરતમાં સબ્રનો કેટલો મહાન બદલો મળશે તેનો ખ્યાલ આ હિકાયતથી આવે છે.





# ૬૮ એક બાળકને તેની માતાની નજર સામે આગમાં નાંખવાની હિકાયત

એક યહૂદી બાદશાહે એક ઓરતને કહ્યું કે,

"તું આ મૂર્તિને સજદહ કર નહિંતર તને ધગધગતી આગમાં નાંખી દઈશ !"

પેલી ઓરતે સજદહ નહિ કર્યો કારણ કે તે ઈમાનમાં, તવહીદમાં પાકબાઝ અને મજબૂત હતી.

ઝાલિમ બાદશાહે તેની ગોદમાંથી બાળકને છીનવીને આગમાં ફેંકી દીધું. ઓરત કાંપવા લાગી. તેનું ઈમાન સખ્ત કસોટીમાં દાખલ થઈ ગયું અને જીવ ટાળવે ચોંટી ગયો.

અચાનક પેલું બાળક આગની અંદરથી બોલી ઊઠયું કે,

"હું અહીં આગમાં મર્યું નથી, હું તો અહીં જીવંત છું !

હે મા ! તું પણ અંદર આવીજા ! હું અહીં ઘણી મઝામાં છું ભલે જાહેરી રીતે આગની અંદર પડેલું છું !

હે મા ! અંદર આવીજા કે જેથી અલ્લાહ તઆલાના સાચા દીનનો મુઅજિઝહ જોઈ લે અને તું પણ હક તઆલાના ખાસ બંદાઓના ઐશ અને આરામ જોઈ લે ! જો કે જાહેરી રીતે તેઓ દુનિયાવાળાઓને બલાઓમાં પડેલાં જણાય છે !

હે મા ! તું પણ અંદર આવ કે જેથી હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામના માટે નમરૂદની આગ બાગ બની ગયાનો ભેદ તું પણ આંખોથી જોઈ લે કે કેવી રીતે તેમણે આગની અંદર ગુલાબ અને ચમેલીની બહાર મેળવી હતી ! હું જયારે તારી કૂખે જન્મી રહયો હતો ત્યારે પોતાનું મોત નિહાળતો હતો અને દુનિયામાં આવવાથી સખત ખૌફ મેહસૂસ કરતો હતો. અર્થાત માતાના પેટમાં નવ મહિના રહેવાના કારણે હું તેનાથી પરિચિત થઈ ગયો હતો અને માતાનું પેટ પણ મને એક જહાન જેવું જણાતું હતું જયારે આ બાહય દુનિયાને તો જોઈ જ ન હતી એટલે એક

અજાણી દુનિયામાં આવતાં અચકાતો હતો ! જયારે મારો જન્મ થઈ ગયો ત્યારે હું એક સાંકડા કેદખાનામાંથી મુક્તિ પામ્યો અને મારી સમજ પ્રમાણે એક ખૂબસૂરત દુનિયામાં આવી ગયો !

એ જ પ્રમાણે જન્નતને જોયા પછી દુનિયા માતાના પેટની જેમ સાંકડી અને અંધારી જણાશે !

આ આગની અંદર મેં એક બીજી દુનિયા મેળવી જેનું કણે કણ જિંદગીબખ્શ છે !

હે મા ! અંદર આવી જા ! હું તને માતા તરીકેના હકનો વાસ્તો આપું છું, અંદર ચાલી આવ ! અને જો કે આ આગ, આગની ખાસિયત ધરાવતી નથી ! રહમતે હકે એને ચમન બનાવી દીધી છે !

હે મા ! તેં આ કાફિર યહૂદી કૂતરાની તાકત પણ જોઈ લીધી. હવે અંદર આવ ! કે જેથી અલ્લાહના ફઝલની તાકાતને પણ જોઈ લે !

હે મા ! અંદર આવી જા ! અને બીજાઓને પણ બોલાવી લે ! કારણ કે મારા પરવરદિગારે આગની અંદર પોતાની કૃપાનું દસ્તરખ્વાન પાથરી દીધું છે !

હે મુસલમાનો ! બધાં અંદર ચાલ્યા આવો ! દીનની મિઠાશ અને હલાવત સિવાય દુનિયાની તમામ હલાવતો હેચ–તુચ્છ છે ! અને અઝાબ છે ! ''



પોતાના બાળકનો સાદ સાંભળીને માતા પણ આગમાં કૂદી પડી ! પેલાં મુહબ્બતવાળા છોકરાએ પોતાની માતાનો હાથ પકડી લીધો.

તે પછી બધાં લોકો એ આગમાં કૂદી પડયાં ! અને બધાંએ અલ્લાહના લુત્ફ અને કરમ (કૃપા)નું અવલોકન કર્યું !

પેલો યહૂદી કાળા મોઢાનો અને શરમિંદા થઈ ગયો ! તેની યુક્તિ તેની વિરોધી સાબિત થઈ, કારણ કે લોકો તે આગમાં કૂદી પડવાના માટે અધિરા થઈ ગયાં ! અને પોતાના દેહોને કુર્બાન કરવામાં સાચા ઈમાનવાળા નીકળ્યાં !

નાલાયક લોકો જેઓ બદનામીનો દાગ અલ્લાહવાળાઓના

ચહેરાઓ પર લગાવવા ચાહે છે, તેઓના બધાંના પોતાના ચહેરાઓ પર જ એ પરાવર્તન પામીને થરના થર જામી જાય છે !

પેલા યહૂદી બાદશાહે પેલી આગથી કહયું કે,

"તને શું થઈ ગયું કે તું પોતાની પૂજા કરનારાઓ પર પણ રહમ નથી કરતી અને આ તવહીદના ફરઝંદોને પોતાના દામનમાં પનાહ આપીને મને રુસ્વા કરી રહી છે ? ! કે પછી તારા પર કોઈએ જાદૂ કરી દીધું છે ? !

આ શું વાત થઈ ગઈ ? સળગાવવાની પેલી તારી ખાસિયત કયાં ગઈ ?"

આગે કહ્યું,

"હે કાફિર ! હું તે જ આગ છું. જરા તું અંદર આવી જા અને મારી આતિશ અને તપિશની મઝા ચાખી લે ! મારી તબીઅત (સ્વભાવ) અને મારી હકીકત બદલાઈ નથી. હું અલ્લાહની તલવાર છું પરંતુ તેની પરવાનગીથી જ કાપું છું."

### નસીહતો

આ હિકાયત બયાન કર્યા પછી હઝરત મૌલાના રૂમી (રહમતુલ્લાહિ અલયહ) નસીહતરૂપે વાચકને કહે છે કે,

જયારે તમે પોતાની અંદર કોઈ ગમ મેહસૂસ કરો ત્યારે અલ્લાહ તઆલાથી પોતાના ગુનાહોની માફી માંગો કારણ કે ગમ પણ અલ્લાહના હુકમથી જ પોતાનું કામ કરે છે. અને જયારે અલ્લાહ તઆલા ઈસ્તિગ્ફારની બરકતથી રાઝી થઈ જશે ત્યારે સઝા પણ ઉઠાવી લેશે.

જયારે અલ્લાહનો હુકમ થાય છે ત્યારે ગમ પોતે જ ખૂશી બની જાય છે અને કૈદ પોતે જ આઝાદી બની જાય છે. અર્થાત અલ્લાહ તઆલા સર્વશકિતમાન છે, તે અયન ગમને અયન ખૂશી બનાવી દે છે. હવા, માટી, પાણી, આગ સર્વ અલ્લાહના ગુલામ છે. જો કે તેઓ મારા–તમારા માટે નિર્જીવ છે પરંતુ અલ્લાહ તઆલાની સામે જીવંત છે એટલે અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે ચાલવું તેમના માટે અશકય નથી.



## ૬૯ હઝરત હૂદ અલયહિસ્સલામની કોમને હવાએ હલાક કરવાની હિકાયત

હઝરત હૂદ અલયહિસ્સલામની કોમ પર જયારે તેઝ હવાનો અઝાબ આવ્યો ત્યારે આપે ઈમાનવાળાઓની ફરતે એક રેખા દોરી દીધી. જયારે હવા ત્યાં પહોંચતી ત્યારે જાતે પોતે જ હળવી થઈ જતી. જે લોકો એ રેખાંકિત વર્તુળની બહાર હતા, હવા તે બધાંના ફુરચે ફુરચા ઉડાવી દેતી હતી !

એ જ પ્રમાણે હઝરત શયબાન રાઈ રહમતુલ્લાહિ અલયહ બકરીઓના રેવડની ફરતે એક સ્પષ્ટ રેખા દોરીને જુમ્આની નમાઝના માટે ચાલ્યા જતા હતા કે જેથી બકરીઓને કોઈ વરૂ ઉઠાવી લઈ ન જાય.

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે :

એ જ પ્રમાણે મોતની હવા હકના આરિફો પર બગીચાની હવાની જેમ નરમ અને ખૂશગવાર થઈને ચાલી જાય છે !

આગે હઝરત ઈબ્રાહીમ અલયહિસ્સલામને નુકસાન નહિ પહોંચાડયું. તેઓ હક તઆલાના મકબૂલ હતા એટલે તેમને તકલીફ આપવાની આગને કઈ રીતે હિમ્મત થઈ શકે એમ હતી ?

એ જ પ્રમાણે શહવત (વાસના)ની આગ દીનદાર લોકોને સળગાવતી નથી અને બેદીન લોકોને દોઝખમાં પહોંચાડીને જ છોડે છે !





# ૭૦ એક મચ્છરે હઝરત સુલયમાન અલયહિસ્સલામને કરેલી ફરિયાદની હિકાયત

એક મચ્છરે પોતાનો મુકદ્દમો હઝરત સુલયમાન અલયહિસ્સલામની રૂબરૂ રજૂ કર્યો અને કહ્યું કે,

"જિન્નાત, ઈન્સાન અને હવા પર સલ્તનત કરનાર હે મહાપુરુષ! મારી મુસીબત દૂર કરો અને મારો ફેસલો કરો!"

હઝરત સુલયમાન અલયહિસ્સલામે પૂછ્યું કે,

"હે ઈન્સાફ શોધનાર!
બતાવ, તું કોનાથી ઈન્સાફ ચાહે છે?"

મચ્છરે કહ્યું કે,

"મારું દુ:ખ અને ચિંતા હવાના કારણે છે. તે બંને હાથો વડે મારા પર ઝુલ્મ કરે છે.જ્યારે હું ખૂન ચૂસવાની કોશિશ કરું છું ત્યારે હવા મને ત્યાંથી હટાવી દે છે!"

હઝરત સુલયમાન અલયહિસ્સલામે ફરમાવ્યું,

"હે મચ્છર! અલ્લાહે મને હુકમ આપ્યો છે કે જ્યાં સુધી બંને પક્ષકારો હાજર ન હોય ત્યાં સુધી કોઈ ફેસલો ન કરું."

મચ્છરે કહ્યું,

"બેશક, આપ યોગ્ય ફરમાવો છો."

તે પછી હઝરત સુલયમાન અલયહિસ્સલામે હવાને હુકમ આપ્યો કે,

"તારા ઝુલ્મ વિરુધ્ધ એક ફરિયાદી મારી સમક્ષ આવ્યો છે માટે તું અહીં જલ્દી હાજર થઈ જા!"

હુકમ સાંભળતાં જ હવા તેઝ ગતિથી હઝરત સુલયમાન અલયહિસ્સલામની રૂબરૂ હાજર થઈ ગઈ. હવાની તેઝીના કારણે મચ્છર ત્યાંથી ભાગવા પર મજબૂર થઈ ગયું.

હઝરત સુલયમાન અલયહિસ્સલામે ફરમાવ્યું કે,

"હે મચ્છર ! થોભી જા !"

મચ્છરે કહયું કે,

"હે બાદશાહ ! મારું મોત હવાના જ વુજૂદના કારણે છે !
તે કારણે તો મારો દિવસ અંધારો થઈ જાય છે !
હવાના ઘસારાના કારણે હું અસ્થિર થઈ ગયું !
તે મને હલાક કરવાના માટે મને મારા સ્થાનેથી ઊખાડીને ફેંકે છે !"



હવે હઝરત મૌલાના રૂમી (રહમતુલ્લાહિ અલયહ) સાલિકોને સલાહ આપતા ફરમાવે છે કે,

જેવી રીતે હવાના ઘસારાની સામે મચ્છરનું અસ્તિત્વ ટકી શકતું નથી તેવી રીતે અલ્લાહના તાલિબને જયારે અલ્લાહનો કુર્બ (નઝદીકી) આપવામાં આવે છે ત્યારે તાલિબનું અસ્તિત્વ પણ 'ફના' થઈ જાય છે. કુર્બ હાસિલ થવા માટે અબ્દિય્યત (બંદાપણું) અને ફનાઈય્યત જરૂરી છે અને એ જ મુકર્રબ બિલ્લાહ (અલ્લાહના મુકર્રબ) થવાની નિશાની છે. એટલે જો નફસ જીવંત હોય અને તકબ્બુર તથા ઘમંડથી ભરેલું હોય તો એ 'અના' (હું પદ)ની સાથે અલ્લાહનો કુર્બ અશકય છે એટલે 'અના'ને પ્રથમ 'ફના' કરવું પડશે.

જો કે અલ્લાહના કુર્બમાં બકા જ બકા છે પરંતુ એ બકા (અમરત્વ)થી પહેલાં 'ફના' થવું જરૂરી છે.❶

અને ફનાઈય્યતથી મુરાદ એ છે કે પોતાની ઈચ્છાઓને અલ્લાહની ઈચ્છાઓના તાબે અને ગુલામ બનાવી દેવામાં આવે. અને ગુલામીની સિફત એના વગર શાબ્દિક રીતે પણ દુરુસ્ત નથી. તે ગુલામ જ કેવો જે માલિકની મરઝી (ઈચ્છા) કરતાં પોતાની મરઝીને વધારે મહત્વ આપતો હોય !



❶ મિટાદે અપની હસ્તીકો અગર કુછ મર્તબા ચાહે,
કે દાના ખાકમેં મિલકર ગુલેગુલઝાર હોતા હય.

## નસીહતો

આ બનાવમાં આ સબક છે કે :

નફસની ફના પછી જ કુર્બ અને વિલાયત મળે છે.

અને ફનાઈય્યત તથા મિટાવવું મુરશિદે કામિલની સુહબત પર અવલંબિત છે. જેમકે હઝરત મવલાના રૂમી (રહ.)એ બીજી જગાએ ફરમાવ્યું છે કે,

જ્યાં સુધી પીરે કામિલનો સાયો અને રાહબરી (માર્ગદર્શન) ન મળે ત્યાં સુધી નફસ ફના નથી થઈ શકતો. એટલા માટે આ નફસને મારનારનો દામન મજબૂત પકડી લો !

મારા શયખ અને મુરશિદ રહમતુલ્લાહિ અલયહએ ફરમાવ્યું હતું કે,

મજબૂત પકડવાનું બંધન એટલા માટે લગાડવામાં આવ્યું કે કયારેક શયખ ઈસ્લાહના માટે ગુસ્સો અને ગઝબ પણ કરે છે. એવા વખતે જો સંબંધ કમજોર હશે તો મનમાં મલિનતા ભરીને ભાગી જશે.

હઝરત મૌલાના રૂમી (રહ.)એ બીજી જગાએ ફરમાવ્યું છે :

''જો શયખની દરેક ધમકીથી તારું મન મલિન થઈ જશે
તો ઘસવા વગર આયનાની જેમ ચકચકિત કેવી રીતે થશે ? ''



# ૭૧ ઉસ્તુને હન્નાનહની હિકાયત

મસ્જિદે નબવીમાં ખજૂરના થડમાંથી બનાવેલો એક મિમ્બર હતો. હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ મિમ્બર ઉપરથી ખુત્બો આપ્યા કરતા હતા.

જ્યારે પાકો મિમ્બર બનાવવાનું નક્કી થયું ત્યારે ખજૂરના થડના બનેલા મિમ્બરને તેની જગાએથી ખસેડવામાં આવ્યો.

ખજૂરના થડને સદમો થયો કે હવે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ખુત્બો આપવા માટે મારા ઉપર બેસશે નહિ !

બાળક જેવી રીતે માતાની જુદાઈના કારણે રડે છે તેવી રીતે ખજૂરનું એ થડ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જુદાઈના સદમાના કારણે સિસ્કીઓ લઈને, પોક મૂકીને, મોટેથી રડવા માંડયું !

તે મિમ્બરનું નામ ઉસ્તુને હન્નાનહ હતું. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની જુદાઈમાં ઈન્સાનની જેમ રડી રહયું હતું !

રડવાનો આ અવાજ સાંભળીને અસ્હાબે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અચંબામાં પડી ગયાં કે આ સુતૂન (ખજૂરનું થડ) પોતાના સમગ્ર શરીર વડે કેવી રીતે રડે છે ? !

પયગમ્બર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે પૂછયું કે,

''હે સુતૂન ! તને શું જોઈએ છે ? ''

તેણે કહ્યું,

''યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)! આપની જુદાઈના સદમાથી મારો જીવ દુઃખી થઈ રહયો છે. આપની જુદાઈના કારણે મારો જીવ અંદરો અંદર જલી રહયો છે ! તો પછી આ ગમનો અગ્નિ હોય ત્યારે આપની જુદાઈમાં હું કેમ આહ અને વિલાપ ન કરું કે યા રસૂલલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ ! આપ જ તો જાને કાએનાત છો ! હું આપની બેઠક હતો. આપ મારાથી અલગ થઈ ગયા. અને આપે મારી

જગાએ બીજો મિમ્બર પસંદ ફરમાવી લીધો ! ''
હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

'હે મુબારક સુતૂન ! જો તું ચાહતું હોય તો તારા માટે દુઆ કરું કે તું લીલું છમ અને ફળ આપનારું વૃક્ષ બની જાય અને તારા ફળોથી પૂર્વ–પશ્ચિમના બધાં લોકો લાભ મેળવે. અથવા જો તું આલમે આખિરતમાં કંઈ ચાહતું હોય તો (એવી દુઆ કરું કે) ત્યાં તું હમેશાંના માટે તરોતાઝહ–લીલું છમ થાય !'

(બોલ બેમાંથી તારે શું જોઈએ છે ?
દુનિયાની નેઅમત કે આખિરતની નેઅમત ? )

ઉસ્તુને હન્નાનહએ કહ્યું કે,

''યા રસૂલલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! હું (આખિરતની) દાઈમી અને અબદી (અમર અને અવિનાશી) નેઅમત ચાહું છું ! ''



હવે હઝરત મૌલાના રૂમી (રહ.) નસીહત ફરમાવે છે કે,

''હે ગાફિલો ! સાંભળી લો ! તમારે એ લાકડાના થાંભલા પાસે સબક લેવો જોઈએ કે ઈન્સાન થઈને તમે નાશવંત દુનિયા પર મોહી પડો છો અને આખિરતથી મુખ ફેરવી લો છો જયારે પેલું ઉસ્તુને હન્નાનહ અવિનાશી નેઅમતને નાશવંત નેઅમત કરતાં અગ્રતા આપે છે ! ''



તે પછી તે ઉસ્તુને હન્નાનહને ઝમીનમાં દફન કરી દીધું કે જેથી કયામતના દિવસે ઈન્સાનની જેમ તેનો પણ હશર થાય !

**નોંધ**

લાકડાંનો થાંભલો હોવા છતાં ઉસ્તુને હન્નાનહનું રડવું એ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મુઅજિઝહ હતો.

# ૭૨ કાંકરાના મુઅજિઝહની હિકાયત

એક વખતે અબૂ જહલે પોતાના હાથની હથેળીમાં કેટલીક કાંકરી છુપાવીને હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી પૂછયું કે,

"જો આપ અલ્લાહના સાચા રસૂલ છો તો બતાવો કે મારા હાથમાં શું છે ? આપ તો આસમાનોની ખબર આપો છો એટલે મારા હાથમાં શું છે તેની જાણ કરવી તો આપના માટે મામૂલી વાત છે !"

આપ સલ્લલ્લાહુ અલયહિં વ સલ્લમે ફરમાવ્યું કે,

"તારા હાથમાં શું છે તે હું બતાવી દઉં કે મારા હુકમથી તારા હાથમાંની ચીઝ પોતે બતાવી દે કે હું કોણ છું ?"

અબૂ જહલે કહયું કે,

"હું બંને વાતો ચાહું છું !"

આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈર્શાદ ફરમાવ્યો કે,

"તારા હાથમાં છ (૬) કાંકરીઓ છે !"

તે પછી આપના હુકમથી તેના હાથમાંની દરેક કાંકરી કલિમએ શહાદત પઢવા લાગી !

જયારે અબૂ જહલે કાંકરીઓથી આ વાત સાંભળી ત્યારે એ કાંકરીઓને તેણે ગુસ્સાથી જમીન પર પછાડી દીધી અને ધૂઆંપૂઆં થતો ઝડપથી પોતાના ઘર તરફ રવાના થઈ ગયો !



ધૂળ પડે એના પર કે તે મલઊન–ધિક્કારપાત્ર બિલકુલ આંધળો હતો. તેની આંખો ઈબ્લીસે લઈન (શયતાન)ની જેમ માત્ર માટીમાં હતી. જેવી રીતે ઈબ્લીસે (શયતાને) હઝરત આદમ અલયહિસ્સલામને માત્ર માટીનું પૂતળું માની લીધું હતું અને આપની રૂહે પાક જે તાજે નુબુવ્વતથી આભૂષિત હતી તેનાથી બેખબર (અજાણ) હતો.

# ૭૩ પોતાના કૂતરા માટે રડતાં એક શખ્સની હિકાયત

એક કૂતરો ભૂખના કારણે મરી રહ્યો હતો. તેને પાળનાર શખ્સ તેની પાસે રડતો હતો.

કોઈએ તેને પૂછયું કે,

"તું શા માટે રડે છે ?"

તેણે કહયું,

"આ કૂતરો સુંદર ઉચ્ચ ગુણો ધરાવે છે. તે ભૂખથી મરી રહ્યો છે એટલે હું રડું છું."

પેલાએ પૂછયું કે,

"તારા માથા ઉપર આ ટોપલો મૂકેલો છે તેમાં શું છે ?"

તેણે જવાબ આપ્યો,

"એમાં રોટલીઓ છે જે મારા પ્રવાસ માટે ભાથું છે."

પેલાએ કહ્યું કે,

"હે ઝાલિમ ! તું પોતાના ભાથામાંની એ રોટલીઓ કૂતરાને કેમ ખવડાવતો નથી ? "

તેણે જવાબ આપ્યો કે,

"હું તેને મારી પોતાની રોટલીઓ પણ ખવડાવી દઉં એટલી હદે મને તેનાથી મુહબ્બત નથી. રોટલીઓ નાણાં ખર્ચ કરવા વગર નથી મળતી જયારે આ આંસૂઓ જે એના ગમમાં વહાવી રહ્યો છું તે મફતના છે !"

પેલાએ કહ્યું કે,

"ધૂળ પડે તારા શિર પર ! હે મનેચ્છાઓથી ભરેલી મશક સમાન માનવી ! રોટીનો ટૂકડો તારી નજીક આંસુઓના કરતાં બેહતર છે !

અરે ઝાલિમ ! આંસુ તો લોહી છે જે ગમ અને સદમાના કારણે પાણી બની જાય છે !

હે મૂરખ ! લોહીની કિંમત માટીના બરાબર કેવી રીતે થઈ શકે છે ?''

[ઘઉં જમીનમાંથી ઊગતાં હોવાના કારણે રોટલીઓને અહી માટી કહી છે.]



હવે હઝરત મૌલાના રૂમી (રહ.) મૂળ વિષયનું તાત્પર્ય બયાન ફરમાવે છે કે :

''હું એવા બુલંદ હિમ્મત શયખ (હઝરત શમ્સ તબ્રેઝી રહમતુલ્લાહિ અલયહ)નો ગુલામ છું જેઓ પોતાના વુજૂદને દુનિયાની મોટામાં મોટી દવલત અને સલ્તનતના બદલામાં પણ વેચી શકતા નથી.

મારા મુરશિદ તો મવલાએ હકીકીના ઈશ્કના બદલામાં અર્થાત હક તઆલાની જ મુહબ્બતથી પોતાના જિસ્મ અને રૂહનો સોદો કરે છે.

એટલે અવલિયાએ પાક જેઓ જાનબાઝાને ઈલાહી છે તેઓની જ ગુલામી કરવી જોઈએ નહિંતર જો કોઈ દુનિયાદારના ગુલામ થયા તો તે જ હશર તમારો પણ થશે જે પેલા કૂતરાનો થયો કે તે પોતાના દંભના બે આંસુ વહાવી દેશે તે સિવાય કંઈ કામમાં ન આવશે, કારણ કે તેઓ નિમ્ન હિમ્મતવાળા છે અને હિમ્મતમાં બુલંદી કેવી રીતે આવી શકે છે જયારે કે તેઓ માત્ર ઝમીની (દુનિયાને દેખનારા) છે !

અલ્લાહવાળાઓ અર્શી (અર્શવાળા) અને સમાવી (આસમાનવાળા) છે એટલા માટે રબ્બુલ અર્શના વાસ્તાથી તેમની હિમ્મત પણ સાતેય આસમાનના કરતાં પણ વધારે બુલંદ હોય છે.

આ ખાસ શર્હ (વિવરણ) હક તઆલાનું આ ફકીર (મુહમ્મદ અખ્તર)ને ખાસ ઈનામ છે.

અલ્હમ્દુલિલ્લાહિ અલા ઝાલિક વલા ફખ્ર.

[એ અલ્લાહ તઆલાનો શુક્ર કરવાની બાબત છે,
ફખ્ર કરવાની બાબત નથી.]



હવે હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

'હે લોકો ! તમે આંસુઓનો એક પ્રકાર અત્યારે જોયો જે રોટલીઓના કરતાં પણ કમતર છે !

હવે અવલિયાએ પાકના આંસુઓનો મકામ સાંભળો !'

જયારે મારા મુરશિદે પાક શમ્સ તબ્રેઝી (રહ.) રડે છે તો તેમના ઈખ્લાસ અને દર્દની તાસીરથી આસમાન પણ રડવા લાગે છે અને જયારે મારા મુરશિદ ઈશ્કે હકીકીથી ફરિયાદ અને વિલાપ કરે છે ત્યારે આસમાન પણ ધ્રૂજવા લાગે છે અને :

'યા રબ ! યા રબ !'

કહેવા લાગે છે !

અને મારા મુરશિદ શમ્સ તબ્રેઝી નિહાયત બેકસી અને રુદન વડે દુઆ કરે છે. શિકસ્તાહ (તૂટેલાં દિલો)ની ફરિયાદની તરફ અલ્લાહનો ફઝલ ઊડીને આવી જાય છે અને કુબૂલિયતનો શર્ફ અર્પણ થાય છે.



# ૭૪ અયાઝ અને ઈર્ષાળુઓની હિકાયત

બાદશાહ મહમૂદ ગઝનવીના એક ખૂબ જ મુકર્રબ (નિકટના) દરબારી અને ગુલામનું નામ અયાઝ હતું. તેણે એક ઓરડી બનાવી. તેમાં તેણે પોતાની ગોદડી અને જૂનું પહેરણ લટકાવ્યા. તે ઓરડીને હંમેશાં તાળુ મારી રાખતો અને એકલો જઈને કયારેક પોતાની જૂની ફાટેલી ગોદડી અને પહેરણને જોઈને રડતો અને કહેતો કે,

"હે અલ્લાહ ! હું એક ગરીબ ખાનદાનનો છોકરો હતો. એવી કંગાળ હાલતમાં હતો કે મારો લિબાસ આ હતો જેને આજે હયા અને શરમના કારણે તાળું મારીને રાખું છું !"

(અર્થાત બીજાઓની સામે એ લિબાસ પહેરવાનું તો કયાં બીજાઓને દેખાડવું અને બીજાઓને એની જાણ કરવું પણ પોતાનું અપમાન અને નીચતા સમજું છું !)

અયાઝ મનોમન પોતાની ઝાતને સંબોધીને કહ્યા કરતો કે,

"હે અયાઝ ! તું હવે સુલ્તાનના દરબારમાં મુકર્રબ છે. પરંતુ આ શાનો શવકત પર નાઝ ન કરતો. તારી હકીકત માત્ર આ ગોદડી અને પહેરણ છે."

❋

અમીરો અને વઝીરો આ ભેદની વાતને જાણતા ન હતા. તેઓ અયાઝને આ ઓરડી તરફ આવ-જા કરતો જોઈને જાત જાતના તર્ક-વિતર્ક અને અનુમાન તથા ધારણા કરવા લાગ્યા.

એક દિવસે તમામ અમીરો અને વઝીરો ભેગાં થયા અને વિચારોની આપ-લે કરવા લાગયા કે :-

"અયાઝ એકલો આ ઓરડીમાં શા માટે જાય છે ? વળી એને તાળું પણ મારી રાખે છે ! આવા મોટા મસ તાળાની શી જરૂર ? શાહ મહમૂદ એને આશિક અને દરવેશ સમજે છે પરંતુ એ શાહની દવલત ચોરી છુપીથી આ ઓરડીમાં સંતાડીને ભેગી કરે છે ! જો આ છુપા ખઝાનાની જાણ શાહને કરવામાં

આવે તો બે ફાયદા થશે :–

એક તો એ કે અયાઝનો તકર્રુબ (નિકટતા) ખત્મ થઈ જશે અને બીજું એ કે, શાહને જયારે છુપો ખઝાનો મળી જશે તો આપણને ઈનામ પણ મળશે.''

એટલે બધાંએ નકકી કર્યું કે શાહ મહમૂદને આ બાબતની જાણ કરવામાં આવે. નકકી થયાં પ્રમાણે તેમનું એક પ્રતિનિધિ મંડળ શાહ મહમૂદની પાસે ગયું.

તેમણે શાહ મહમૂદને કહયું કે,

''અયાઝની પાસે એક ઓરડી છે. તેમાં સોના–ચાંદી અને કિંમતી વસ્તુઓથી ભરેલાં કોથળાંઓ છે !

તે ઓરડીમાં કોઈને જવાની પરવાનગી નથી આપતો અને હંમેશાં ઓરડીના દરવાજા પર તાળું મારી રાખે છે !

શાહ મહમૂદે આ સાંભળીને તેઓને કહયું કે,

''ઠીક છે. આજે અરધી રાતે હું એ ઓરડીનું નિરીક્ષણ કરીશ. તમે બધાં લોકો મારી સાથે રહેજો ! જે કંઈ એમાંથી દવલત મળે તે મારા તરફથી તમે બધાં વહેંચી લેજો !''

શાહે કહયું,

'અફસોસ છે અયાઝ પર ! આટલી વિપુલ ઈઝઝત, ઈકરામ અને અલ્તાફે શાહી પ્રાપ્ત થવા છતાં આવી નીચ હરકત કરે છે અને છુપી રીતે સોનું–ચાંદી ભેગું કરે છે !

જે માણસ ઈશ્કની ઝિંદગી પામી ચૂકયો હોય તેના માટે બંદગીના સિવાય ગયરુલ્લાહમાં મશગૂલ થવું નાશુક્રી છે.''

*

અરધી રાત્રે અમીરો અને વઝીરોને સાથે લઈ બાદશાહ મહમૂદ અયાઝની ઓરડી પર પહોંચ્યો. ઓરડી ખોલવામાં આવી પરંતુ અંદરથી કંઈ મળ્યું નહિ.

અમીરો અને વઝીરોએ કહયું કે,

''જમીનના અંદર બધું દાટેલું હશે.''

ઓરડીના અંદરની જમીન ખોદાવવામાં આવી છતાં કંઈ નહિ નીકળ્યું. !

બધાં વિમાસણમાં પડયા કે હવે શાહને શું બહાનું બતાવીએ અને આ ખોટો આરોપ મૂકવાની સઝામાંથી પોતાની ઝાતને કઈ રીતે બચાવીએ ?

બધાંએ છોભીલાં પડી જઈને શરમથી માથું ઝુકાવીને શાહથી અરજ કરી કે,

''હવે હુઝૂર જે કંઈ સઝા આપે તે અમારા માટે યોગ્ય છે પરંતુ જો આપ અમને માફ કરી દો તો આપ શાહે કરમ છો ! ''

શાહે કહયું,

''અયાઝ જે ફેસલો કરશે તે મારો ફેસલો હશે. તમે અયાઝની ઈઝઝત અને આબરૂને કલંક લગાવવાની કોશિશ કરી છે એટલે હું એમાં કંઈ ફેસલો નહિ કરીશ.''

તે પછી શાહે અયાઝને સંબોધીને કહયું કે,

''હે અયાઝ ! આ અપરાધીઓને સઝા કરો !

હે અયાઝ ! તમે આ આરોપમાંથી બિલકુલ મુકત છો !

હે અયાઝ ! તમારી કસોટીથી આ લોકો શરમિંદા છે ! ''

હવે અયાઝની સઆદત, તેની ફનાઈય્યત અને આદાબે આશિકાનહ સાંભળો :

અયાઝે કહયું,

''હે શાહ ! સર્વ સત્તા આપને લાયક છે. આપની નવાઝિશ છે કે મને આ ઈઝઝત બખ્શવામાં આવી નહિંતર ગુલામ તો ગુલામ જ છે. સૂરજની સામે સિતારાઓ પોતાનું અસ્તિત્વ કેવી રીતે જાળવી શકે છે ? ! ''

શાહ આ વાતથી ખૂશ થયા અને કહયું કે,

''હે અયાઝ ! તારી બુલંદ હિમ્મતથી ગુલામી અને બંદગીને રોશની મળી ! તારું નૂર ધરતીથી આકાશ તરફ તેઝરફતાર છે.

હે અયાઝ ! તારી ગુલામીએ તે મકામ હાસિલ કર્યો છે જેના પર આઝાદી પણ ઈર્ષા અને હસરત કરે છે કારણ કે તેં બંદગીનો હક અદા કરીને હકીકી ઝિંદગી હાસિલ કરી લીધી છે !''

અયાઝે કહયું,

''આ સર્વ આલી હોસલગી આપની જ ભેટ અને આપની જ સુહબતનો ફયઝાન છે નહિંતર હું તો હકીકતમાં તે જ નીમ્ન

કક્ષાનો ગુલામ છું જે શરૂઆતમાં જૂની-ફાટેલી ગોદડી અને પહેરણ પહેરીને હાજર થયો હતો !''

✻

હઝરત મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે કે,

''હે વાચક ! તારી ગોદડી (તારા પિતાના) વિર્યનું બિંદુ અને તારું પહેરણ (તારી માતાના) હયઝ (માસિક સ્રાવ)નું લોહી છે ! બાકીનું બધું હક તઆલાના તરફથી ભેટ મળેલું છે !''

## નસીહતો

આ હિકાયતમાં હઝરત મૌલાના રૂમી (રહ.)એ ફનાઈય્યતની તા'લીમ આપી છે કે જેવી રીતે અયાઝ શાહી ભેટોના તમામ ઈનામો છતાં પોતાને અભિમાન અને ઘમંડથી બચાવવાના માટે દરરોજ પોતાની જૂની ગોદડી અને પહેરણને જોતો હતો અને પોતાની ઝાતને નસીહત કરતો હતો અને કહેતો હતો કે,

''હે અયાઝ ! તારી આ અસલ હકીકત હતી ! શાહના તકર્રુબથી નાઝ ન કરતો !''

એ જ પ્રમાણે હકના સાલિકો અને તાલિબોને જોઈએ કે પોતાની હકીકત પર હમેશાં નઝર રાખે.

હક તઆલાનો ઈર્શાદ છે કે :

''શું ઈન્સાનને એ ખબર નથી કે અમે તેને વિર્યના બિંદુમાંથી પયદા કર્યો છે ? ''

ઈન્સાનનું અસલ સર્જન બાપના વિર્યબિંદુ અને માતાના હયઝના લોહીમાંથી થાય છે. એ સિવાય ઈન્સાનને જાહેરી અને બાતિની જે કંઈ નેઅમતો મળેલી છે તે સર્વ હક તઆલાની ભેટ છે.

અલ્લાહ તઆલા કોઈને કેટલાયે ઉચ્ચ દરજ્જાઓ અતા ફરમાવી દે પરંતુ પોતાની પાયાની હકીકત-પિતાના વિર્ય અને માતાના હયઝના લોહી-નો ખ્યાલ અભિમાન અને ઘમંડથી હિફાઝતનો ઝરીયો અને સબબ છે. અર્થાત ઈન્સાને વારંવાર આ ધ્યાન દિલમાં રાખવું જોઈએ કે માતાના પેટમાં જયારે ઈન્સાનનું સર્જન થાય છે ત્યારે બાપના વિર્ય અને માતાના હયઝના લોહીથી જ તેના અંગો અને અવયવો બને છે. તે પછી તે અંગોમાં




જોવાની શકિત, સાંભળવાની શકિત, અકલ, સમજના ખઝાના કોણ મૂકે છે ?

એક બુઝુર્ગ રસ્તા પર પસાર થઈ રહયા હતા. એક ઘમંડી માણસના શરીરને તેમનાથી જરા ધકકો લાગી ગયો, કારણ કે મોટી ઉંમરના કારણે જોવાની શકિત કમજોર થઈ ગઈ હતી.

પેલા ઘમંડી માણસે અકડીને કહયું કે,

"ઓ આંધળા ! તને દેખાતું નથી ?
તું જાણે છે કે હું કોણ છું ?"

પેલા બુઝુર્ગે ઈર્શાદ ફરમાવ્યો કે,

"હું સારી રીતે જાણું છું કે તું કોણ છે. જો તું કહે તો હું તને પણ બતાવી શકું છું."

પેલા ઘમંડી માણસે કહયું કે,

"ઠીક છે, બતાવી દો !"

બુઝુર્ગે ઈર્શાદ ફરમાવ્યો કે,

"દરેકની ઝિંદગી ત્રણ કાળમાંથી પસાર થાય છે. ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ, હું તારા ત્રણે કાળ બતાવી દઉં છું :

— ભૂતકાળમાં તું બાપનું નાપાક વિર્ય અને માતાના હયઝનું લોહી હતો !
— વર્તમાનકાળમાં તારા પેટમાં મળ અને પેશાબ ભરેલાં છે !
— ભવિષ્યકાળમાં તું કબ્રસ્તાનમાં સડેલી લાશ હોઈશ !"

અભિમાન અને ઘમંડ બેવકૂફો (અકકલવગરનાઓ)ને વધારે હોય છે. જો જરાક પણ અકલથી કામ લેવામાં આવે તો સમજમાં આવી જશે કે ઈન્સાને અભિમાન અને તકબ્બુર કરવું કયારેય શોભનીય નથી.

હદીસે કુદસીમાં છે કે,

હક તઆલા ફરમાવે છે :

"મોટાઈ (મહાનતા) મારી ચાદર છે, જે એમાં ઘુસણખોરી કરશે તેની હું ગરદન તોડીશ."

હે અલ્લાહ ! અભિમાન, ઘમંડ અને બીજા તમામ દુર્ગુણોથી અમારી હિફાઝત ફરમાવ ! આમીન !






# ૭૫ ખચર અને શરમાં પોતાને મજબૂર સમજતા એક શખ્સની હિકાયત

બદઅકીદહવાળો એક માણસ કહેતો હતો કે બંદો મજબૂરે મહઝ છે અને વ્યક્તિગત રીતે તેને કોઈ ઈખ્તિયાર નથી. એટલે ખયર અને શરની કોઈ જવાબદારી મારા પર નથી.

એક દિવસે તે મલઊન એક વાડીમાં પહોંચ્યો અને વાડીના માલિકની પરવાનગી વગર પુષ્કળ ફળો તોડી તોડીને ખાધાં.

માલિકે કહ્યું,

"ઓ ચોર, કમીના ! આ શું કરી રહ્યો છે ?"

તેણે કહ્યું,

"આ વાડી અલ્લાહની છે અને હું અલ્લાહનો બંદો છું. અલ્લાહે આપ્યું તે ખાઉં છું તો એમાં શું ગુનો છે ?"

માલિકે પ્રથમ તો તેને એક ઝાડ સાથે દોરડાંથી બાંધ્યો અને પછી એક જાડો મજબૂત દંડો લઈને તેને મારવા લાગ્યો.

પેલાએ કહ્યું કે,

"હે ઝાલિમ ! મારા જેવા નિર્દોષ-બેગુનાહને આવો સખત માર મારે છે ! અલ્લાહથી શર્મ કર !"

વાડીના માલિકે કહ્યું,

"આ દંડો પણ અલ્લાહનો છે, હું પણ અલ્લાહનો બંદો છું જે બીજા બંદાને સારી રીતે મારી રહ્યો છું. મને કોઈ ઈખ્તિયાર નથી. હું પણ મજબૂર છું. મારો દંડો પણ મજબૂર છે. આ સર્વ તો અલ્લાહ કરી રહ્યો છે !"

પેલાએ કહ્યું કે,

"હું તવબા કરું છું. મારા બૂરા અકીદાનો ત્યાગ કરું છું. બેશક (માણસને) ઈખ્તિયાર છે ! ઈખ્તિયાર છે ! ઈખ્તિયાર છ."

*

## નસીહતો

હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ)થી એક માણસે પૂછ્યું કે,

"બંદો મજબૂર છે કે મુખ્તાર ?"

આપ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે,

"તારો એક પગ ઉચક !"

પેલાએ પોતાનો એક પગ ઉચકી લીધો.

આપે પાછું તેને ફરમાવ્યું કે,

"હવે તારો બીજો પગ પણ ઉચકી લે !"

પેલાએ કહ્યું કે,

"બંને પગો કેવી રીતે ઉચકી શકું ?"

આપ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું,

"બસ, એ જ તારા સવાલનો જવાબ છે. બંદો અરધો મુખ્તાર છે અને અરધો મજબૂર છે. ન સંપૂર્ણ મુખ્તાર ન સંપૂર્ણ મજબૂર."



અલ્લાહ તઆલાથી નેક આમાલની અને નેક સમજની તવફીક માંગતા રહો. કેટલાક ગુનાહોના કારણે અકલ પર અઝાબ આવી જાય છે. આ ઉમ્મતથી બદનો (ચહેરાઓ) ફેરવાઈ (વિકૃત થઈ) જવાનો અઝાબ ઉઠાવી લેવામાં આવ્યો છે પરંતુ સમજ અને અકલ વિકૃત થઈ જવાનો અઝાબ ઊતરે છે.

અલ્લાહ તઆલા આપણને સૌને નેક સમજ અને નૂરે અકલ અતા ફરમાવે અને દિલના તથા દિમાગના વિકૃત થઈ જવાના અઝાબથી સુરક્ષિત રાખે. આમીન !






# પોતાના હાથ પર સિંહ ચિતરાવનાર એક શખ્સની હિકાયત

જાહેલિય્યતના ઝમાનામાં અમૂક વિસ્તારના લોકો પોતાના હાથોં પર સિંહ કે ચિત્તાની તસવીર ચિતરાવતા હતા. (એને છૂંદણાં કહે છે. સોય કે તેવા અણીવાળા યંત્ર વડે શરીર પર જાત જાતના ચિત્રામણ કરવામાં આવે છે જે કયારેય ભૂંસાતા નથી. ભારતની કેટલીક પછાત જાતિઓમાં આજે પણ એ પ્રથા જોવામાં આવે છે.)

એક માણસે એ જ પ્રમાણે તસવીર બનાવનારને કહયું કે,

''મારા હાથ પર સિંહ ચીતરી દે !''

તસવીર બનાવનારે જયારે સોય આગમાં ગરમ કરીને તેના હાથ ઉપર મૂકી ત્યારે તકલીફના કારણે તે ચીસ પાડી ઉઠયો.

તેણે કહયું,

''શું ચીતરે છે ?''

તસવીર બનાવનારે કહયું,

'' પૂંછડી બનાવું છું.''

પેલાએ કહયું,

''પૂંછડી વગરનો સિંહ પણ બની શકે છે.''

તસવીર બનાવનારે ફરી પાછી સોય આગમાં ગરમ કરી અને તેની ચામડી ઉપર મૂકી.

પેલો ફરી પાછો ચીસ પાડીને કહેવા લાગ્યો,

''શું બનાવે છે ?''

તસવીર બનાવનારે કહયું,

''હવે કાન બનાઉં છું.''

પેલાએ કહ્યું,

''અરે ઝાલિમ ! કાન વગરનો સિંહ પણ તો હોઈ શકે છે !''

તસવીર બનાવનારે ફરી પાછી સોય ગરમ કરી અને તેની ચામડી ઉપર મૂકી.

પેલાએ ફરી પાછી ચીસ પાડી અને પૂછયું,

"હવે શું બનાવે છે ?"

તસવીર બનાવનારે કહયું,

"હવે સિંહનું પેટ બનાઉં છું."

પેલાએ કહયું,

"રહેવા દો ! પેટ વગરનો સિંહ બનાવી દો !"

એ જ પ્રમાણે જયારે માથું બનાવવાથી પણ પેલાએ ઈન્કાર કર્યો ત્યારે તસવીર બનાવનારે ગુસ્સાથી ધૂંઆપૂંઆ થઈને સોય ફેંકી દીધી અને કહ્યું,

"દૂર થઈ જા ! પૂંછડી વગરનો, પેટ વગરનો અને માથાં વગરનો સિંહ કદી જોયો છે ? એવો સિંહ તો અલ્લાહે પેદા જ નથી કર્યો ! જો તું સોયની તકલીફ સહન કરી નથી શકતો તો પછી એવો ખૂંખાર સિંહ બનાવવાની વાત જ ન કર !"



હઝરત મૌલાના રૂમી (રહ.) વાચકને હિદાયત ફરમાવે છે કે :

હે ભાઈ ! ઉસ્તાદ કે મુરશિદની તરબિયતમાં સખ્તીઓને સહન કરી લે, જેથી નફસના કુફ્ર અને ફિસ્કના તકાઝાઓથી મુકત થઈ જાય !

જો તું દિવસની જેમ રોશન થવા ચાહતો હોય તો પોતાની હસ્તીને રાતની જેમ ફના કરી દે અર્થાત જેવી રીતે રાતના ફના થવાથી દિવસ રોશન થાય છે તે જ પ્રમાણે જો તું નફસના બૂરા તકાઝાઓની ઈસ્લાહ કોઈ કામિલ મુરશિદની પાસે કરાવશે તો જાણે તેનો અંધકાર અને કાળાશ ફના થઈ જશે અને તારી હયાત (ઝિંદગી) અલ્લાહના તઅલ્લુકના નૂરથી રોશન થઈ જશે.

અવલિયાએ કિરામની જેમ પોતાની હસ્તીની કેદથી મુક્તિ મેળવી લે કારણ કે આ મુજાહદહ બાદ કુર્બની એવી તજલ્લિઓ તેમના બાતિન (અંતર)ને અર્પણ થાય છે કે સૂરજ, ચાંદ અને આસમાનનું નૂર તેમના નૂરે બાતિનનું ગુલામ થઈ જાય છે !

હે વાચક ! જો તું હક તઆલાના કુર્બની શાનો શવકતનું અવલોકન પોતાના બાતિનમાં કરી લે તો સમગ્ર દુનિયાને તું આ નૂરે હકીકીની સામે મુર્દાર અને બેકદર જોશે.

## નસીહતો

તસવીર બનાવવી કે બનાવડાવવી ઈસ્લામમાં હરામ છે પરંતુ હઝરત મવલાના રૂમી (રહ.)એ આ હિકાયતમાં જાહેલિયતના ઝમાનાનો બનાવ બયાન ફરમાવ્યો છે જેનો હેતુ મવલાનાનો સાલિકોને આ વાતની હિદાયત કરવાનો છે કે જો મુરશિદે કામિલ અર્થાત સુન્નતોના પાબંદ શયખ તમારી ઈસ્લાહના માટે જો કોઈ સખ્તીઓ કરે તો તેમની ધાક–ધમકીઓને ખૂશી ખૂશી બરદાશ્ત કરી લો કે જેથી તમારી અંદર નેક અમલો અને ઉમદા અખ્લાકની જડ મજબૂત થઈ જાય.

જો શયખની ધાક–ધમકીથી તમે નારાઝ થઈ જશો તો ઘસવા વગર તમે આયના જેવા કેવી રીતે બની શકશો !

આ મુજાહદહ થોડાં દિવસના હોય છે. તે પછી રાહત જ રાહત હોય છે.





# ૭૭ અતિ ઠંડીના કારણે મરેલા જેવા થઈ ગયેલા એક અજગરની હિકાયત

સાપ પકડનારો એક ગારુડી એક વખતે પહાડની તરફ ગયો. બરફ વર્ષાના કારણે પહાડની તળેટીમાં મોટાં મોટાં અજગરો મરેલાં જેવાં નિષ્ક્રિય થઈને પડેલાં હતાં. ગારુડીએ એક એવા નિષ્ચેતન પડેલાં અજગરને ઊંચકી લીધો અને બગદાદ શહેરમાં તમાશાના માટે લઈ આવ્યો.

તે સાપ મકાનના જાડાં થાંભલા જેવો જાડો અને મસમોટો હતો ! ગારુડી પોતે કમાણી કરવા માટે તેને રસ્તા પર ઘસડતો હતો.

ગારુડીએ લોકોને કહયું કે,

> ''હું આ મરેલો અજગર લાવ્યો છું. એનો શિકાર કરવામાં મારે ભારે મથામણ, જાનફિસાની કરવી પડી છે અને ખૂન-પસીનો વહાવવો પડયો છે !''

તમાશો જોવા માટે અસંખ્ય લોકો જમા થઈ ગયા. આખા બગદાદ શહેરમાં ચોરેને ચોટે એની ચર્ચાઓ થવા લાગી.

ગારુડીએ અજગરને મરેલો માની લીધો હતો પરંતુ ખરેખર તે જીવતો હતો. અતિશય ઠંડીના કારણે અજગર નિષ્ક્રિય અને નિષ્ચેતન થઈ ગયો હતો.

સવારનો સમય હતો. જયારે સૂરજ ઊંચે આવ્યો અને તેના કિરણોની ગરમીથી અજગરની ઠંડક અને નિષ્ક્રિયતા તથા નિષ્ચેતનાના લક્ષણો દૂર થવા લાગ્યા અને ધીરે ધીરે તેનામાં ઝિંદગીની નિશાનીઓ દેખાવા માંડી !

અજગરે હલન-ચલન કરવાનું શરૂ કર્યું. અજગરને જીવતો થયેલો જોઈને લોકો હેબતાઈ ગયા અને ચીસો પાડતાં બધાં ત્યાંથી ભાગવા માંડયા. પેલો ગારુડી પણ ખૌફના કારણે દંગ થઈ ગયો !



આ કિસ્સો બયાન ફરમાવીને હઝરત મૌલાના રૂમી (રહમતુલ્લાહિ અલયહ) ફરમાવે છે કે,

"હે સાલિકો ! ખૂબ જ સમજી લો કે નફસ ગુનાહોનો સામાન ન હોવાના કારણે નિષ્ક્રિય અને બેજાન માલૂમ પડે છે પરંતુ એકાંતમાં કોઈ અજાણી યુવતિ કે રૂપાળા કિશોરની પાસે એની શી હાલત થાય છે ?!

એવી પરિસ્થિતીમાં તમારો નફસ પણ ફિરઔની બુનિયાદ પર સરકશી અને ગુનાહિત કામો શરૂ કરી દેશે અને સેંકડો હકના દાઈઓ સાથે જંગ અને ગુસ્તાખી કરવા પર તૈયાર થઈ જશે !"

## નસીહતો

આ હિકાયતમાં સાલિકોના માટે ખૂબ જ મહત્વની વાત મૌલાનાએ બયાન ફરમાવી છે કે નફસ પર કદી ભરોસો ન કરો ! તે અસલ ફિતરતના એ'તેબારથી દુષ્ટ વૃત્તિ ધરાવે છે. એટલે શયખની સુહબત અને લાંબો સમય મુજાહદાત કરવાની બરકતથી જો કે નફસ કંઈક નેક જણાય છે છતાં તેનાથી સંતોષિત થઈને બેફિકર ન થશો ! અથવા કાળજી રાખવામાં કસર ન કરશો. જેમકે કેટલાક બેવકૂફ, જાહિલ સૂફીઓએ લાંબા સમય સુધી પોતાના નફસને અઝકાર અને અશ્ગાલના પાબંદ જોયા તો સંતોષિત અને બેફિકર થઈ ગયા અને પરાઈ સ્ત્રીઓ તથા કિશોરો સાથે હળવા-ભળવા લાગ્યા અને સમજયા કે હવે અમારા નફસને ગુનાહોનો તકાઝો મગ્લૂબ નહિ કરી શકશે. માટે કેમ ન તેમને પાક નઝરથી જોઈને કંઈક આનંદ હાસિલ કરી લેવામાં આવે ! પરંતુ પછી તેઓની શી હાલત થઈ કે બૂરી રીતે ઝલીલ થયા. નફસ જે ઠંડો-નિશ્ચેત હતો તે ગુનાહોના અસબાબને જોઈને જીવતો થવા લાગ્યો. અને જે નઝરને પાક સમજયા હતા તે જ નઝર નાપાક અને હરામ સાબિત થઈ !

છેવટે નફસના સાપે દંખ માર્યો અને રાહે હકમાં મરદૂદ અને ઝલીલ થઈ ગયાં.

એટલા જ માટે આપણાં બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે,

"કેટલાયે જૂના મુત્તકી થઈ જાઓ પરંતુ નફસથી મરતાં દમ સુધી બેફિકર ન થશો !"

હઝરત મજઝૂબ (રહ.) ફરમાવે છે :

ભરોસા કુછ નહીં ઈસ નફસે અમ્મારહકા અય ઝાહિદ,
ફરિશ્તાભી ચેહ હો જાયે તો ઈસસે બદગુમાં રહના.
નફસકા અઝદહા દિલા દેખ અભી મરા નહીં,
ગાફિલ ઈધર હુવા નહીં ઉસને ઉધર ડસા નહીં.

કૂતરો કેટલોયે કેળવાયેલો થઈ જાય પરંતુ તેની ગરદનમાંથી સાંકળ અલગ ન કરો ! કારણ કે ગમે એટલી કેળવણી છતાં કૂતરો આખરે કૂતરો જ રહેશે !

અલ્લાહ તઆલા આપણને સૌને નફસની સંભાળ રાખવાની આખરીદમ સુધી તૌફીક અતા ફરમાવે ! આમીન !

હક તઆલાનો શુક્ર છે કે તેની ખાસ રહમતના સદકામાં આ ઝઈફ બંદાથી મષનવીની હિકાયતોનો આ હિસ્સો પૂર્ણ થયો !

અલ્લાહ મહઝ પોતાની રહમતથી અને પોતાના નબીએ રહમત સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના સદકામાં એને કુબૂલ ફરમાવે ! અને એના લેખક, (અનુવાદક) અને વાંચકોને અમલની તૌફીક અતા ફરમાવે ! આમીન ! યા રબ્બલ આલમીન !

વ સલ્લલ્લાહો અલા ખયરી ખલ્કિહી મુહમ્મદીવ વ આલિહી
વ અસહાબિહી વ અહલિ બયતિહી અજમઈન.
બિરહમતિ-ક યા અરહમર્રાહિમીન !

મુહમ્મદ અખ્તર
અફલ્લાહુ અન્હુ
[ લેખક ]

અબ્દુલકાદિર ફાતીવાલા
(ગુફિરલહુ)
[ અનુવાદક ]